## દેશલનો વંશ.

પેલી તરફ સહજે પોતાના ગુણો વડે દેવગિરિના રામદેવ રાજાને એવો તો વશ કર્યો, જેથી તે બીજા કોઇની વાત પણ કરતો ન હતો. ૯૨૫ વળી કપૂરના સમુદાયથી સુંદર એવું તાંબૂલ (પાનબીડું) તેને જ્યારે અપાતું હતું ત્યારે સ્તુતિપાઠકો "કર્પૂરધારા પ્રવાહ" એવું બિરુદ તેને આપતા હતા. ૯૨૬ તેની (સહજની) કીર્તિ, છેક તિલંગ દેશના રાજા સુધી પહોંચી ગઇ, જેથી પ્રેરાઇને તે રાજાએ પોતાના નગરમાં દેવમંદિર બનાવવા માટે તેને સ્થાન આપ્યું. ૯૨૭ વળી કર્ણાટક તથા પાંડુ દેશમાં પણ તેનો યશ સદાકાળ ડોલવા લાગ્યો, જેથી તે દેશના રાજા સુદ્ધાં સર્વ લોકો, તેને મળવા માટે આતુર થઇ જતાં હતાં. ૯૨૮ એક દિવસે ઉદાર બુદ્ધિવાળા દેશલ શ્રેષ્ઠીએ, શ્રીમાન દેવગિરિ નગરમાં નવું જૈન મંદિર કરવાની ઇચ્છા કરી. ૯૨૯ અને પોતાનો મનોરથ સિદ્ધસૂરિ ગુરુને તેણે જણાવ્યો કે, એક જૈનમંદિર બંધાવવાની મને ઇચ્છા છે, માટે આપની કૃપાથી મારો એ મનોરથ સત્વર પૂર્ણ થાય તેમ તમે કરો. એ દેરાસરમાં મૂળનાયક તરીકે ક્યા ભગવાનની પ્રતિષ્ઠા કરવી અને કોની પ્રતિષ્ઠા કરવાથી પરિણામમાં હિત થાય, તે મને કહો. ૯૩૦-૯૩૧ ત્યારે ગુરુમહારાજે કહ્યું કે, તારા કોઇ ભાગ્યના યોગથીજ આવી તને ઇચ્છા થઇ છે. કેમકે જિનમંદિર બંધાવનારાઓની અતિ ઉચ્ચ ગતિ થાય છે. ૯૩૨ તારા એ દેરાસરમાં દુષ્ટ અરિષ્ટોનો નાશ કરનારા શ્રીપાર્શ્વનાથ ભગવાનને મૂળનાયક તરીકે સ્થાપવા. કેમકે હે સાધુ! તે ભગવાન સર્વ ઇષ્ટ વસ્તુને આપનારા છે. ૯૩૩ આ સાંભળી દેશલે, દેવગિરિમાં રહેતા સહજને જિનદેરાસર કરવાની આજ્ઞા મોકલી. ૯૩૪ એટલે તેણે પણ ક્ષુધાતુર મનુષ્યો જેમ સાકરવાળા દૂધનો હર્ષથી સ્વીકાર કરે તેમ, પોતાના પિતાની એ આજ્ઞાનો સત્વર હર્ષપૂર્વક સ્વીકાર કર્યો. ૯૩૫ પછી તેણે નજરાણું અર્પણ કરી રામદેવ રાજાને પ્રસન્ન કર્યો અને તે નગરમાં



કોચીનનિવાસી સ્વર્ગસ્થ શ્રીયુત શાહ જીવરાજ ધનજી

# નિવેદન

લાંબા કાળથી જૈન પ્રજાનું હૃદય શત્રુંજય તીર્થની ભક્તિથી એટલું ઓતપ્રોત થયેલું છે કે જેથી તેનો એક એક અણુ પણ પવિત્ર હોવાની ચિરરૂઢ માન્યતા સ્વાભાવિક લાગે છે. શત્રુંજયમાહાત્મ્યમાં આ તીર્થના અદ્‌ભુત પ્રભાવનુ વર્ણન મળે છે તે જોતાં અત્યારે તો તેનો ધ્વંસાવશેષ હોય તેમ લાગ્યા સિવાય રહેતું નથી. આ તીર્થે મ્લેચ્છોના અનેક આક્રમણો સહ્યાં છે છતાં આ ગિરિરાજ અનેક યુદ્ધોમાં શત્રુઓના ઘા સહન કરી કૃશ થયેલા છતાં વિજયવંત યોદ્ધાની જેમ પોતાના મહિમાને દિગન્તમાં ફેલાવતો ઉન્નત મસ્તકે ઉભો હોય તેમ નજરે જોનારને પ્રતીત થાય છે. આ તીર્થ પર અનેક ઉદ્ધારો થઇ ગયા છે, તેમાં જાવડશાહ વગેરેના જે ઉદ્ધારો ઐતિહાસિક કાળમાં થયેલા છે તેમાંના ચૌદમા સૈકામાં થયેલા સમરસિંહના ઉદ્ધારનું આ પ્રબંધમાં મુખ્યપણે વર્ણન કરેલું છે અને બીજા ઉદ્ધારોનું સંક્ષિપ્ત રૂપે સૂચન કરેલું છે.

વિ. સ. ૧૩૬૯ માં ખીલજીવંશીય અલ્લાઉદ્દીનના સૈન્યે શત્રુંજય તીર્થનો ભંગ કર્યો અને આદિજિનની પવિત્ર મૂર્તિને ખંડિત કરી. તે સાંભળી તમામ હિંદુઓમાં અને વિશેષત જૈન સંઘમાં ભારે ક્ષોભ અને શોક પ્રસર્યો. તે વખતે પાટણમાં ઓસવાળ જ્ઞાતિના દેશલ અને તેનો પુત્ર સમરસિંહ નામે ધનાઢ્ય શ્રાવક રહેતા હતા. તેમના જાણવામાં આ વાત આવી અને તેમના હૃદયને સખ્ત આઘાત થયો. તે સમયે ઊકેશગચ્છીય સિદ્ધસેનસૂરિ પાટણમાં વિરાજમાન હતા. તેમની પાસે દેશલશાહ ગયા અને તેમણે હૃદયમર્મભેદક તીર્થભંગની હકીકત કહી. સિદ્ધસેનાચાર્યે કળિકાળનો પ્રભાવ જણાવી તેમના હૃદયને શાન્ત કર્યું અને શત્રુંજય તીર્થનો ઉદ્ધાર

કરવા પ્રોત્સાહન આપ્યું. તીર્થનો ઉદ્ધાર કરવાનો બન્ને પિતા પુત્રે નિશ્ચય કર્યો. તે વખતે પાટણમાં અલ્લાઉદ્દીનનો દૃઢ પ્રીતિપાત્ર અલપખાન નામે સુબો રહેતો હતો, તેની સાથે સમરસિંહને ગાઢ મૈત્રી હતી. સમરસિંહે તેની પાસેથી ફરમાન મેળવી ચતુર્વિધ સંઘની આજ્ઞા માગી શત્રુંજય તીર્થના ઉદ્ધારનું કાર્ય શરૂ કર્યું. ત્રિસંગમપુરના રાજા મહીપાલદેવની અનુજ્ઞાથી તેના તાબાની આરાસણની ખાણમાંથી ફલહી મંગાવી અને તેની આદિજિનની નવીન મૂર્તિનું નિર્માણ કરાવી સંઘસહિત શત્રુંજય તીર્થે જઇ સિદ્ધસેનસૂરિ પાસે વિ. સં. ૧૩૭૧ માં તેની પ્રતિષ્ઠા કરાવી પુષ્કળ ધનનો વ્યય કર્યો. આ બધી હકીકત નજરે જોયા પછી, બાવીશ વરસના અંતરે વિ. સં. ૧૩૯૩ માં કાંજરોટપુરમાં રહીને તે ઊકેશગચ્છીય સિદ્ધસેનસૂરિના શિષ્ય કક્કસૂરિએ પોતે આ પ્રબન્ધની રચના કરી છે. તેથી આ પ્રબન્ધનું ઐતિહાસિક દૃષ્ટિએ પણ મહત્વ છે. આ સંબન્ધે પ્રબન્ધકારના સમકાલીન નિવૃત્તિગચ્છના શ્રીઆમ્રદેવસૂરીએ 'સમરારાસુ' નામે રાસ ગૂજરાતી ભાષામાં રચ્યો છે. જેનો ઉલ્લેખ આ પ્રબન્ધમાં પ્રબન્ધકારે કરેલો છે. પણ તે રાસ સંક્ષિપ્ત છે અને આ પ્રબન્ધમાં વર્ણવેલી હકીકત વિસ્તૃત છે. આ પ્રબન્ધના પાંચ પ્રસ્તાવ છે અને દરેક પ્રસ્તાવને અન્તે " **इतिश्रीशत्रुञ्जयमहातीर्थोद्धारप्रबन्धे प्रथमः प्रस्ताव**" એવું સમાપ્તિસૂચક વાકય છે, તેથી કદાચ આનુ નામ '**शत्रुञ्जयमहातीर्थोद्धारप्रबन्ध**' એવુ પણ હોય. પરન્તુ પ્રબન્ધના અન્તે **इति श्रीविमलगिरिमंडनपापखंडनश्रीनाभिनंदनजिनस्योद्धारः संपूर्णो जात** ' એવો ઉલ્લેખ હોવાથી, આ પ્રબન્ધનું નામ 'નાભિનન્દન જિનોદ્ધાર પ્રબન્ધ' એવું રાખ્યું છે.

આ પ્રબન્ધની એક પ્રત અમદાવાદ દોશીવાડાની પોળમાં ડહેલાના ઉપાશ્રયના ભંડારમાં મેં જોઈ, અને તેને પ્રગટ કરવાથી ઐતિહાસિક

કેટલીક બાબતો પર પ્રકાશ પડશે એમ ધારી તેને મુદ્રિત કરવા ઈચ્છા થઇ, પણ તે મળેલી પ્રતિ અશુદ્ધ હતી, તેથી બીજી પ્રતિઓનો તપાસ કરાવ્યો, પણ મળી નહિ. તેથી છેવટે આ પ્રબન્ધ એકજ પ્રત ઉપરથી સંશોધન કરી છપાવ્યો છે અને તેમ કરવામાં ઘણી મુશ્કેલી અને વિલંબ થયો છે. કાળજી રાખ્યા છતાં પણ કોઇ કોઇ સ્થળે સ્ખલનાઓ થઈ છે તેને સુજ્ઞ વાચક વર્ગ ક્ષંતવ્ય ગણશે.

આ સાથે બધાને ઉપયોગી થાય માટે તેનો ગૂજરાતી અનુવાદ તથા પ્રારંભમાં ઐતિહાસિક સાર આપવામાં આવ્યો છે. આ પ્રબન્ધનો ગૂજરાતી અનુવાદ શ્રીમાન્ આચાર્ય **વિજયનીતિસૂરિજીએ** પોતાના શાસ્ત્રી ગીરજાશંકર પાસે કરાવી આપ્યો છે, માટે તેઓના અમે આભારી છીએ. તે અનુવાદ તપાસી અને સંશોધિત કરી આ સાથે મુદ્રિત કર્યો છે.

આ પ્રબંધને મુદ્રિત કરી પ્રકાશિત કરવામાં શ્રીમાન્ આચાર્ય મહારાજ **શ્રીવિજયનીતિસૂરિજીના** ઉપદેશથી કોચીન નિવાસી સુશ્રાવક શાહ **જીવરાજ ધનજીના** સ્મરણાર્થે તેમના ધર્મપત્ની **હીરૂબાઈએ** દ્રવ્યની સહાય કરી છે તેથી તેમને ધન્યવાદ આપવા પૂર્વક તેમના કાર્યનુ અનુમોદન કરી વિરમું છું.

**શ્રી હેમચંદ્રાચાર્યજૈન ગ્રન્થમાળા**
**જૈન** વિદ્યાર્થીમંદિર
કોચરબરોડ–**અમદાવાદ.**

પ્રકાશક.

# નાભિનંદનજિનોદ્ધાર-
## પ્રબન્ધનો ઐતિહાસિક સાર.

આ શત્રુંજય તીર્થની પ્રાચીનતા અને તેના અદ્ભુત પ્રભાવે ભાવિક મનુષ્યોના હૃદયમાં ચિરકાળથી તેની ઉંડી છાપ પાડેલી છે અને તેથી સર્વકાળે સર્વ તીર્થોમાં તેની પ્રધાન તીર્થ તરીકે ગણના થયેલી છે. શત્રુંજય તીર્થ સંબન્ધે અત્યારે વિદ્યમાન સાહિત્યમાં સૌથી જૂનો ઉલ્લેખ[1] અંગોમાં પણ મળે છે. તેથી એ તીર્થની

---

[1] १ ततेणं से थावच्चापुत्ते अणगारसहस्सेणं सद्धिं संपरिवुडे जेणेव पुंडरीए पव्वए तेणेव उवागच्छइ, २ पुंडरीयं पव्वयं सणियं २ दुरुहति, २ मेघघणसन्निगासं देवसन्निवायं पुढविसिलापट्टयं जाव-पाओवगमणं णुवन्ने। જ્ઞાતાસૂત્ર આ. સ. ૫૦ ૧૦૮-૧.

तएणं से सुए अणगारे अन्नया कयाइं तेणं अणगार-सहस्सेणं सद्धिं संपरिवुडे + + + जेणेव पोंडरिए पव्वए जाव-सिद्धे। જ્ઞાતાસૂત્ર આ. સ. ૫૦ ૧૦૮-૨

પ્રાચીનતા ઐતિહાસિક દૃષ્ટિએ પણ સિદ્ધ છે. ત્યાર પછીના પ્રાચીન અને અર્વાચીન ઘણા ગ્રન્થોમાં તેનાં નામ અને વર્ણન સંબન્ધે ઘણા ઉલ્લેખો મળી આવે છે. આ તીર્થ અનેક કાળચક્રની સમ વિષમ પરિસ્થિતિમાં પસાર થતું હજી પણ યોગીની પેઠે ઉન્નત મસ્તકે પોતાના પ્રભાવને વ્યક્ત કરતુ ઉભું છે. આ પાવન તીર્થને અનેક મહાપુરૂષોએ આવી પોતાના ચરણસ્પર્શથી પવિત્ર કર્યું છે.અને તે તીર્થે અનેક પતિતોને પાવન કરી પોતાની પવિત્રતા સાર્થક કરી છે. અહિં અનેક જ્ઞાની, ધ્યાની અને તપસ્વીઓએ આવી પોતાના આત્મકલ્યાણની સાધના કરી છે. અનેક સંઘપતિઓ સંઘ સાથે આવી આ તીર્થના દર્શન અને ભક્તિથી કૃતાર્થ થયા છે.

પૂર્વે આ તીર્થના અનેક ઉદ્ધારો થયા છે. જયારથી ગૂજરાતમાં મુસલમાનોએ પ્રવેશ કર્યો અને તેની સત્તા નીચે ગૂજરાત આવ્યુ ત્યારથી તેમના હાથે અનેક તીર્થોનો ધ્વસ થયો છે. આ શત્રુજય તીર્થ પણ તેમના આક્રમણોથી બચ્યુ નથી. વિ.સં.૧૩૬૯માં અલ્લાઉદ્દીન ખીલજીના સૈન્યે મુખ્ય મંદિરનો નાશ કર્યો અને આદિજિનની પવિત્ર પ્રતિમાનો ભંગ કર્યો. તેવા સમયમાં તેનો ઉદ્ધાર કરવો કેટલો મુશ્કેલ હતો તેની વાસ્તવિક કલ્પના પણ અત્યારે આપણને આવી શકે નહિ. તે વખતે પાટણમાં દેશલશાહ અને તેનો પુત્ર સમરસિંહ રહેતા હતા. તે ધનાઢય, બુદ્ધિમાન અને ઘણી જ લાગવગવાળા હતા. શત્રુંજય તીર્થના ભંગની હકીકત જાણી તેમને ઘણુજ દુઃખ થયુ અને ઊકેશગચ્છીય સિદ્ધસેનસૂરિના ઉપદેશથી દેશલશાહ અને સમરસિંહને તીર્થના ઉદ્ધારની તીવ્ર ઈચ્છા થઈ. સમરસિંહ તો પાટણના પ્રથમ સુબા અલપખાનનો ખાસ પ્રીતિપાત્ર અને વિશ્વાસુ મિત્ર હતો. સમરસિંહે અલપખાનનું મન રંજિત કરી શત્રુંજયના ઉદ્ધાર કરવાનું ફરમાન મેળવ્યું,અને તેણે આદિજિનનુ મુખ્ય મંદિર તથા દેવકુલિકાઓ વગેરેનો ઉદ્ધાર કર્યો,તેમજ આદિજિનની પ્રતિમા નવીન કરાવી ઉપકેશગચ્છના સિદ્ધસેનસૂરિદ્વારા પ્રતિષ્ઠા કરાવી. એ બધી હકીકતનુ સવિસ્તર વર્ણન

સિદ્ધસેનસૂરિના શિષ્ય કક્કસૂરિએ આ પ્રબન્ધમાં કર્યું છે. તેનો સંક્ષિપ્ત ઐતિહાસિક સાર આ પ્રમાણે છે.

## પ્રથમપ્રસ્તાવ

અહિં પ્રબન્ધકાર પ્રથમ મંગલરૂપે **આ**દિજિન, મહાવીરસ્વામી અને બીજા તીર્થંકરોની સ્તુતિ કરે છે. ત્યાર પછી સ્વગુરુ, સરસ્વતી અને સજ્જન-દુર્જનની સ્તુતિ કરી ગ્રન્થનો પ્રારંભ કરે છે.

વેસટ

**મરુ**ભૂમિમાં ઉપકેશપુર નામે નગર હતું. જ્યાં રત્નપ્રભાચાર્યે મહાવીર નિર્વાણથી સીત્તેર વર્ષે **વીર**મંદિરની સ્થાપના કરી હતી. તે નગરમાં ઉપકેશ નામે ઉન્નત વંશમાં થયેલો વેસટ નામે ધનાઢ્ય શ્રેષ્ઠી રહેતો હતો. એક વખતે તેને કોઇ પણ કારણથી નગરના મુખ્ય માણસો સાથે વિરોધ થયો, તેથી તે શ્રેષ્ઠી ત્યાં રહેવું અયોગ્ય ધારી તે નગરનો ત્યાગ કરી કીરાટકૂપ નામે નગરમાં આવ્યો. ત્યાં પરમાર કુળનો જૈત્રસિંહ નામે રાજા રાજ્ય કરતો હતો. તેની પાસે તે શ્રેષ્ઠી ભેટણું લઇને ગયો. રાજાને પ્રણામ કરી તેની પાસે ભેટણું મૂક્યું. રાજાએ પણ વસ્ત્રાદિ વડે તે શ્રેષ્ઠીનુ સન્માન કરી આવવાનું કારણ પૂછ્યુ. શ્રેષ્ઠીએ ઉત્તર આપ્યો કે આપના ગુણોથી આકર્ષિત થઇ અહીં આવ્યો છુ. રાજાએ તે શેઠને રહેવા માટે આવાસ આપ્યો અને શેઠ કુટુંબસહિત સુખપૂર્વક રહેવા લાગ્યો. હમેશાં રાજા પાસે જવા આવવાથી પરિચય વધતાં બન્નેને ગાઢ પ્રીતિ થઇ. રાજાએ વેસટને તેના ગુણથી પ્રસન્ન થઇને નગરશેઠપણુ આપી સર્વ વેપારીઓમાં અગ્રણી કર્યો. વેસટે જૈત્રસિંહને અહિંસા વિષે ઉપદેશ કર્યો, અને જૈત્રસિંહે વેસટના ઉપદેશથી પ્રાણીઓની હિંસાનો ત્યાગ કર્યો.

# દ્વિતીય પ્રસ્તાવ.

[૧]વેસટને વરદેવ નામે પુત્ર હતો તેને ગૃહકાર્યનો ભાર સોંપી શેઠ શુભધ્યાને મરીને સ્વર્ગે ગયો. વરદેવ પણ પોતાના પિતાની પેઠે નગરશેઠની પદવીને ધારણ કરતો અનેક લોકોનો ઉપકાર કરી પૃથિવીમાં પ્રસિદ્ધ થયો. વરદેવને જિનદેવ, જિનદેવને **નાગેન્દ્ર** અને **નાગેન્દ્રને** સલક્ષણ નામે પુત્ર થયો. એક વખત જિનદેવને ઘેર ગૂજરાતથી કોઇ સાર્થપતિ આવ્યો. તેના મુખથી ગૂજરાતની કીર્તિ સાંભળી તેનું મન ગૂજરાતમાં આવવા માટે લલચાયું અને તે સાર્થપતિની સાથે

વેસટનો વંશ



**પ્રલ્હાદનપુર**-(પાલનપુર)માં આવ્યો. તે નગરમાં પ્રવેશ કરતાં તેને સારા શકુનો થયા અને તેણે હમેશાં ત્યાં જ રહેવાનો નિશ્ચય કર્યો. ત્યાં ઉપકેશગચ્છની નિશ્રાએ **પાર્શ્વ**નાથનું મંદિર હતું. તેની આ શેઠ સારસંભાળ રાખતો હતો. તેમને **આજડ** નામે પુત્ર થયો. આજડને **ગોસલ** નામે પુત્ર થયો. **ગોસલ**ને ગુણમતી સ્ત્રીથકી **આસાધર, દેસલ** અને **લાવણ્યસિંહ** નામે ત્રણ પુત્રો થયા. પિતાએ તેઓને અનુક્રમે રત્નશ્રી, **ભોળી** અને **લક્ષ્મી** એ ત્રણ કન્યાઓ પરણાવી. દૈવયોગથી ગોસલ નિર્ધન થયો અને થોડા દિવસમાં મૃત્યુ પામ્યો. **આશાધરે** પિતા મૃત્યુ પામવાથી બાલ્યાવસ્થામાં ઘરનો બધો ભાર ઉપાડી લીધો. એક વખત **દેવગુપ્તસૂરિ**ને **આશાધરે** પોતાની જન્મ-પત્રિકા બતાવીને પૂછ્યું કે 'ભગવન્! હું ક્યારે ધનવાન થઈશ?' ગુરુએ કહ્યું કે 'તને થોડા દિવસમાં પુષ્કળ ધન મળશે, પરન્તુ તને દક્ષિણ દિશામાંથી ધનનો લાભ થશે.' ત્યાર પછી **આશાધર** દક્ષિણમાં **દેવગિરિ** નગરમાં પોતાના ભાઇઓને મોકલી નિરંતર વેપાર કરવા લાગ્યો અને ત્યાંથી તેણે પુષ્કળ લક્ષ્મી મેળવી.

એક દિવસે તેણે ગુરુને વિનતિ કરી કે આપ વૃદ્ધ થયા છો તો કોઇને આચાર્યપદ આપો. આચાર્યે કહ્યું કે સચ્ચિકાદેવીના આદેશ સિવાય કોઇને આચાર્યપદ અપાતું નથી આવી ગચ્છની મર્યાદા છે. ત્યાર પછી તે શ્રેષ્ઠીના આગ્રહથી દેવગુપ્તસૂરિએ [1]ઊકેશગચ્છની સ્થિતિ કહી:—

---

1 **ઊકેશગચ્છપટ્ટક્રમ**

પાર્શ્વનાથના શિષ્ય
શુભદત્ત ગણધર
|
કેશીગણધર
|
સ્વયંપ્રભસૂરિ
|
(૧) રત્નપ્રભસૂરિ

ત્રેવીશમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથના શિષ્ય શુભદત્ત નામે ગણધર હતા. તેના શિષ્ય[1] કેશી નામે થયા કે જેણે પ્રદેશી રાજાને બોધ પમાડી નાસ્તિકમાંથી જૈનધર્મમાં અસ્થાવાળો કર્યો. તેની પાટે સ્વયંપ્રભસૂરિ થયા. તેના શિષ્ય રત્નપ્રભસૂરિ થયા. તેમણે મહા-

ઊકેશ ગચ્છની સ્થિતિ

(જેમણે વીરનિર્વાણથી સિત્તેરમે વર્ષે ઊકેશપુરમાં
મહાવીર ભગવાનના મંદિરની સ્થાપના કરી હતી.)

|

(૨) યક્ષદેવસૂરિ

|

(૩) કક્કસૂરિ

|

(૪) સિદ્ધસેનસૂરિ

|

(૫) દેવગુપ્તસૂરિ

|

\+ + + + +

|

કક્કસૂરિ

|

\+ + + + +

|

યક્ષદેવસૂરિ (દશપૂર્વધર)

\+ + + + +

દેવગુપ્તસૂરિ

|

સિદ્ધસૂરિ વિ. સં. ૧૩૩૦માં આચાર્યપદ.

|

કક્કસૂરિ

જેમણે વિ. સં. ૧૩૯૩ મા કાંજરોટપુરમાં રહી આ પ્રબંધ રચ્યો હતો.

૧ ઊકેશગચ્છીય પટ્ટાવલિમાં શુભદત્તની પાટે હરિદત્ત, હરિદત્તની પાટે

વીર નિર્વાણથી બાવનમા વર્ષે આચાર્ય પદ પ્રાપ્ત કર્યું, અને તે પછી અઢાર વર્ષે ઊકેશપુરમાં મહાવીરના મંદિરની સ્થાપના કરી. તેમણે સવાલાખ શ્રાવકો તથા અઢાર હજાર જંઘોને (?) પ્રતિબોધ પમાડયા અને ઊકેશ ગચ્છની સ્થાપના કરી. તેની પાટે અનુક્રમે યક્ષદેવસૂરિ, કક્કસૂરિ,દેવગુપ્તસૂરિ, સિદ્ધસેનસૂરિ, અને રત્નપ્રભસૂરિ થયા. એ પ્રમાણે આચાર્યના એ પાંચ નામ વડે પાંચ આનન વડે જેમ સિંહ શોભે તેમ આ ગચ્છ શોભતો હતો. પૂર્વોક્ત પાંચ નામના આ ગચ્છમાં ઘણા આચાર્યો થયા.ત્યાર પછી કક્કસૂરિ થયા અને તેણે આ ગચ્છમાં સચ્ચિકા દેવી, સર્વાનુભૂતિયક્ષ અને ચક્રેશ્વરીની વાણીથી તેવા પ્રકારના યોગ્ય પાત્રના અભાવે રત્નપ્રભસૂરિ અને યક્ષદેવસૂરિનુ નામ બન્ધ પાડ્યુ.[2]

---

આર્યસમુદ્ર અને આર્યસમુદ્રની પાટે કેશિગણધર થયા છે એમ જણાવેલું છે. જુઓ સાહિત્યસંશોધક ખ. ૨ અ. ૧.

૨ તે સંબંધે ઊકેશગચ્છીય પટ્ટાવલિમાં એવુ કારણ બતાવવામા આવ્યું છે કે કક્કસૂરિએ બાર વરસ સુધી આયંબિલ તપ કર્યું. તેના સ્મરણસ્તોત્રથી મરોટકોટના સોમક શ્રેષ્ઠીની બન્ધનશૃંખલા તૂટી ગઈ. શ્રેષ્ઠીએ વિચાર કર્યો કે જેના નામ સ્મરણમાત્રથી બંધન રહિત થયો છુ તો એકવાર જઇ તેને વંદન કરૂ. તે ભરૂચ આવ્યો. મુનિઓ ભિક્ષાએ ગયા હતા. ગુરુની પાસે સચ્ચિકાદેવી હતી, બારણુ બંધ હતુ. તેને ગુરુ સબન્ધે શંકા થઈ. તેથી દેવીએ શિક્ષા કરી, તે મુખથી રુધિરનું વમન કરવા લાગ્યો. મુનિઓ ભિક્ષાથી પાછા ફર્યા. વૃદ્ધ ગણાધિપે જાણ્યુ અને ગુરુને કહ્યું કે ભગવન્ ! બારણે સોમક શ્રેષ્ઠી લોહી વમતો પડેલો છે. ગુરુએ સચ્ચિકાનુ આ કૃત્ય છે એમ જાણ્યું અને દેવીને બોલાવીને પૂછ્યુ. દેવીએ કહ્યુ કે ભગવન્ ! મેં તો યોગ્ય જ કર્યું છે, તે પાપિષ્ઠ છે, કેમકે જેના સ્મરણથી તેના બન્ધન તૂટી ગયા તે સંબંધે તેણે દુષ્ટ વિચાર કર્યો. ગુરુએ દેવીને ગુસ્સો છોડી તેના ઉપદ્રવની શાન્તિ કરવા કહ્યું દેવીએ તેમ કર્યું અને હવે મારૂ પ્રત્યક્ષ આગમન નહિ થાય તેમ જણાવ્યું. દેવીના વચનથી રત્નપ્રભસૂરિ અને યક્ષદેવસૂરિના નામ ભંડારી દીધા. ઊકેશગચ્છીય પટ્ટાવલી જુઓ સાહિત્ય સંશોધક ખ. ૨ અ. ૧.

ત્યારથી આ ત્રણ નામના પણ શાસનપ્રભાવક ઘણા આચાર્ય આ ગચ્છમાં થયા. યાવત્ **સિદ્ધસેનસૂરિ**ની પાટે હુ (દેવગુપ્તસૂરિ) થયો. એમ **દેવગુપ્તસૂરિ**એ આશાધરને કહ્યુ. ત્યાર પછી આચાર્યે પોતાનું થોડું આયુષ બાકી રહેલું જાણી વિ. ૧૩૩૦ માં બાલચન્દ્ર નામના મુનિને સૂરિપદ આપ્યુ, અને તેમનુ નામ **સિદ્ધસેનસૂરિ** પાડચું. ત્યાર પછી **દેવગુપ્તસૂરિ** કાળધર્મ પામ્યા.

**આશાધર** પણ વિવિધ ધર્મકૃત્યોને કરી સ્વર્ગે ગયો. ત્યાર પછી **દેશલ** ઘરનો નાયક થયો. તેને 'ભાળી' નામે સ્ત્રી હતી તેણે ત્રણ પુત્રોને જન્મ આપ્યો. સહજ, સાહણ અને સમરસિંહ. **દેશલ**ના નાના ભાઇ **લાવણ્યસિંહ**ને **લક્ષ્મી** નામે પત્ની હતી તેને **સામ**ત અને **સાંગણ** એ બે પુત્ર થયા. **દેશલે** પોતાના જ્યેષ્ઠ પુત્ર **સહજ**ને દક્ષિણના **દેવગિરિ** નગરમાં મોકલ્યો અને ત્યાં તેણે પોતાના ચાતુર્યથી રામદેવ નૃપને અધીન કરી 'કર્પૂરધારાપ્રવાહ' એવું બિરુદ મેળવ્યુ. ત્યાં તેણે એક મોટું **પાર્શ્વ**જિનનુ મંદિર કરાવ્યુ અને **સિદ્ધસેન સૂરિ** પાસે તેની પ્રતિષ્ઠા કરાવી. સર્વકળામાં કુશળ એવા **સાહણુ**ને ખંભાત મોકલ્યો.

## તૃતીય પ્રસ્તાવ

તે વખતે દિલ્હીની ગાદી ઉપર **અલ્લાઉદ્દીન** બાદશાહ હતો.

અલ્લાઉદ્દીન.

જેણે દેવગિરિ જઇ તેના રાજાને બાંધી ત્યા પોતાનો જયસ્તંભ રોપ્યો હતો. જેણે સપાદલક્ષના સ્વામી પરાક્રમી **હમ્મીર** નૃપને મારી તેનુ બધુ લઇ લીધુ.

તેણે ચિતોડના રાજાને બાંધી તેનું ધન લેઇ તેને વાંદરાની પેઠે નગરે નગરે ભમાડચો.

જેના પ્રતાપથી ગૂજરાતનો રાજા કરણ નાસી જઇને વિદેશમાં ભટકીને રાંકની પેઠે મરણ પામ્યો. માળવાનો રાજા ઘણા દિવસ સુધી બન્દીવાનની પેઠે કિલ્લામાં રહીને કાયરપણે ત્યાં જ મરણ

પામ્યો. જેણે કર્ણાટક, **પાંડુ** અને તિલંગાદિ દેશના રાજાઓને જીતીને વશ કર્યા હતા. **સમિયાનક** અને **જાબાલીપુર**(**જાલોર**)પ્રમુખ નગરને જેણે જીતી લીધા અને ગૂજરાતમાં ભમતા ખાપરાને સૈન્યને પણ તેણે નસાડી મુક્યું હતું.

તે **અલ્લાઉદ્દીન** બાદશાહનો પ્રીતિપાત્ર **અલપખાન** નામે સુબો પાટણમાં રહેતો હતો. **દેશળનો** પુત્ર **સમરસિંહ** તેની ઉચ્ચ અધિકારી તરિકે સેવા કરતો હતો. **અલપખાન** પણ તેના ગુણથી પ્રસન્ન થઇને તેને વિષે બન્ધુના જેવો પ્રેમ રાખતો હતો.

તે વખતે દુઃષમકાળના પ્રભાવથી દૈવયોગે મ્લેચ્છસૈન્યે શત્રુંજય તીર્થનો ભંગ[1] કર્યો અને આદિજિનની પ્રતિમાને તોડી નાંખી. તે સાંભળીને સંઘને વજ્રપાતની જેમ ભારે આઘાત થયો. કેટલાકે તો ભોજનનો ત્યાગ કર્યો, કેટલાક રુદન કરવા લાગ્યા, એવો કોઈ બાળક, યુવાન કે વૃદ્ધ નહોતો કે જેણે તે વખતે પાણી પણ પીધું હોય. દેસલ આ વાત સાંભળીને મૂર્છા ખાઇ નીચે પડ્યો. જ્યારે શીતોપચાર વડે તેને ચૈતન્ય પ્રાપ્ત થયું ત્યારે તે વિલાપ કરવા લાગ્યો. પછી પોષધશાલામાં **સિદ્ધસેન** સૂરિની પાસે જઈ તેણે તીર્થભંગ સંબંધી બધી હકીકત કહી. **સિદ્ધસેનસૂરીએ** તેને આશ્વાસન આપી શાંત કર્યો અને દુઃખપૂર્વક કલિકાલનો પ્રભાવ જણાવી ખેદ ન કરવા કહ્યુ. સંસારને વિષે કોઈ પણ પદાર્થ સ્થિર નથી જ, આવું સંસારનું સ્વરૂપ છે. તે મનુષ્યો ધન્ય છે કે તીર્થનો નાશ ન થાય માટે તેનો ઉદ્ધાર કરાવે છે. આ શત્રુંજય તીર્થને વિષે પૂર્વે ઘણા ઉદ્ધારો થયેલા છે. પરંતુ તેમાં પાંચ ઉદ્ધારો પ્રસિદ્ધ છે.

---

૧ **ग्रहर्तुक्रियास्थानसंख्ये १३६९ विक्रमवत्सरे**
**जावडिस्थापितं बिम्बं म्लेच्छैर्भग्नं कलेर्वशात् ॥**

જિનપ્રભસૂરિવિરચિત શત્રુંજયતીર્થકલ્પ.

આ અવસર્પિણી કાળમાં પ્રથમ ઉદ્ધાર **ભરત** ચક્રવર્તીએ કરાવેલો છે. બીજો ઉદ્ધાર **અજિતનાથના** પુત્ર **સગર** ચક્રવર્તીએ કર્યો છે. ત્રીજો ઉદ્ધાર પાડવોએ કર્યો છે, તે સિવાય **મહાવીર** સ્વામીના નિર્વાણ થયા પછી [1]**સંપ્રતિ**, **વિક્રમ**, **પાદલિપ્ત** **સૂરિ**પ્રતિબોધિત **આમ** રાજા, દત્ત અને **સાતવાહન** વગેરે ઘણા રાજાઓએ ઉદ્ધાર કરાવ્યા છે. અને કલિકાલમાં **જાવડશાના** પુત્ર **જાવડિએ** ચોથો ઉદ્ધાર કર્યો છે, અને પાંચમો ઉદ્ધાર ઉદયન મંત્રીના પુત્ર [2]**વાગ્ભટે** કર્યો છે.

શત્રુંજય તીર્થના પ્રાચીન ઉદ્ધારો.

આ પાચ ઉદ્ધાર પ્રસિદ્ધ છે. જ્યાં સુધી **શત્રુંજય** તીર્થ છે ત્યાં સુધી ખરી રીતે કશુ પણ ગયું નથી, માત્ર તીર્થનો ઉદ્ધાર કરાવનાર જાઇએ.

શત્રુંજયના તીર્થના ઉદ્ધારની દેશલની પ્રતિજ્ઞા.

આ પ્રમાણે **સિદ્ધસેનસૂરીએ** કહ્યુ એટલે હાથ જોડીને દેશલ બોલ્યો. આ મહાતીર્થ છે તો હુ એનો ઉદ્ધાર અવશ્ય કરાવીશ. કેમકે અત્યારે મારી પાસે તેની બધી સામગ્રી તૈયાર છે. ભુજા બળ, ધનબળ, પુત્રબળ, મિત્રબળ અને નૃપબળ મારી પાસે છે. પણ આપની સહાયની જરૂર છે

---

१ संपइ-विक्कम-वाहड-हाल-पालित-दत्तरायाई ।
जं उद्धरिहिंति तयं सिरिसत्तुंजयं महातित्थं ॥

શત્રુંજયકલ્પ

२ श्रीमद्वाग्भटदेवोऽपि जीर्णोद्धारमकारयत् ।
सदेवकुलिकस्यास्य प्रासादस्यातिभक्तितः॥
शिखीन्दुरविवर्षे १२१३ ध्वजारोपे व्यधापयत् ।

वि. सं. १३३४ માં વિરચિત પ્રભાવકચરિત્ર.

દેશલશાહે ઘેર જઇ પોતાના પુત્ર સમરસિંહને તીર્થોદ્ધારની વાત કહી અને તે પણ પિતાનું વચન સાંભળી અત્યંત પ્રસન્ન થયો. તેણે પિતાને વિનતિ કરી કે મને તીર્થોદ્ધારનું કાર્ય કરવાનો આદેશ કરો. દેશલે પોતાના પુત્ર સમરસિંહને કાર્યદક્ષ અને ભાગ્યશાળી જાણીને તે કામમાં તેની નિમણુંક કરી, હવે સમરસિંહ પોતાના પિતાના આદેશથી તીર્થોદ્ધારના કાર્યમાં અત્યંત સાવધાન થયો અને પ્રથમ તેણે સિદ્ધસેનસૂરિની પાસે જઇને અભિગ્રહ ધારણ કર્યો—"જ્યાં સુધી શત્રુંજય તીર્થનો ઉદ્ધાર પૂર્ણ ન કરૂં ત્યાં સુધી બ્રહ્મચર્યનું પાલન કરીશ, દિવસમાં બે વખત નહિ ખાઉં, ખલ્લિ, તેલ અને પાણી એત્રણે વસ્તુથી સ્નાન નહિ કરૂં, એક વિકૃતિ (વિગઇ) ખાઇશ અને પૃથ્વી ઉપર સુઇશ."

સમરસિંહની નીમણુક.

આ પ્રમાણે ગુરૂ પાસે અભિગ્રહ ગ્રહણ કરી સમરસિંહ પિતાની પાસે આવ્યો. આવીને તેણે પિતાને વિજ્ઞપ્તિ કરી કે, હે તાત, આપ આજ્ઞા કરો તો અલપખાનને સંતોષ પમાડીને તીર્થના ઉદ્ધારને માટે ફરમાન મેળવું. દેસલે તેને તેમ કરવા કહ્યુ. તેથી સમરસિંહ મણિ, મુકતા, સુવર્ણ, વસ્ત્ર અને આભરણાદિ વગેરે ઉત્તમ વસ્તુઓનું ભેટણું લઇ અલપખાન પાસે ગયો. ખાન તેને જોઇને અંત્યત ખુશ થયો. હાથ ઉંચો કરીને 'ભાઇ! આવ' એમ ઉચ્ચ સ્વરે કહ્યુ. સમરસિંહે તેની પાસે જઇને પ્રણામ કરી ભેટણું મૂકયું. તે જોઇ ખાન આનંદ પામ્યો અને આવવાનુ કારણ તેને પૂછ્યુ. સમરસિંહે કહ્યુ કે, તમારા સૈન્યે અમારા શત્રુંજય તીર્થનો ભંગ કર્યો છે, અને અમારી યાત્રા બંધ પડી છે. તીર્થ હોય તો તમામ હિન્દુઓ યાત્રાએ જાય અને ધર્મ નિમિત્તે ધનનો સદ્વ્યય કરે, દીન અને દુ:ખી મનુષ્યોને જમાડે. અને તીર્થ સિવાય એ બધાં ધાર્મિક કૃત્યો અટકી પડયાં છે. માટે

ફરમાનની પ્રાપ્તિ.

મારે તીર્થનો ઉદ્ધાર કરવો છે અને તેમાં આપની આજ્ઞાની જરૂર છે. તો તમે તીર્થનો ધ્વંસ અને સર્જન કરવાથી બ્રહ્મા તુલ્ય થાઓ એમ ઇચ્છુ છુ.

સમરસિંહની આ વાત સાંભળી અલપખાન અત્યંત પ્રસન્ન થયો અને બોલ્યો કે, તારૂં ઇચ્છિત કાર્ય કર. સમરસિંહે કહ્યુ કે, જો તમે પ્રસન્ન થયા હો તો મને ફરમાન આપો કે જેથી મારૂં ધારેલું કાર્ય નિર્વિઘ્ન સિદ્ધ થાય. ખાને ફરમાન આપવા માટે બહેરામ મલિકને આજ્ઞા કરી અને કહ્યુ કે સમરસિંહ મને પ્રાણથી પણ પ્રિય છે. બહેરામ મલિકે ફરમાન લખ્યુ અને તેને લઇને તે સમરસિંહની સાથે અલપખાનની પાસે આવ્યો. ખાને ફરમાન હાથમાં લઈ વાંચી મલિક બહિરામને હુકમ કર્યો કે, સ્વર્ણની બનાવેલી અને મણિ મુકતાફળ જડેલી શિરસ્રાણ સહિત તસરીફા ખજાનામાંથી લાવો. મલિક બહિરામે તસરીફા લાવીને અલપખાનને આપી, ખાને તે સમરસિંહને આપી, અને પછી ફરમાન આપીને કહ્યુ કે, હવે તારૂ ઈષ્ટ કાર્ય સિદ્ધ કર. સમરસિંહે ખાનને પ્રણામ કર્યાં અને તે શિરસ્રાણ (પાઘડી) સહિત તસરીફા પહેરી અલપખાને મગાવેલા ઉત્તમ અશ્વ ઉપર બેઠો. સમરસિંહ ફરમાન લઇ બહિરામ મલિકની સાથે પોતાને ઘેર આવ્યો. અને વિવિધ પ્રકારનાં ભેટણાં વડે બહિરામ મલિકને સતુષ્ટ કર્યો.

ત્યાર પછી સમરસિંહ નગરજન સહિત ગુરુને વદન કરવા પૌષધશાલામાં ગયો અને ગુરુને વંદન કરી ફરમાન પ્રાપ્તિની હકીકત કહી. ગુરુએ કહ્યુ—“ તારૂં ભાગ્ય ચડીયાતું છે કે મૂર્તિના દ્વેષી ખાને તીર્થોદ્ધારની અનુજ્ઞા આપી.” સમરસિંહે ગુરુને વિનતિ કરી કે, પૂર્વે વસ્તુપાલ મન્ત્રીએ મૂર્તિવિધાન માટે મમ્માણશૈલફલહી—સગમરમર પત્થરની શિલા મંગાવેલી છે અને હજી તે ભોંયરામાં અક્ષત સ્થાપેલી છે, તેની નવીન પ્રતિમા કરાવું? ગુરુએ કહ્યું કે જો

મમ્માણફલહી મન્ત્રીએ આણેલી છે અને તે તેણે સંઘને સમર્પિત કરી છે. માટે ચતુર્વિધ સંઘની અનુમતિ લઇને તેની આદિ જિનની પ્રતિમા કરાવી શકાય.

સંઘની અનુમતિ માગવી.

**સમરસિંહે શ્રી**અરિષ્ટનેમિના મંદિરે સર્વ આચાર્યો, **શ્રાવકો** અને સંઘના અગ્રણીઓને એકઠા કર્યા. અને સંઘને હાથ જોડીને વિનતિ કરી કે ધર્મના વૈરી મ્લેચ્છોએ કલિકાળના પ્રભાવથી **શત્રુંજય** તીર્થાધિપતિની પ્રતિમાનો ભંગ કર્યો છે. તીર્થ અને તીર્થનાયકનો ઉચ્છેદ થવાથી શ્રાવકોના સઘળા ધર્મો અસ્ત થશે. તીર્થ નહિ હોય તો દ્રવ્યસ્તવના અધિકારી શ્રાવકો શી રીતે દ્રવ્યસ્તવનું આરાધન કરશે; માટે સંઘની આજ્ઞા હોય તો હું તીર્થાધિપતિની પ્રતિમા કરાવુ . મન્ત્રી **વસ્તુપાલે** મંમાણખાણથી લાવેલી ફલહી હજી ભોંયરામાં અક્ષત પડેલી છે અને તેણે તે સંઘને સોંપી છે જો સંઘની આજ્ઞા હોય તો તેની પ્રતિમા ઘડાવું અથવા બીજી ફલહી મગાવી કરાવું ?

સંઘની ઇચ્છા.

આચાર્યો, સંઘપતિઓ અને શ્રાવકોએ **સમરસિંહ**ની પ્રશંસા કરી અને તેણે કહેલી વાતોનો વિચાર કરી બોલ્યા કે, આ ભયંકર કલિકાલ છે, તેથી મન્ત્રીએ ઘણા દ્રવ્યના વ્યયથી લાવેલી મંમાણફલહી સંઘને સમર્પિત કરેલી છે, તેને બહાર કાઢવાનો અત્યારે સમય નથી, તે ભલે એમને એમ રહે. તમે આરાસણની ખાણથી બીજી ફલહી મગાવી તેની નવીન પ્રતિમા કરાવો એમ સંઘ ઇચ્છે છે.

**સમરસિંહ** સંઘના આદેશને માથે ચડાવી પોતાને ઘેર ગયો અને પોતાના પિતા **દેશલશાહ**ને બધો વૃત્તાંત કહ્યો.

હવે **સમરસિંહે** પિતાની આજ્ઞાથી આરાસણની ખાણથી ફલહી મંગાવવા પોતાના વિશ્વાસુ માણસોને વિજ્ઞપ્તિ સાથે ભેટણુ લઇને મોકલ્યા. તેઓ થોડા વખતમાં **ત્રિસંગમપુર** પ્હોંચ્યા. તે વખતે ત્યાં આરાસણની ખાણનો માલિક **મહિપાલ** દેવ નામે રાણો રાજ્ય કરતો હતો "તે રાજા **માહેશ્વર**–શિવભકત છતાં પણ જૈનધર્મમાં શ્રદ્ધાવાળો હતો. તે જન્મથી માંસ મદિરા વગેરે, પદાર્થનુ ભક્ષણ કરતો નહોતો. અને બીજા માંસ ભક્ષણ કરનારને પણ નિવારતો હતો. જે કદિ ત્રસ જીવની હિંસા કરતો નહોતો. તેમ તેના રાજ્યમાં કોઈ પણ હિંસક રહી શકતો નહોતો. તેના રાજ્યમાં બોકડા કે પાડાનો વધ કોઇ પણ કરતું નહોતુ. જૂ જેવા ક્ષુદ્ર જંતુને પણ કોઈ મારી શકતું નહિ. તે દિવસેજ એક વાર સ્નાન કરી ભોજન કરતો હતો." તે રાજાને 'પાતાશાહ' નામે મંત્રી હતો.

બિંબ માટે ત્રિસંગમપુરથી ફલહીનું લાવવું.

સમરસિંહના માણસો વિજ્ઞપ્તિપત્ર સાથે ભેટણુ લઈને **મહીપાલ** દેવના દર્શન માટે આવ્યા, અને રાણાને નમસ્કાર કરી ભેટણુ આગળ ધરી વિજ્ઞપ્તિપત્ર આપ્યો. મન્ત્રીએ રાણાની આજ્ઞાથી વિનતિપત્ર હાથમાં લઇને તેને ઉચ્ચ સ્વરે વાચ્યો અને તેનો અર્થ જાણી રાણો બોલ્યો કે, 'સમરસિહ ધન્ય છે અને એનો જન્મ પણ સાર્થક છે, હુ પણ ધન્ય છુ કે મારી પાસે આરસની ખાણ છે, નહિ તો આ બાબતમાં હુ કયાંથી યાદ આવત." વળી રાણાએ પાતાશાહ મન્ત્રીને કહ્યુ કે સમરસિંહનુ ભેટણું પાછું આપો, કેમકે પુણ્યને માટે ધન કેમ લઇ શકાય ? ધન, પરિવાર અને જીવિતવડે મનુષ્ય ધર્મ કરે છે, તો માત્ર ભેટણાવડે તેને કેમ હારી જવાય ? ખાણમાંથી જિનબિંબને માટે શિલાદલને ગ્રહણ કરનાર પાસેથી જે કર લેવાય છે તેને પણ હુ આજથી છોડી દઉં છુ, આ કાર્યમાં જે કાંઇ પણ સહાય જોઈએ તે કરવા તૈયાર છુ.

એમ કહી મહિપાલદેવ પાતાક મંત્રી સહિત સમરસિંહના પુરૂષોની સાથે આરસની ખાણુ પાસે ગયો, અને આરસની શિલા કાઢનારા બધા સૂત્રધારોને બોલાવી તેની સાથે સન્માનપૂર્વક બિંબ માટે ફલહી-મોટી શિલા કાઢવાનુ મૂલ્ય ઠરાવ્યુ. સૂત્રધારોએ જે માગ્યું તેથી અધિક આપવાનું કબુલ કર્યું. શુભ નક્ષત્ર, શુભ વાર અને શુભ લગ્ને ખાણુની પૂજા કરી કાર્યનો પ્રારંભ કર્યો. તે વખતે સમરસિંહના માણસોએ સુવર્ણના અલંકાર, વસ્ત્રો, તાંબૂલ અને ભોજનવડે સર્વ સૂત્રધારોનુ સન્માન કર્યું, યાચકોને ઇચ્છિત દાન આપ્યુ અને બધાને ભોજન માટે સત્રાકાર ખુલ્લું મૂકયુ.

કાર્યનો પ્રારંભ કરાવી અને મન્ત્રીને ત્યાં મૂકી મહિપાલદેવ ત્રિસંગમપુરે ગયા. ત્યાંથી તે રાજા હંમેશા માણસો મોકલીને ખબર કઢાવતો હતો અને કામ કરવાની સૂચના આપતો હતો. સૂત્રધારોએ ખાણુ ખોદવાનો પ્રારંભ કરી દીધો અને થોડા દિવસમાં ફલહી બહાર કાઢી. ત્યાર પછી તેને પાણી વડે ધોઇને સાફ કરી ત્યારે મધ્ય ભાગમાં એક મોટી તડ જોઈ. તેઓએ સમરસિંહને તરત જ માણસો મોકલી ખબર આપ્યા. તેણે માણસો પાસેથી વચ્ચે તડ પડેલી ફલહીને નીકળેલ જાણી બીજી નવીન ફલહી કાઢવાની સૂચના મોકલી. તેની સૂચના પ્રમાણે બીજી ફલહી કાઢી. તેને પણ તેવીજ રીતે તડ પડેલી હતી. હવે રાણો, મન્ત્રી અને સમરસિંહના મનુષ્યો અત્યંત ખિન્ન થયા અને તે બધા દેવનુ આરાધન કરવા અષ્ટમ તપ કરી ડાભના સંસ્તારક ઉપર સુતા. ત્રીજા દિવસે શાસન દેવતાએ આવીને ખાણુના અમુક ભાગમાંથી ફલહી કાઢવાની સૂચના કરી અને તે પ્રમાણે કરવાથી સ્વચ્છ અને સ્ફટિકના જેવી નિર્મલ અને નિર્દોષ ફલહી નીકળી.

મન્ત્રીએ સમરસિંહને ફલહી પ્રાપ્ત થયાના સમાચાર આપવા માટે માણસો મોકલ્યા અને તેઓએ પાટણ જઇ દેશલસહિત સમરસિંહને

ફલહી નિકળ્યાના સમાચાર આપ્યા. સમરસિંહે તેને સુવર્ણના દાંત સહિત જીભ અને બે પટ્ટવસ્ત્રો આપ્યાં. તેણે આચાર્ય, સાધુ, સાધ્વી શ્રાવક અને શ્રાવિકાને એકઠા કરીને કહ્યુ કે નિર્દોષ ફલહી પ્રાપ્ત થયાના સમાચાર આવ્યા છે તો હવે આ ફલહી વડે કે મન્ત્રી વસ્તુપાલની ફલહી વડે બિંબ કરાવુ? સંઘે પૂર્વે કહ્યા પ્રમાણે નવીન ફલહી વડે જિનબિંબ કરાવવાનો આદેશ આપ્યો.

સંઘના અગ્રણી પુરૂષોએ સમરસિંહને કહ્યુ કે, આખા મુખ્ય પ્રાસાદનો મ્લેચ્છોએ નાશ કર્યો છે, અને ઉદ્ધારના કાર્યનો વિભાગ તેની આસપાસની દેવકુલિકાઓ પણ પાડી નાંખી છે. તેથી તે બધાં તૈયાર કરાવી તેની પ્રતિષ્ઠા કરાવાની છે. તો બધાના પુણ્યને માટે યથાયોગ્ય વહેંચીને તે કરવા સંઘે સૂચના આપવી જોઇએ. તેમાંથી કોઇ શ્રાવકે એમ કહ્યુ કે, સંઘની આજ્ઞા હોય તો મુખ્ય પ્રાસાદનો હુ ઉદ્ધાર કરાવું. સંઘે ઉત્તર આપ્યો કે જે જિનબિંબ કરાવે છે તેજ પ્રાસાદનો ઉદ્ધાર કરાવે એ ઉચિતછે,કેમકે જેનુ ભોજન હોય તેનુંજ તાંબૂલ હોય. એવો નિર્ણય કર્યા પછી સંઘે હર્ષ સાથે જુદા જુદા માણસોને વહેંચીને જુદા જુદા ધર્મકાર્યો કરવા માટે સોપ્યા સંઘે સોંપેલા કાર્ય કરવાને ઉત્સુક થયેલા બધા શ્રાવકો પોતપોતાને ઘેર ગયા. દેશલશાહ સંઘનો આદેશ મેળવી ખુશ થયા અને પાતાક મન્ત્રીને પુષ્કળ ધન મોકલી આગળ કામ કરવાની સૂચના મોકલી.

પાતાક મન્ત્રીએ પણ બિંબને યોગ્ય શિલા નીકળી તેથી સ્વર્ણના કંકણ અને વસ્ત્રના દાનથી સૂત્રધારોને સંતુષ્ટ કર્યા. મહીપાલ દેવ પણ દોષરહિત અને અખંડ ફલહી નીકળેલી જાણી હર્ષ વડે પોતાના પુરથી ખાણ પાસે આવ્યા, અને સાક્ષાત્ જિન હોય તેમ તેણે તેની ચંદન પુષ્પાદિવડે પૂજા કરી.

હવે રાણાએ પર્વતથી તે ફલહિકાને સૂત્રધારો પાસે ઉતરાવી આરાસણમાં તેનો પ્રવેશમહોત્સવ કર્યો. આરાસણની નજીકના

ગામના ભાવિક લોકોએ પણ આવીને તે ફલહિકાની પુષ્પ અને કપુરાદિ સુગંધી વસ્તુઓ વડે પૂજા કરી.ત્યાર પછી રાણો પાતાશાહને બધી સૂચનાઓ કરી પોતાના નગરે ગયો.

પાતાશાહે ફલહીને મોટા રથમાં સ્થાપી અને તે રથની આગળ અને પાછળ દોરડાઓ બાંધી તેને વળગેલા ઘણા માણસો અને બળવાન બળદો વડે ખેંચીને મહાશ્રમપૂર્વક પર્વતથી નીચે ઉતારી,અને પછી આગળ ચાલતા કુમારસેના ગામની પાસેના ઉપવનમાં તે રથ અટક્યો, અને આગળ હવે જરા પણ ચાલી શકતો નહોતો. તે વખતે ત્રિસંગમપુર અને આસપાસના ગામના સંઘોએ આવી મહોત્સવ કર્યો.

**પા**તાશાહે કુમારસેના ગામમાં તે ફલહી આવ્યાના ખબર **સમ**રસિંહને આપવા પાટણ માણસને મોકલ્યો.

ફલહીનું શત્રુંજય પહોચાડવું.

**સમ**રસિંહ પણ કુમારસેના પાસે ફલહી પહોંચ્યાના સમાચાર જાણી જેમ મેઘધ્વનિથી મયૂર ખુશ થાય તેમ ખુશ થયો. **સમ**રસિંહે ફલહી લઇ જવા માટે બળદો લેવાને સારૂ માણસો મોકલ્યા.તેઓએ દરેક ગામે જઇ તપાસ કરી. જેની પાસે સારા સારા બળદો હતા તેઓ પોતે પોતાના બળદો લઇને આવ્યા અને તેઓએ ઘણી ખુશીથી આપવા ઈચ્છા જણાવી. **સમ**રસિંહના માણસોએ તેમાંથી વીશ બળદ લીધા અને તેઓને પુષ્કળ ધન આપવા માંડયું પણ તેઓએ લીધુ નહિ." **સમ**રસિંહના માણસોએ બળદ લાવનાર માણસોને ભોજન, વસ્ત્ર અને તાંબૂલથી સત્કાર કર્યો. હવે **સમ**રસિંહે લોઢાથી જડેલું, મજબૂત અને મોટું શકટ તૈયાર કરાવ્યુ, તેને અને બળદોને લઈ માર્ગના અનુભવી માણસોને કુમારસેના ગામે મોકલ્યા. **પા**તામન્ત્રી મજબૂત અને મોટા શકટને જોઇ ખુશ થયા. તેઓએ તે ગાડામાં ફલહીને ચડાવી તેટલામાં તે ગાડું તત્કાલ ભાંગી ગયું. મન્ત્રી ખિન્ન થયા અને ફરીથી **સમ**રસિંહ પાસેથી વધારે મજબૂત ગાડું મંગાવ્યુ. તે પણ ફલહી ચડાવતાવાર ભાંગી ગયુ. એમ **સમ**રસિંહે ત્રીજીવાર પણ ગાડું મોકલ્યું

અને તેની પણ પહેલાના જેવીજ દશા થઈ. આથી મન્ત્રીની ચિંતા ઘણી વધી અને તેણે **સમરસિંહ**ને આ સમાચાર મોકલ્યા. '**સમરસિંહ** પણ આ સમાચાર સાંભળી વિચારમાં પડી ગયો, તેની નિદ્રા પણ ઉડી ગઈ. એટલામાં શાસનદેવીએ પ્રત્યક્ષ થઈને **સમરસિંહ**ને કહ્યુ કે, ઝંઝા નામે ગામમાં દેવતા અધિષ્ઠિત મજબૂત શકટ છે, તે તને મળશે એટલે તારૂં કાર્ય સિદ્ધ થશે.' **સમરસિંહ** ત્યાંથી શકટ મંગાવવાનો વિચાર કરે છે એટલામાં તે દેવીનો પૂજારી આવ્યો અને તેણે કહ્યુ કે, દેવીએ મને આદેશ કર્યો છે કે તું **સમરસિંહ**ને જઇને કહે કે, મારા ગાડાથી સુખપૂર્વક ફલહી લેઈ જઈ શકાશે. **સમરસિંહે** તે શકટ મોકલ્યુ અને તેમાં ફલહી ચઢાવી પોતાના દેશના સીમાડા સુધી વળાવી **પાતામન્ત્રી** પાછા વળ્યા. ફલહી અનુક્રમે **ખેરાલુ** નામે ગામ પાસે આવી. ત્યાંના સંઘે ઉત્સવ કર્યો. બીજા દિવસે ફલહી આગળ ચાલી અને અનુક્રમે કેટલાક દિવસે **ભાંડુ** ગામે આવી.

દેશલશાહ આ સમાચાર જાણી **સિદ્ધસૂરિ** અને પાટણના લોકો સહિત ફલહી જોવા ભાંડુ ગયા. ચન્દ્રમા સમાન સ્વચ્છ અને શુદ્ધ ફલહીને જોઇ દેશલશાહ આનદિત થયા અને ચંદનાદિ વડે તેની પૂજા કરી. બધા માણસોએ દેસલ અને **સમરસિંહ**ની ધર્મોદ્ધારક તરીકે પ્રશસા કરી.

ફલહી આગળ ચાલી એટલે પુત્રસહિત દેશલ અને બીજા લોકો પાછા વળ્યા અને ઘેર આવ્યા. ફલહી દરેક ગામ અને નગરે પૂજાતી **શત્રુંજયગિરિ** પાસે આવી પહોંચી. તે વખતે પાલીતાણાના સંઘે સામા આવી તેનો આગમનોત્સવ કર્યો. દેશલશાહના પરિવારે તેને વધાવી અને પાછા પાટણ જઇ દેશલશાહને ફલહી શત્રુંજય પહોંચ્યાના સમાચાર કહ્યા. દેશલે તે માણસોને પાછા મોકલી પર્વત ઉપર ફલહી ચડાવવાની સૂચના મોકલી અને તેની સાથે પાટણથી બિંબ ઘડનાર સોળ બુદ્ધિમાન શિલ્પીને રવાના કર્યા.

તે સિવાય જૂનાગઢથી મંડલિક રા જેને કાકા કહેતા હતા એવા **બાલચંદ્ર** નામના મુનિને માણસો મોકલીને શત્રુંજય બોલાવ્યા અને તેઓ તુરત આવ્યા. આવીને તેણે ગાડા પરથી ફલહી ઉતરાવી કારીગર પાસે પર્વત ઉપર ચડાવવાને યોગ્ય હલકી કરાવી. ત્યારપછી ચોરાશી સ્કન્ધવાહ—ખાંધે ઉપાડનારા પુરૂષોને એકઠા કરી લાકડા અને દોરડા વડે ફલહી બાંધી તેઓની ખાંધે મૂકી અને તેઓએ ૭ દિવસમાં **શત્રુંજય** પર્વતની ઉપર ચઢાવી દીધી.

બિંબનું ઘડતું

ત્યાર પછી પર્વત ઉપર તે ફલહીને તે કારીગરોએ ઘડવા માંડી. સર્વવિદ્યાવિશારદ **બાલચન્દ્ર** મુનિ પણ તેમને સૂચના આપતા હતા. પ્રતિમા ઘડીને તૈયાર થયા બાદ તેને ઘસી તેજસ્વી કરી અને **બાલચન્દ્ર** મુનિએ તે પ્રતિમાને મંગાવા મુખ્ય સ્થાને સ્થાપન કરી.

અહીં પ્રબન્ધકાર જણાવે છે કે, કેટલાએક અસહિષ્ણુ ખલ પુરૂષો **દેશલ**ના આ કાર્યની અદેખાઈ કરવા લાગ્યા અને તેના સંસર્ગથી સજ્જન મનુષ્યો પણ દેશલથી વિરુદ્ધ થયા, પણ **સાહણ**-પાલની બુદ્ધિથી અને **સમરસિંહ**ના સત્ત્વથી એ બધું વિરોધી વાતા-વરણ થોડા વખતમાં શાન્ત થઈ ગયું. જે સજ્જનો હતા તેઓ પોતાની ભૂલ સમજ્યા અને પ્રસન્ન થઈને દેશલના તીર્થોદ્ધારના કાર્યમાં સહાય કરવા લાગ્યા. **બાલચન્દ્ર** મુનિએ બિંબને મૂળ સ્થાને સ્થાપી **દેશલશાહ**ને ખબર આપી. **દેશલશાહે** **સમરસિંહ**ને કહ્યુ કે, હવે બિંબની પ્રતિષ્ઠા કરી સ્વસ્થાનકે સ્થાપન કરીએ તો આપાણું ઈષ્ટકાર્ય સિદ્ધ થાય, માટે ચતુર્વિધ સંઘસહિત યાત્રાએ જઇ પ્રતિષ્ઠા કરાવું અને કૃતકૃત્ય થાઉં.

તે બન્ને પિતાપુત્ર પોષધશાળામાં શ્રીસિદ્ધસેનસૂરિને વન્દન કરવા ગયા અને વંદન કરીને કહ્યુ–" અમારો મનોરથરૂપ વૃક્ષ પહેલા આપના ઉપદેશરૂપી પાણીના સિંચનથી ઉગ્યો હતો, તે અત્યારે બિંબને મૂળ સ્થાને સ્થાપવાથી ફલોન્મુખ થયો છે, હવે તેને પ્રતિષ્ઠાદિ કાર્યદ્વારા આપ સફળ કરો. છેધકથી માંડી કલશ સુધી મુખ્ય પ્રાસાદનો ઉદ્ધાર પરિપૂર્ણ થઇ ગયો છે. તેની દક્ષિણ બાજુએ અષ્ટાપદની આકૃતિવાળું ચોવીશ તીર્થંકરયુકત ચૈત્ય પણ નવીન કરાવ્યું છે. બલાનક મંડપમાં રહેલા સિંહનો પણ ઉદ્ધાર કરાવ્યો છે, તથા આદિજિનના પાછળના ભાગમાં વિહરમાન તીર્થંકરોનુ નવું ચૈત્ય પણ કરાવ્યું છે. સ્થિરદેવના પુત્ર લંઢુકે ચાર દેવકુલિકા (નાના દેવમદિર) અને જૈત્ર અને કૃષ્ણ નામે સંઘપતિએ જિનબિંબસહિત આઠ દેવકુલિકા કરાવી છે. પૃથ્વીભટના કીર્તિસ્તંભરૂપ કોટાકોટિનું ચૈત્ય જે તુર્કોએ પાડી નાંખ્યુ હતુ, તેનો હરિશ્ચન્દ્રના પુત્ર કેશવે ઉદ્ધાર કર્યો છે એ સિવાય બીજા નાના મંદિરોનો જે જે ભાગ પડી ગયો કે નાદુરસ્ત હતો તે સર્વ જુદા જુદા સંઘના માણસોએ સમરાવ્યો છે. આ તીર્થ પૂર્વના જેવુ થઇ ગયું છે કે જેનો પૂર્વે ભંગ થયો હતો તેમ જણાતુ નથી. હવે માત્ર કલશ અને ધ્વજદંડ ચઢાવવા તથા અર્હત્પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરાવવી બાકી છે". ઉત્તમ પ્રતિષ્ઠાનુ મુહૂર્ત આવે ત્યારે પ્રતિષ્ઠા કરવાનું ગુરુએ કહ્યુ.

ઉદ્ધાર કાર્યની પૂર્ણાહુતિ.

ત્યાર પછી દેશલે પ્રતિષ્ઠાલગ્નનો નિર્ણય કરવા માટે ઘણા આચાર્યો, જ્યોતિર્વિદ્ બ્રાહ્મણો અને અગ્રણી શ્રાવકોને બોલાવ્યા અને તેઓને યોગ્ય આસને બેસાડી પ્રતિષ્ઠા લગ્નનો નિર્ણય કરવા વિનતિ કરી. તે બધા શાસ્ત્રજ્ઞોએ મળી બધાની સંમતિથી નિર્દોષ એવું મુહૂર્ત નક્કી કર્યું. દેશલે મુખ્ય જ્યોતિષિક પાસે કુંકુમપત્રિકા લખાવી

પ્રતિષ્ઠાલગ્ન.

અને પ્રતિષ્ઠા સમયે સર્વ દેશોના સંઘને આવવા માટે વિજ્ઞપ્તિપત્રિકા લઇ જુદા જુદા દેશમાં માણસો મોકલી આમંત્રણ કર્યું. પોતાના સગાસંબન્ધી પૌત્રો અને મન્ત્રીઓ વગેરેને પણ આમંત્રણ કર્યું.

**દેશલે** યાત્રાયોગ્ય રથના જેવું નવીન દેવાલય તૈયાર કરાવ્યું અને પોષધશાલાએ જઈ આચાર્ય **સિદ્ધસેનસૂરિની** પાસે તેને લઇને તેના ઉપર વાસક્ષેપ નંખાવ્યો.

સંઘપ્રયાણ

હવે સર્વોત્તમ દિવસે શુભવાર અને શુભ નક્ષત્રે દેવાલયનું પ્રસ્થાન કરવાનો **દેશલે** વિચાર કર્યો. શુભ દિવસે પોષધશાલામાં સર્વ સંઘને એકત્ર કર્યો અને **સમરસિંહે** પિતાની આજ્ઞાથી આચાર્ય, ઉપાધ્યાય, સાધુ,સાધ્વીઓ, શ્રાવક અને શ્રાવિકાઓને યથાસ્થાને બેસાડયા, **દેશલ** પૃથ્વી ઉપર ઢીંચણ સ્થાપીને વાસક્ષેપ નંખાવવા ગુરુના સન્મુખ બેઠો. ગુરુએ તેના કપાલમાં તિલક કર્યું અને તેના મસ્તકે વાસક્ષેપ નાંખ્યો. તથા **સમરસિંહના** માથે વાસક્ષેપ નાંખી ' તુ સંઘપતિઓમાં અગ્રણી થા ' એમ આશીષ આપી

પોષ સુદિ સાતમનો દિવસ સંઘનો પ્રયાણનો સમય હતો ત્યારે ગૃહદેવાલયમાં રહેલી **આદિનાથની** પ્રતિમા લઈ **દેશલે** દેવાલયના રથમાં સ્થાપી અને તે રથને બે શ્વેત અને સરખા વૃષભ જોડયા. **સામન્ત** રથ ઉપર બેસી હાથમાં રાશ લઈને હાંકવા લાગ્યો. તે વખતે એક સુવાસિની સ્ત્રી શ્રીફળ અને અક્ષતનો ભરેલો સ્થાળ હાથમાં લઇ સામી આવી અને તેણે **દેસલશાહ** અને **સમરસિંહના** માથે અક્ષત નાંખ્યા, શ્રીફળ હાથમાં આપ્યું અને ચંદનનું તિલક કરી પુષ્પની માળા કંઠે પહેરાવી આશીર્વાદ આપ્યો. હવે સામન્તે વાદિત્રોના શબ્દ સાથે દેવાલયનો રથ આગળ ચલાવ્યો તે વખતે તેને અનેક પ્રકારના શુભ શકુનો થયા. સંઘનો નાયક **દેશલ** સુખાસનમાં બેસી દેવાલયની આગળ ચાલ્યો. તેજસ્વી **સમરસિંહ** પણ અસ-

વારોના સમૂહથી વીંટાયેલો ઉચ્ચૈઃશ્રવા ઉપર બેઠેલા ઇન્દ્રની જેમ શોભતો દેવાલયની પાછળ ચાલ્યો.

શંખારિકામાં સઘપતિ દેશલે પડાવ નાંખ્યો. હવે સમરસિંહ સંઘના માણસો સાથે પુનઃ પાટણ આવી સઘસહિત પોષધશાલામાં જઈ સર્વ આચાર્યોને વંદન કરી યાત્રા માટે આવવા પ્રાર્થના કરી, તથા દરેકના ઘેર જઇ સર્વ શ્રાવકોને પણ સંઘમાં આવવા આમન્ત્રણ કર્યું. તેઓ બધા સમરસિંહના ગુણથી ખેંચાઇ સર્વ સામગ્રી તૈયાર કરી સંઘમાં આવવા તૈયાર થયા.

**સઘમાં આચાર્ય અને મુનિઓ.**

સર્વસિદ્ધાન્તના પારગામી વિનયચન્દ્રાચાર્ય, બૃહદ્ગચ્છના આચાર્ય રત્નાકરસૂરિ, દેવસૂરિગચ્છના પદ્મચન્દ્રાચાર્ય, ખડેરકગચ્છીય સુમતિચંદ્રાચાર્ય, ભાવડારકગચ્છીય વીરસૂરિ, સ્થારપદ્રગચ્છના સર્વદેવસૂરિ, બ્રહ્માણગચ્છીય જગતસૂરિ, નિર્વૃત્તિગચ્છીય આમ્રદેવસૂરિ, કે જેણે સમરારાસુ નામે રાસ કર્યો છે, નાણકગચ્છીય સિદ્ધસેનાચાર્ય, બૃહદ્ગચ્છના ધર્મઘોષસૂરિ, નાગેન્દ્રગચ્છના પ્રભાનંદસૂરિ, હેમચંદ્રાચાર્યની પરંપરામાં થયેલ વજ્રસેનાચાર્ય અને એ સિવાય બીજા ભિન્ન ભિન્ન ગચ્છના આચાર્યો દેશલના સઘમાં યાત્રા માટે આવવા નીકળ્યા ચિત્રકૂટ,વાળાક,મારવાડ અને માળવાદિ દેશમાં જે જે પદસ્થ મુનિઓ હતા તે બધા સઘમાં આવવા એકઠા થયા શુભવાર અને શુભ લગ્ને સર્વ દર્શનના પારગામી સિદ્ધસેનાચાર્ય પણ સઘમા ચાલ્યા અને દેશલે તેનો પ્રવેશોત્સવ કર્યો.

**સઘમાં આવેલા અગ્રણી શ્રાવકો.**

ધર્મધુરન્ધર સંઘપતિ જૈત્રસિંહ અને કૃષ્ણ દેશલના સ્નેહથી ખેંચાઇને સઘમાં સાથે ચાલ્યા. ચતુર હરિપાલ, સંઘપતિ દેવપાલ, શ્રીવત્સકુળના સ્થિરદેવના પુત્ર લંઢુક; સોનીમાં શિરોમણિ પ્રલ્હાદન, સત્યનિષ્ઠ શ્રાવકોત્તમ સોઢાક,ધમ વીર વીરશ્રાવક તથા દીનોદ્ધારક દેવરાજ ઇત્યાદિ શ્રાવકો સંઘમાં આવવા નીકળ્યા. તે સિવાય બીજા

ગૂજરાતમાં જે જે પ્રસિદ્ધ શ્રાવકો હતા તે બધા **સમરસિંહના** અનુરાગથી સંઘ સાથે આવ્યા હતા. એમ બીજા દેશના સંઘો આવી ગયા પછી દેશલે આગળ સંઘસહિત પ્રયાણ શરૂ કર્યું. તે બધામાં **જૈત્રસિંહ**, ક્રૃષ્ણ, લંઢુક અને **હરિપાલ** એ સંઘના અગ્રણી હતા.

હવે સંઘના પ્રયાણસમયે **અલપખાનની** રજા માગવા માટે મોટી ભેટ લઇને **સમરસિંહ** રાજમંદિરે ગયો અને તેણે **ખાનની** પાસે ભેટ મૂકી રજા માગી. **ખાને** સંતુષ્ટ થઇ તેને ઘોડા સહિત તસરિફ આપી **સમરસિંહે** સંઘની રક્ષા માટે જમાદાર માગ્યા અને **ખાને** ખરેખર યમના પુત્રો જેવા મહામીર જાતિના દશ મુખ્ય જમાદારો આપ્યા. તેઓને લઇ **સમરસિંહ** પાછળથી સંઘને મળ્યો.

**સહજપાલનો** પુત્ર **સોમસિંહ** સંઘની દેખરેખ રાખતો હતો અને સમરસિંહ પણ ભોજન અને પાગરણની જાતે સારસંભાળ રાખતો.

સિલ્લાર જાતિના ઘોડેસવાર રજપુતો વડે વીંટાયેલો **સમરસિંહ** માથે છત્ર ધારણ કરી ઘોડા ઉપર ચઢયો હતો, અને તેની આગળ ધનુષને ધારણ કરનારાઓની ટોળી ચાલતી હતી.

સંઘના પ્રયાણસમયે પ્રથમ શંખ વાગતો હતો અને પછી ભેરી અને તાંસાઓ વાગતા હતા.

સ્પર્ધાપૂર્વક ચાલતા બળદો વડે ગાડાંઓ ચાલતા હતા. અભિગ્રહ ધારી ધાર્મિક પુરુષો પગે ચાલતા હતા. એટલો મોટો સંઘ હતો કે છૂટો પડી ગયેલો કોઈ માણસ પોતાનાં સંબન્ધીને સ્થાને પહોંચ્યા સિવાય મળી શકતો નહિ.

દરેક ગામના સંઘો સંઘપતિ **દેશલ** અને **સમરસિંહ** પોતપોતાના ગામની પાસે આવેલા જાણીને દહીં, દૂધ વગેરે લેઇને સામા આવતા હતા અને સ્પર્ધાપૂર્વક સંઘનો સત્કાર કરતા હતા.

એ પ્રમાણે અહર્નિશ પ્રયાણ કરતો સંઘ સેરીસા તીર્થે આવી પહોંચ્યો. જ્યાં પાર્શ્વનાથ ભગવાનની પ્રતિમા કાયોત્સર્ગ અવસ્થામાં વિરાજમાન છે. તે પ્રતિમાને પહેલા સૂત્રધારે દેવના આદેશથી આંખે પાટા બાંધી એક રાત્રિમાં ઘડીને તૈયાર કરી હતી અને નાગેન્દ્રગચ્છીય દેવેન્દ્રસૂરિએ તેની પ્રતિષ્ઠા કરી હતી. જેઓ પોતાની મન્ત્રશક્તિથી સમેતશિખરથી વીશ તીર્થંકરની પ્રતિમાઓ લાવ્યા હતા કે જેમાંની ત્રણ પ્રતિમાઓ અત્યારે કાન્તિપુરીમાં વિરાજમાન છે, તે દેવેન્દ્રસૂરિએ આ પ્રભાવિક તીર્થની સ્થાપના કરી હતી. દેસલશાહે ત્યાં સ્નાત્ર અને મહાપૂજાદિ ઉત્સવ કરીને આરતી કરી અને દરેક મનુ-ષ્યના ભોજન માટે સત્રાકાર ખુલ્લું મૂક્યું. ત્યાં અષ્ટાહ્નિકોત્સવ કરીને સંઘે આગળ પ્રયાણ કર્યું અને ક્ષેત્રપુર (સરખેજ) થઇને સંઘ ધોળકા પહોંચ્યો. ત્યાંથી પ્રયાણ કરી દરેક ગામ અને નગરને વિષે ચૈત્યપરિપાટી કરતો સંઘ અનુક્રમે પીપરાળી ગામ પહોંચ્યો અને ત્યાંથી શત્રુંજયગિરિને જોઇને અત્યંત હર્ષનિમગ્ન થયો. તે દિવસે દેશલે લાપશી કરી ચતુર્વિધ સંઘસહિત સમરસિંહને આગળ કરી શત્રુંજયગિરિની મહોત્સવપૂર્વક પૂજા કરી. તે વખતે ગિરિરા-જના દર્શનના આનંદથી પરવશ થયેલા દેશલે અને સમરસિંહે અગણિત યાચકોને પુષ્કળ દાન આપ્યું. ત્યાંથી બીજા દિવસે તીર્થ-રાજના દર્શન કરવાની ઉત્કંઠાથી શીઘ્ર પ્રયાણ કરીને શત્રુંજયની પાસે વસ્તુપાલની સ્ત્રી લલિતાદેવીએ કરાવેલા સરોવરને કાંઠે સંઘે પડાવ નાંખ્યો. અને તેની ચારે બાજુ ઉજ્જવલ તંબુઓ અને રાવઠીઓ નખાઇ ગઇ.

સેરિસા તીર્થ

દેશલે આવતી કાલે શત્રુંજય ઉપર ચઢવાનો વિચાર કર્યો. તે સમયે એક માણસ વધામણી લઈને આવ્યો કે, દેવગિરિ–દોલતાબાદથી સહજપાલ અને ખંભાતથી સાહણપાલ સંઘસહિત આવેલા છે. સંઘ ઉપરની

સહજપાલ અને સાહણપાલનું સંઘસહિત આગમન

ભક્તિ અને બન્ને ભાઈ ઉપરના પ્રેમવડે **સમરસિંહ** અત્યંત ખુશ થયો અને અત્યંત ઉત્કંઠિત હૃદયે સંઘસહિત એક યોજન સુધી તેની સામો ગયો. **સમરસિંહ** પોતાના બન્ને ભાઇને મળ્યો અને તેઓને ગાઢ આલિંગન કરી પ્રણામ કર્યાં. લોકો તેનું મહત્વ અને ભક્તિ જોઇ વિસ્મિત થયા. તે બન્ને ભાઇઓ પણ **સમરસિંહને** ભેટી આનંદિત થયા. સંઘમાં જે જે આચાર્યો હતા તેને **સમરસિંહે** ભક્તિપૂર્વક વંદન કર્યું. ખંભાતથી **પાતાક** મન્ત્રીનો ભાઈ **સાંગણ**, સંઘવી **લાલા**, શ્રાવકોત્તમ **સિંહભટ** અને વસ્તુપાલના વંશને દીપાવનાર **બીજલશ્રેષ્ઠી** પણ સંઘમાં આવ્યા હતા. તે સિવાય **મદન**, **મોલ્હાક** અને રત્નસિંહાદિ અસંખ્ય શ્રાવકો પણ સાથે સંઘમાં હતા. **સમરસિંહ** તે બધા શ્રાવકોનો યથાયોગ્ય સત્કાર કરી પોતાના બંધુઓ અને સંઘસહિત મહોત્સવપૂર્વક સંઘના પડાવને સ્થાને આવ્યો. ત્યાં બન્ને ભાઈઓએ **દેશલને** ભક્તિપૂર્વક પ્રણામ કર્યાં બન્ને પુત્રોના આવવાથી સંઘપતિ **દેશલનું** ચિત્ત આનંદમાં મગ્ન થયું. રાત્રી ત્યાં ગાળી પ્રાતઃકાળે **દેશલ** સંઘસહિત **શત્રુંજય** ઉપર ચઢવાને તૈયાર થઈ ગયો.

## પંચમ પ્રસ્તાવ.

સંઘ સહિત દેશલનું શત્રુંજય ઉપર ચઢવું

પ્રાતઃકાળે **પાલીતાણા** શહેરના **પાર્શ્વજિન** અને તીર્થાધિપતિ **મહાવીરસ્વામીને** પ્રણામ કરીને **દેશલ** સંઘસહિત શત્રુંજય પર્વતની પાસે ગયો અને ત્યાં રહેલા નેમિનાથને પૂજી શ્રીસિદ્ધસેનસૂરિને હાથનો ટેકો આપી **દેશલે** ગિરિરાજ ઉપર ચઢવાનો પ્રારંભ કર્યો.

અહિં પ્રબન્ધકાર અશોક, અર્જુન, દેવદાર, આમ્ર, સાગ વગેરે ઝાડો; હારિત, ચકોર, ચાસ વગેરે પક્ષીઓ અને પાણીના ઝરણાઓનું વર્ણન કરે છે. તે ઉપરથી માલુમ પડે છે કે તે સમયે કદાચ

વૃક્ષરાજિ, પશુપક્ષીઓ અને પાણીના ઝરણા વડે શત્રુંજય પર્વત કુદરતી સૌન્દર્યથી ભરપૂર હશે.

દેશલે સંઘસહિત શત્રુંજયતીર્થ ઉપર ચઢી પ્રથમ પ્રવેશમાં જેનો ઉદ્ધાર પોતેજ કરાવેલો હતો તે ભગવાન આદિનાથની માતાને જોયા અને તેની પૂજા કરીને તે શાંતિનાથના ચૈત્યમાં ગયો. ત્યાં પૂજા કરી ત્યાંથી આદિનાથાદિ જિનના મદિરે જઇ ત્યાં પૂજા કરી પોતે જેનો ઉદ્ધાર કરેલો છે એવા કપર્દિ યક્ષની મૂર્તિના દર્શન કરવા સંઘસહિત ગયો. ત્યાં ઉભા રહી ફરફરતી ધ્વજાવાળા ઋષભદેવના ચૈત્યને જોઇ પોતાને કૃતાર્થ માનવા લાગ્યો. તે ચૈત્યને એક દૃષ્ટિવડે અવલોકન કરતા તેણે આદિજિનના ચૈત્યના સિંહદ્વારે જઇ ભગવાન યુગાદિ દેવને જોઇને હર્ષવડે પુષ્કળ ધનની વૃષ્ટિ કરી. હવે તે ચૈત્યના મધ્ય ભાગમાં પ્રવેશ કરીને પોતે કરાવેલ આદિનાથને વદન કરવાને ઉત્સુક ચિત્તવાળો દેશલ ભૂમિ ઉપર પડી પ્રણામ કરતો યુગાદિ-નાથની સમીપ આવ્યો અને ભક્તિથી આદિજિનને ભેટી પડચો. ત્યારપછી આદિજિનની લેપ્યમૂર્તિને પુષ્પથી પૂજી પ્રદક્ષિણા કરતાં તેણે અગણિત અર્હત બિંબોની પૂજા કરી.

ત્યાર પછી કુન્તીસહિત પાંડવોની પાંચ મૂર્તિને પૂજી રાયણની નીચે રહેલા યુગાદિ ભગવાનના પગલાને અને પોતે કરાવેલી લોકોને આશ્ચર્યકારક એવી મયૂરની મૂર્તિને જોઇને મોતી, મણિ અને સ્વર્ણની વૃષ્ટિ કરી.

દેશલશાહે ત્યાં મહોત્સવ કરી યાચકોને વસ્ત્રાદિક આપ્યા અને બાવીશ તીર્થંકરોને પૂજી તેની સર્વંગત પ્રદક્ષિણા કરી. ત્યાર બાદ મસ્તક ભૂમિ ઉપર સ્થાપી આદિજિનને પ્રણામ કરી પોતાના સ્થાને પુત્રસહિત આવ્યો, અને પ્રતિષ્ઠાવિધિ કરવા તત્પર થયો. તેણે પોતાના બીજા પુત્રો હોવા છતાં પણ સમરસિંહને પ્રતિષ્ઠાવિધિ કરવાનો આદેશ કર્યો અને તે પિતાનો આદેશ મેળવી અત્યંત આનંદિત થયો.

હવે **સમરસિંહે** મીઠાઈ, પકવાન્ન અને બીજી પ્રતિષ્ઠાવિધિમાં ઉપયોગી સેંકડો ઔષધીઓ એકઠી કરવા માંડી.

પ્રતિષ્ઠાવિધાન. આ પ્રતિષ્ઠાનો ઉત્સવ જોવા સોરઠ અને વાળાકથી હજારો માણસો આવ્યા હતા.

આજે માઘ માસના શુકલ પક્ષની સાતમ અને ગુરુવાર હતો. દેશલે ચતુર્વિધ સંઘને યાત્રા કરવા માટે એકઠો કર્યો અને **સિદ્ધ-સૂરિ** પ્રમુખ આચાર્યોની સાથે **સમરસિંહ** અને **દેશલશાહ** પાણી લેવા માટે કુંડ તરફ ગયા. **સમરસિંહે** દિક્પાલ અને કુંડના અધિપતિદેવ તથા ગૃહાદિની વિધિપૂર્વક પૂજા કરીને શ્રી**સિદ્ધસૂરિ**દ્વારા મન્ત્રિત પાણીવડે ઘડાઓ ભર્યાં અને તેને સુવાસિની સ્ત્રીના માથે મૂકી તે સંઘસહિત **ઋષભદેવ**ના ચૈત્યે આવ્યો. તેણે યોગ્ય સ્થાને તે પાણીના ઘડા મૂકાવી તે સ્ત્રીઓ પાસે સેંકડો ઔષધીના મૂળ વટાવવાનો પ્રારંભ કર્યો. **સિદ્ધસૂરિ**એ તે બધી સ્ત્રીઓના મસ્તક ઉપર વાસક્ષેપ નાંખ્યો. સ્ત્રીઓ મંગલગીતને ગાવાપૂર્વક તે ઔષધીઓનુ ચૂર્ણ વાટતી હતી. **સમરસિંહે** તે બધાને નાના પ્રકારના પટ્ટકુલો આપ્યા. પછી તેણે સેંકડો ઔષધીઓનુ ચૂર્ણ શરાવમાં નાંખ્યું.

હવે જિનાલયની ચારે દિશાએ નવ નવ વેદિકાઓ તૈયાર કરાવી અને તે વેદિકાની ચારે બાજુએ યવાંકુરો-જવારા મૂકયા. દેવના સન્મુખ રંગમંડપના મધ્ય ભાગમા નન્દ્યાવર્તપટ્ટ મૂકવા માટે એક હાથ ઉંચી ચાર ખુણાવાળી વિશાલ વેદિકા કરાવી. તેના ઉપર ચાર થાંભલાવાળો, ઉપરના ભાગમાં સુવર્ણના કલશયુક્ત, વિવિધ વસ્ત્રો તથા કેળના સ્તંભ વડે સુશોભિત મંડપ કરાવ્યો અને તેની પાસે **ઋષભદેવ**ના મુખ્ય ચૈત્યનો ધ્વજદંડ સુતાર પાસે તૈયાર કરી પ્રતિષ્ઠા કરવા માટે સ્થાપિત કર્યો. મુખ્ય ચૈત્યની આસપાસના ચૈત્યોની પ્રતિષ્ઠા કરવા માટે સુંદર ઉંચી વાલુકાયુક્ત અને સમૂળ ડાભસહિત વિશાલ વેદિકાઓ કરાવી, બારણે આંબાના પાનના

તોરણો બાંધ્યાં. સિદ્ધસેનસૂરિએ ગોરોચન, કેસર, કપૂર અને કસ્તૂરી પ્રમુખ મહામૂલ્ય વસ્તુઓ વડે પ્રથમ ચંદનનો લેપ કરી નન્દ્યાવર્તનો પટ્ટ લખ્યો.

હવે પાણીથી ભરેલી કુંડીમાં જ્યોતિષિકની ઘટીઓ પાણીથી ભરાઇ જવાથી તળીએ બેસવા લાગી એટલે પ્રતિષ્ઠાનો સમય જાણી શ્રીસિદ્ધસેનસૂરિ જિનમંદિરે ગયા. તે સમયે બીજા આચાર્યો પણ પ્રતિષ્ઠા કરવા માટે તેની વિધિમાં સાવધાન થઇ મુખ્ય ચૈત્યને વિષે જઈ પોતપોતાના આસન પર બેઠા. સંઘપતિ દેશલ પુત્રસહિત સ્નાન કરી વિશુદ્ધ વસ્ત્રો પહેરી લલાટમાં ચંદનનું તિલક કરી ચૈત્યમાં ગયો.

તે વખતે બીજા શ્રાવકો પણ પોતપોતાના બિંબો લઈ હાજર થયા હતા. શ્રીસિદ્ધસેનસૂરિ આંગળીએ સુવર્ણની મુદ્રિકા અને હાથે કંકણ પહેરી દશાયુક્ત બે વસ્ત્રને ધારણ કરી જિનેશ્વરની સન્મુખ ઉભા હતા. ઋષભદેવની દક્ષિણ બાજુએ સાહણસહિત દેશલ અને ડાબી બાજુએ સમરસિંહ સહિત સહજપાલ જિનને સ્નાત્ર કરાવવા સજ્જ થઇને ઉભા હતા. સામન્ત અને સાંગણ બન્ને ભાઇઓ ચામર ધારણ કરી જિનની પાસે ઉભા હતા. કોઇની અશુભ દૃષ્ટિ ન પડે તે માટે જિનના કંઠે અરિષ્ટ રત્નની માલા નાંખી હતી. ત્રિલોકનુ રક્ષણ કરવા સમર્થ જિનના કરને વિષે રક્ષાનિમિત્ત રાખડી બાંધી હતી. કપૂર, ચંદન, ફળ, અક્ષત, પુષ્પ, ધૂપ ઇત્યાદિ પ્રતિષ્ઠાને યોગ્ય જે જે વસ્તુઓ જોઈએ તે બધી ગોઠવી આગળ મૂકી હતી. મિંઢળ સહિત ઋદ્ધિ અને વૃદ્ધિ એ બન્ને ઔષધી જિનને હાથે બાંધી, અને ગુરુએ દેશલાદિ શ્રાવકોને હાથને વિષે કુસુંબીસૂત્ર બાંધ્યુ હતુ.

આ પ્રમાણે પ્રતિષ્ઠાની બધી સામગ્રી તૈયાર થઈ એટલે સિદ્ધસેનસૂરિએ સ્નાત્રીઆ પાસે સ્નાત્રનો પ્રારંભ કરાવ્યો, તીર્થ-

પતિ આદિજિનનુ સ્નાત્ર તેમણે સ્વયં કરાવ્યું અને અન્ય આચાર્યોએ પોતપોતાને યોગ્ય એવાં બીજાં સ્નાત્રો કરાવ્યાં.

હવે લગ્નની ઘડી આવી પહોંચી એટલે શ્રીસિદ્ધસેનસૂરિ સાવધાન થઈને જ્યોતિષિકોએ કહેલું પ્રતિષ્ઠાનુ લગ્ન સાધતા હતા. શુભ લગ્ને જિનપ્રતિમાને લાલ વસ્ત્રવડે ઢાંકીને તેની ચંદન અને સુગંધી દ્રવ્ય વડે પૂજા કરી. તે સમયે સમરસિંહ ગુરુની પોષધશાલાએ જઇને નન્દ્યાવર્તનો પટ્ટ સુવાસિની સ્ત્રીના માથે મૂકી ઋષભદેવના ચૈત્યે આવ્યો. વાદિત્રના શબ્દો ચોતરફ પ્રસરવા લાગ્યા, લોકો જિનના ગુણો ગાવા લાગ્યા, સમરસિંહે મંડપની વેદિકાને વિષે નન્દ્યાવર્તનો પટ્ટ મૂકયો. સિદ્ધસેનસૂરિએ તેને પાથરી કપૂર વડે યથાવિધિ પૂજા કરી. ત્યાર પછી સિદ્ધસેનસૂરિ ઋષભ જિનની પ્રતિમા પાસે આવી લગ્નની સિદ્ધિ માટે વિશેષ સાવધાન થયા અને લગ્નનો સમય પાસે આવ્યો જાણી રૂપાની કચોળી અને સોનાની સળી હાથમા લેઇ તૈયાર થયા. જ્યારે ઋષભદેવ પ્રભુની પ્રતિષ્ઠાનો સમય તદન પાસે આવ્યો ત્યારે લોકો ઉચ્ચ સ્વરે 'સમય થયો છે' એમ ચોતરફ ઉદ્દઘોષણા કરવા લાગ્યા.

બરાબર પ્રતિષ્ઠાના સમયે શ્રીસિદ્ધસેનસૂરિએ જિનબિંબ થકી વસ્ત્ર ખસેડીને તેના બન્ને નેત્રોમાં સૂરમો અને સાકરના યોગવાળું અંજન આંજ્યું અને વિક્રમ સંવત ૧૩૭૧ના માઘ માસના શુકલપક્ષની ચૌદશ, પુષ્ય નક્ષત્ર અને સોમવારે મીન લગ્નમાં નાભિનંદન શ્રીઋષભદેવ ભગવાનની પ્રતિષ્ઠા કરી. પ્રથમ જાવડિના ઉદ્ધાર સમયે શ્રીવજ્રસ્વામીએ પ્રતિષ્ઠા કરી હતી અને ત્યારપછી આ સિદ્ધસેનસૂરિએ પ્રતિષ્ઠા કરી. સિદ્ધસેનસૂરિની અનુજ્ઞાથી મુખ્ય પ્રાસાદના ધ્વજાદંડની વાચનાચાર્ય નાગેન્દ્રસૂરિએ પ્રતિષ્ઠા કરી. સર્વ પુત્રો સહિત દેશલે ચન્દન અને બરાસવડે આદિજિનના શરીરને વિલેપન કરી તેની પાસે પકવાન્ન પ્રમુખ નૈવેદ્ય મૂકયા.

તે વખતે કોઇકતો આનંદના આવેશથી નૃત્ય કરવા લાગ્યા, કોઇ સ્તુતિ કરવા લાગ્યા, કોઈક તો કસ્તૂરી વગેરે લઇ વિલેપન કરવા લાગ્યા અને કેટલાક તો પુષ્પો વડે જિનની પૂજા કરવા લાગ્યા. એ પ્રમાણે ભવ્યજનોએ મહોત્સવ કર્યો. હવે દેશલ ધ્વજ-દંડનું સ્થાપન કરવા તૈયાર થયો સિદ્ધસેનસૂરિને હાથનો ટેકો આપી પુત્રસહિત દેશલ ધ્વજદંડની સાથે આગળ ચાલ્યો અને પ્રાસાદના શિખર ઉપર ચઢી ગયો. ત્યાં તેણે કીર્તિની સાથે સૂત્રધારો દ્વારા દંડનુ સ્થાપન કર્યું અને દંડની સાથે ધ્વજા બાંધી. તે સમયે વસ્ત્ર, સૌનેયા, ઘોડા, અલંકાર વગેરેનુ યાચકોને દાન દીધુ. સહજપાલ,સાહણ સમરસિંહ,સામંત અને સાંગણ એ પાંચે ભાઇઓએ ધનની વૃષ્ટિ કરી.

દેશલે ત્રણ છત્ર અને બે ચામર આદિજિનના ચૈત્યમાં આપ્યા તે સિવાય સુવર્ણના દંડયુક્ત અને રૂપ્યતન્તુના બનેલા બીજા બે ચામર પણ આપ્યા. મનોહર સ્નાત્રના કુંભ, રૂપાની આરતી અને મંગળદીવો આપ્યા. ત્યાર પછી બધા જિનનો સ્નાત્રવિધિ કર્યો, અને ચંદનાદિવડે બીજા બધા જિનોની પૂજા કરી. ત્યાર પછી શ્રીસિદ્ધસેનસૂરિના ચરણને વંદન કરી તેમજ બીજા સુવિહિત સાધુને ભક્ત–પાન વડે પ્રતિલાભી પ્રાતઃકાલે પોતાના પુત્રસહિત દેશલે પારણું કર્યું. ચારણ, ગાયક, અને ભાટોને જમાડયા તથા જોગી, દીન, અનાથ અને દરિદ્રીઓના ભોજન માટે સત્રાકાર ખુલ્લું મૂકયું. એ પ્રમાણે હમેશાં દાન આપતા દેશલે દશ દિવસ સુધી ઉત્સવ કર્યો. અગિયારમે દિવસે પ્રાતઃકાળે શ્રીસિદ્ધસેનસૂરિના સ્વહસ્તે પ્રભુનું કંકણ છોડાવ્યુ અને સુવર્ણના મુકુટ, હાર, શ્રી-કંઠ, બાજુબંધ અને કુંડલાદિ પોતે કરાવેલા નવા અલંકારો પ્રભુને ચઢાવ્યા.

તે સિવાય બીજા પણ ભવ્ય જનોએ સુંદર ધ્વજાઓ બાંધી અને જિનનુ સ્નાત્ર કર્યું. સંઘમાં આવેલા પુરુષોએ પોતપોતાના

વારાને દિવસે મહાપૂજા અને દાનસત્રો કર્યાં. દેસલે સંઘસહિત આદિજિનની આરતી ઉતારવાનો પ્રારંભ કર્યો. તેની બન્ને બાજુએ **સાહણ** અને **સાંગણ** ચામર ધારણ કરી તથા **સામન્ત** અને **સહજપાળ** કલશ ધારણ કરી ઉભાં હતા. ત્યાર બાદ **સમરસિંહે** પિતાના નવ અંગે ચંદનના તિલક કર્યાં, લલાટે તિલક કરીને અક્ષત ચોડયા અને ડોકમાં ફુલની માળા પહેરાવી. બીજા પણ સંઘના પુરુષોએ ચંદન વડે પગે પૂજા કરી, કપાલે તિલક કરી અને આરતીની પૂજા કરી તેના કંઠે માલા પહેરાવી. જિનગુણના ગાનારા ગાયકોને મહા મૂલ્ય સ્વર્ણના કંકણ, તુરગ અને વસ્ત્રોના દાનથી સંતુષ્ટ કર્યાં. દેશલશાહે આરતી કરીને મંગલદીપ ગ્રહણ કર્યો. ભાટો તે વખતે મોટા સ્વરે દેશલ અને **સમરસિંહ**ની બિરુદાવલી બોલ્યા. અને તેને તેઓએ પુષ્કળ દાન આપ્યું. ત્યાર પછી કપુર વડે મંગલદીપ કરી વાગતા વાદિત્રના શબ્દની સાથે ઉચ્ચસ્વરે મંગલદીપ બોલી, હાથ જોડી શક્રસ્તવ વડે આદિજિનની સ્તુતિ કરી. સિદ્ધસૂરિએ પણ શક્રસ્તવ થયા બાદ આદિજિનની અમૃતાષ્ટક વડે સ્તુતિ કરી.

એ પ્રમાણે આદિજિનનો પ્રતિષ્ઠામહોત્સવ કરી અભીષ્ટ કાર્યની સિદ્ધિથી ઉત્પન્ન થયેલા પ્રમોદ વડે દેશલે નૃત્ય કર્યું અને જિનની સ્તુતિ કરી. ત્યાર પછી યુગાદિ દેવની રજા માગી દેશલ કપર્દિયક્ષને મંદિર ગયો અને ત્યા નાળીએર અને લાપશી વડે યક્ષની પૂજા કરી, તેના મંદિરે ધ્વજા ચડાવી, તથા ધર્મકાર્યમાં સહાય કરવા તેની પ્રાર્થના કરી

સંઘનાયક દેશલ શત્રુંજય તીર્થને વિષે વીશ દિવસ રહી પુત્ર સહિત **સિદ્ધસેનસૂરિ**ની સાથે પર્વત ઉપરથી ઉતરવા તૈયાર થયો અને સર્વ અર્હંતોને નમી પ્રાત:કાલમાં પર્વતથી નીચે ઉતરી સંઘના નિવાસ સ્થાને આવ્યો. સુંદર મોદક અને અનેક પ્રકારના શાક ઈત્યાદિ રસ-

વતી વડે મુનિવરોને પ્રતિલાભી પરિવાર સહિત સંઘને આદરપૂર્વક ભોજન કરાવ્યુ,તથા બારોટ, ભાટ ચારણો અને ગાયકોને પણ જમાડયા.

આ સંઘમાં આચાર્ય, વાચનાચાર્ય, ઉપાધ્યાય ઇત્યાદિ પદસ્થ પાંચસો મુનિઓ હતા, મહારાષ્ટ્ર અને તિલંગ દેશથી સહજપાલ બારીક વસ્ત્રો લાવ્યો હતો, તેણે તે વડે ભકિતપૂર્વક તેઓનો સત્કાર કર્યો. તે સિવાય બીજા બે હજાર મુનિઓને પણ અનેક પ્રકારના વસ્ત્રો અને ઉચિત વસ્તુઓ વડે પ્રતિલાભ્યા. પ્રબન્ધકાર જણાવે છે કે સમરસિંહે સાતસો ચારણો, ત્રણ હજાર ભાટ અને હજાર ઉપરાંત ગાયકોને મનોવાંછિત સોનૈયા, તુરગ અને વસ્ત્રોનુ દાન કર્યું. પુષ્પની વાટિકાઓ કે જેના અરઘટ્ટ ભાગી ગયા હતા, અવેડાઓ નહોતા અને વાડ વિના વૃક્ષો ઉખડી ગયા હતા તે વાટિકાઓને માળીઓને ધન આપી પ્રભુની નિત્ય પુષ્પપૂજા માટે ખરીદી લીધી અને નવી કરાવી. જિનેન્દ્રની પૂજા કરનારા, ગાન કરનારા, સૂત્રધારો અને ભાટોને ઇચ્છિત વૃત્તિ આપીને ત્યાં તીર્થ ઉપર મૂકયા.

સંઘનું ગિરનાર તરફ પ્રયાણ.

ત્યાર બાદ દેસલે ઉજ્જયન્ત તીર્થની યાત્રા કરવા માટે પ્રયાણ કર્યું. દેવાલય આગળ ચાલ્યુ અને ત્યાર પછી દેસલ સર્વ સંઘસહિત ચાલ્યો. અને તે અમરાવત્યાદિ પુર અને ગામને વિષે પોતાના અદ્ભુત કાર્યો વડે જિનશાસનની પ્રભાવના કરતો ઉજ્જયન્તગિરિ પહોંચ્યો.

તે વખતે ત્યાં જૂનાગઢમાં મહીપાલદેવ નામે રાજા હતો, તે જૂનાગઢની પાસે સંઘસહિત દેશલ અને સમરસિંહને આવેલા જાણી તેના ગુણોથી આકર્ષાઇને સંઘપતિ દેશલ અને સમરસિંહની સામો આવ્યો. સમરસિંહ અને મહીપાલદેવ પરસ્પર પ્રેમપૂર્વક ભેટયા

અને કુશળપ્રશ્ન પૂછતા સમાન આસને બેઠા. વિવિધ પ્રકારના ભેટણાં વડે **સમરસિંહે મહીપાલદેવને** સંતુષ્ટ કર્યો. અને તેણે પણ દ્વિગુણ ભેટ વડે **સમરસિંહને** ખુશી કર્યો. ત્યાર બાદ **સમરસિંહની** સાથે ચાલતા **મહીપાલદેવે** સંઘ સહિત **દેશલનો** પ્રવેશોત્સવ કર્યો.

**મહીપાલદેવ** તેજપાલપુરની પાસે સંઘનો વાસ કરાવી પોતાના આવાસે આવ્યો. હવે ઉજ્જયન્તગિરિના શિખર ઉપર વિરાજમાન **નેમિનાથને** નમવાને સકલ સંઘસહિત **દેશલ** ગુરુઓની સાથે પર્વત ઉપર ચઢયો. **શત્રુંજય** તીર્થની પેઠે ત્યાં પણ મહાધ્વજા, અવારિત સત્ર–ભોજનશાળા, પૂજા અને દાનાદિક સર્વ કૃત્યો કર્યાં. **પ્રદ્યુમ્ન** અને **શાંબના** ઉચ્ચ શિખરો જોયાં. જ્યાં **નેમિનાથ** ભગવાનના ત્રણ કલ્યાણક થયેલાં છે એવા રૈવતગિરિના સર્વ પ્રાસાદોમાં યાત્રા તથા મહાધ્વજા અને મહાપૂજાદિ કરી પુત્ર અને પૌત્રસહિત **દેશલે અંબાની** અર્ચા કરી. તે જ વખતે **સમરસિંહની** સ્ત્રીએ પુત્રને જન્મ આપ્યો. પુત્ર જન્મના સમાચાર જાણી **દેશલે અંબાનુ** વિશેષતઃ અર્ચન કર્યું. ત્યાર બાદ **ગજેન્દ્રપદ** કુંડમાં **દેશલે** અને તેના પુત્રોએ સ્નાન કરી પાપને તિલાંજલિ આપી.

આ તીર્થમાં દશ દિવસ સુધી રહીને **દેશલ ગિરિનારથી** નીચે ઉતર્યો. તે વખતે દેવપત્તનનો ( પ્રભાસપાટણનો ) રાજા **મુગ્ધરાજ** હતો તે **સમરસિંહનુ** દર્શન કરવા ઉત્કંઠિત થયો. તેણે પોતાના પ્રધાનોને વિજ્ઞપ્તિપત્ર લઇ **સમરસિંહ** પાસે મોકલ્યા. અને તેઓએ **સમરસિંહની** પાસે આવી વિજ્ઞપ્તિપત્ર તેના હાથમા આપ્યો. **સમરસિંહ મુગ્ધરાજનુ** આમંત્રણ આવેલુ જાણી ત્યા જવા ઉત્સુક થયો. હવે **સમરસિંહ મહીપાલદેવની** રજા માગવા માટે ભેટણુ લઇ તેની પાસે ગયો અને ભેટ મૂકી તેની પાસે રજા માગી. **મહીપાલદેવે** પણ સંતુષ્ટ થઇને **સમરસિંહને** શ્રીકરી અને એક ઉત્તમ ઘોડો આપ્યો.

હવે દેશલે મુગ્ધરાજના આમંત્રણથી દેવપત્તન તરફ સકલ સંઘસહિત પ્રયાણ કર્યું. રસ્તામાં વામનપુરી ( વણથલી ) વગેરે સર્વ સ્થાનકે ચૈત્ય-પરિપાટિ કરતો દેશલ સંઘસહિત દેવપત્તન પહોંચ્યો.

સંઘનું દેવપત્તન જવું. અને સમરસિંહ તથા મુગ્ધરાજનો સમાગમ

મુગ્ધરાજ સમરસિંહને સંઘસહિત આવેલો જાણીને પોતે પરિવારસહિત સંઘના સન્મુખ આવ્યો. સમરસિંહ અને મુગ્ધરાજ બન્ને મળ્યા અને મુગ્ધરાજ સમરસિંહને ભેટીને અત્યંત ખુશ થયો. પરસ્પર બન્નેએ કુશલપ્રશ્ન પૂછ્યા પછી અરસપરસ ભેટણાં આપ્યાં અને ખુશ થયેલા બન્નેએ પોતાની મૈત્રી વધારે દૃઢ કરી.

હવે સંઘપતિ દેશલ અને સમરસિંહે સંઘસહિત ઉત્સાહપૂર્વક ધ્વજા અને તોરણો વડે સુશોભિત દેવપત્તનમાં પ્રવેશ કર્યો. અને સોમેશ્વરદેવ મુગ્ધરાજની પાસે આનંદપૂર્વક એક પ્રહર ગાળ્યો. સંઘપતિએ સંઘનો નિવાસ પ્રિયમેલકમાં રાખ્યો. અહિં સંઘપતિ તરફથી અષ્ટાહ્નિકા મહોત્સવ, જિનચૈત્યોમાં પૂજા તથા સોમેશ્વરની પણ પૂજા થઇ.

મુગ્ધરાજે સમરસિંહને શ્રીકરી અને તુરગ ઉપહાર તરીકે આપ્યા, તે લઇને અજાહરપુરે પાર્શ્વનાથને નમસ્કાર કરવા દેશલસહિત સમરસિંહે સંઘ સાથે પ્રયાણ કર્યું.

અજાહર તરફ સંઘનું પ્રયાણ

જે પાર્શ્વનાથ સમુદ્રના મધ્ય ભાગમાંથી નીકળ્યા અને વહાણવટીને ( ચૈત્ય બનાવવાનો ) આદેશ કરી તેણે બનાવેલા ચૈત્યમાં પ્રતિષ્ઠિત થયેલા છે તે પાર્શ્વનાથ ભગવાનનો પૂજા પ્રમુખ મહોત્સવ કરીને દેશલ સંઘસહિત કોડીનાર ગયો.

ત્યાં અંબિકાનું દેવાલય છે. તેની ઉત્પત્તિ પ્રબંધકાર આ પ્રમાણે

જણાવે છે કે—તે પૂર્વ જન્મમાં બ્રાહ્મણની સ્ત્રી હતી. તેણે એક વખતે મુનિને અન્નદાન આપ્યું, તેથી તેનો પતિ ગુસ્સે થયો. પતિના ગુસ્સે થવાથી બે પુત્રને લઇ તે ગિરનાર ગઈ અને ત્યાં નેમિનાથને નમી તેનુ સ્મરણ કરતી પોતાના બે પુત્રોને આમ્રફળ વડે ખુશ કરવા માટે આંબાના ઝાડ નીચે બેઠી હતી. તેવામાં તેણે પોતાના પતિને આવતો જોયો અને તેના ભયથી ત્રાસ પામી નેમિનાથનુ શરણ અંગીકાર કરી પર્વતના શિખર ઉપરથી પડી અને મરીને તે અધિષ્ઠાયિકા અંબિકા નામે દેવી થઇ. તેનો પહેલાનો વાસ કોડીનારને વિષે હોવાથી તેનુ ચૈત્ય પણ ત્યાં થયું. તેને કપૂર કુંકુમાદિથી પૂજા કરી અને ત્યાં પણ મહાધ્વજા ચઢાવી.

**દીવબંદર સંઘ**

ત્યાંથી સંઘપતિ દેશલ દીવબંદરે ગયા. ત્યાં મૂળરાજા નામે રાજા હતો. તે સમરસિંહને પ્રેમથી નાવની સાથે નાવ જોડી તેના ઉપર કટ—સાદડી પાથરી સહિત દેશલનુ જવું દેવાલય અને સંઘસહિત મહોત્સવપૂર્વક જળમાર્ગે લાવ્યો.

ત્યાં ક્રોડપતિ હરિપાલ નામે વણિક રહેતો હતો. તેણે સંઘસહિત દેશલનું વાત્સલ્ય કર્યું. ત્યાં અષ્ટાહ્નિકોત્સવ કરી યાચકોને વાંછિત દાન આપી સંઘપતિએ શત્રુંજય તીર્થ તરફ પુનઃ પ્રયાણ કર્યું. એવામાં સિદ્ધસેનસૂરિને કોઇ વ્યાધિ થયો અને તેની પીડાથી આગળ વિહાર ન કરતાં તેઓ જૂનાગઢમાં રહ્યા.

**મેરુગિરિને આચાર્યપદ**

તે વખતે સંઘે મળીને ગુરુને વિજ્ઞપ્તિ કરી કે આપ રોગથી પીડિત થયેલા છો, અત્યારે વિશિષ્ટ જ્ઞાનના અભાવે કોઇ આયુષ જાણી શકતું નથી, તો આપ કોઇ શિષ્યને સૂરિમન્ત્ર આપો. ગુરુએ કહ્યુ કે મારૂં આયુષ હજી પાંચ વરસ અને નવ દિવસ બાકી છે, સત્યાદેવીએ કહેલો શિષ્ય પણ મારી પાસે છે, પરન્તુ હમણાં હું

કોઇને આચાર્યપદ પર સ્થાપિત કરવા ઈચ્છતો નથી. તે સાંભળી સમગ્ર સંઘે ફરી વિનતિ કરી કે આપે કહ્યુ તે ખરેખર છે, પરન્તુ અમે વિજ્ઞપ્તિ કરીએ છીએ કે આપે શત્રુંજય તીર્થ ઉપર પ્રતિષ્ઠા કરીને સ્થાવર તીર્થની સ્થાપના કરી. હવે આચાર્ય પદ આપવા વડે જંગમ તીર્થની સ્થાપના આપના હાથે થાય એવી અમારી ઇચ્છા છે. સંઘની વિજ્ઞપ્તિથી પ્રસન્ન થયેલા સિદ્ધસેનસૂરિએ સંવત ૧૩૭૧ ના ફાગણ માસના શુક્લ પક્ષની પાચમના દિવસે મેરુગિરિ નામના શિષ્યને આચાર્યપદવી આપી અને તેનુ 'કક્કસૂરિ' એવુ નામ રાખ્યું. ત્યાં રહેલા ધારસિંહ નામના મન્ત્રીએ સૂરિપદનો મહોત્સવ કર્યો.

ઉત્સાહપૂર્વક પાંચ દિવસ ત્યાં રહીને સિદ્ધસેનસૂરિ ત્યાંથી નીકળી દેશલના સંઘને શત્રુંજય તીર્થે જઇને મળ્યા. હવે દેશ લે ફરીવાર શત્રુંજય તીર્થની યાત્રા કરીને ગુરુની સાથે પાટલાપુર (પાટડી) તરફ સંઘ સહિત ગયો.ત્યાં નેમિનાથનુ મંદિર હતુ,તેને પૂજી ત્યાથી દેશલ સંઘસહિત શંખેશ્વર તીર્થે ગયો. ત્યાં ભગવાન પાર્શ્વનાથને પ્રણામ કરી તે તીર્થને વિષે મહાદાન અને મહાપૂજા કરી તથા મહાધ્વજા ચઢાવી સંઘ હારિજ ગયો. ત્યાં ઋષભદેવ ભગવાનને નમી ત્યાંથી પાટણ જવા પ્રયાણ કર્યું. અને પાટણની પાસે આવેલા 'સોઇલા' નામે ગામમાં દેસલે સંઘસહિત પડાવ નાંખ્યો.

**સંઘનો પાટણમા પ્રવેશોત્સવ.**

તે વખતે સંઘસહિત કુશલપૂર્વક દેશલને આવેલા જાણી પાટણ નિવાસી બધા માણસો સંઘની સામે ગયા અને તેઓએ સમરસિંહ અને દેશલના ચરણની સુવર્ણના પુષ્પોથી પૂજા કરી નમસ્કાર કર્યો. મિત્ર મિત્રોને, બંધુ બંધુને, પિતા પુત્રને એમ બધા જન પરસ્પર આનંદપૂર્વક ભેટચા, અને તેઓએ પોતપોતાના સ્વજનને ગળે પુષ્પની માળા નાખી. 'તીર્થથી આવેલા છે માટે પૂજ્ય છે' એમ ધારી લોકોએ ખૂબ પૂજા સત્કાર કર્યો.

પ્રબન્ધકાર અહિ જણાવે છે કે આખા નગરમાં એવો કોઇ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર કે યવન નહોતો કે સમરસિંહના ગુણોથી ખેંચાઇને અહિં સામો ન આવ્યો હોય.

સંઘપતિએ દરેક નગરવાસીનુ તાંબૂલ અને વસ્ત્રાદિક વડે આદરપૂર્વક સન્માન કર્યું.

હવે દેશલે શુભ મુહૂર્તે નગરમાં પ્રવેશ કરવાનો પ્રારંભ કર્યો. ત્યારે સંઘના બધા જનો સુંદર વસ્ત્રો પહેરી સંઘપતિની સામે ગયા. સમરસિંહ વગેરે સંઘના અગ્રણી ઘોડા ઉપર ચઢયા અને દેશલ ખાનની પાલખીમાં બેસી પાટણ ભણી ચાલ્યો. દેવાલય આગળ ચાલ્યું અને તેની ચારે બાજુ સિદ્ધસેનસુરિ પ્રમુખ મુનિવરો અને ઉપાસકો પણ ચાલ્યા.

સંઘપતિ દેશલ અને સમરસિંહને આવતા જોઇને પાટણની સમસ્ત જનતા હર્ષસહિત તેને જોવાને એકઠી થઈ. ઘરેઘરે કુંકુમની ગુંહળી, તોરણો, પૂર્ણ કલશ અને ધ્વજાઓ વડે તે પુર સુશોભિત થયેલું હતુ એમ ઉત્સાહપૂર્વક દેશલે સમરસિંહસહિત પોતાના ઘરે પ્રવેશ કર્યો

પ્રથમ કપર્દયક્ષસહિત જિનને ઉતારીને ઘર દેવાલયને વિષે સ્થાપ્યા. ત્યાર પછી આસન ઉપર બેઠેલા સમરસિંહ સહિત દેશલનું નગરવાસીઓએ ન્યુંછનક કરી વંદન કર્યું. સમરસિંહે પણ વસ્ત્ર અને તાંબૂલ આપવા વડે નગરવાસીજનનો સત્કાર કર્યો.

ત્યાર પછી સહજપાલાદિ પુત્રોએ વિનયપૂર્વક પોતાના પિતા દેશલના પગ દૂધ વડે ધોયા. ત્રીજે દિવસે દેવભોજ્ય કરાવ્યુ તે વખતે ઇચ્છાપૂર્વક પકવાન્નાદિ વડે સાધુઓને પ્રતિલાભી, નગરવાસી પાંચ હજાર માણસોને ભક્તિપૂર્વક જમાડયા અને બીજા દરેક લોકોને માટે સત્રાગાર ખુલ્લુ મૂકયુ. દેશલે તીર્થોદ્ધારને વિષે સત્યાવીશ લાખ ને સિત્તેર હજાર રૂપીયાનો વ્યય કર્યો.

પોતાને કૃતકૃત્ય માનતો દેશલ ધર્મક્રિયામાં અનુરક્ત થતો ઘરના કામકાજમાં લાગી ગયો. સમરસિંહ પણ રાજસન્માન વધવાથી જૈનશાસનની ઉન્નતિ અને પરોપકાર કરતો દિવસો વ્યતીત કરવા લાગ્યો. ત્યાર બાદ ૧૩૭૫ ના વર્ષે દેશલે સાત સંઘપતિ અને ગુરુસહિત બે હજાર શ્રાવકોની સાથે શત્રુંજય તીર્થની બીજી વાર યાત્રા કરી અને ત્યાં અગીયાર લાખ રૂપિયાનો વ્યય કર્યો. તે વખતે તેણે સોરઠમા મ્લેચ્છોએ પકડેલા માણસોને પણ છોડાવ્યા.

દેશલની ફરી વાર શત્રુંજયતીર્થની યાત્રા

હવે સિદ્ધસેનસૂરીએ પોતાનુ આયુષ માત્ર ત્રણ માસ બાકી રહેલું જાણી દેશલને કહ્યુ કે તારૂં આયુષ પણ માત્ર એક માસ બાકી છે, માટે ઊકેશપુરે જઇને કક્કસૂરિને મુખ્ય ચતુષ્કિકાને વિષે સ્થાપન કરવા મારી ઇચ્છા છે. જો તારી ઇચ્છા હોય તો તુરત ચાલ, 'જયાં દેવતાએ બનાવેલી વીર ભગવાનની પ્રતિમા સ્થાપિત થયેલી છે એવુ તે ઉત્તમ તીર્થ છે. ત્યારે દેશલ સમગ્ર સામગ્રી તૈયાર કરી સઘની સાથે સિદ્ધસેનસૂરીસહિત ચાલ્યો રસ્તામાં જતાં દેસલ સ્વર્ગે ગયો. માહ માસની પૂનમે શ્રી સિદ્ધસેનસૂરિએ મુખ્ય સ્થાને શ્રી કક્કસૂરિને બેસાડયા. મુનિરત્નને ઉપાધ્યાય પદ અને શ્રીકુમાર તથા સોમચન્દ્રને અનુક્રમે ઉપાધ્યાયપદ અને વાચનાચાર્યપદ આપ્યુ. દેસલના પુત્રે ત્યાં યથાવિધિ વીરસ્નાત્ર કર્યું. અઢાર ગોત્રસહિત સહજે અવારિત સત્ર, અને સાધર્મિકવાત્સલ્ય કર્યું ત્યાં અષ્ટાહિકા ઉત્સવ કરીને સિદ્ધસેનાચાર્ય સહજપાલની સાથે-ફલોધિ તીર્થે ગયા, અને ત્યાં પાર્શ્વનાથ ભગવાનને વાંદ્યા ત્યાં યાત્રા કરીને પાછા વળી નિરંતર પ્રયાણ કરતા કરતા સિદ્ધસેનાચાર્ય સઘસહિત પાટણ આવ્યા.

દેસલનું સ્વર્ગગમન

જયારે એક માસ બાકી રહ્યો ત્યારે સિદ્ધસેનસૂરિએ કક્કસૂરિને

કહ્યું કે હવે મારૂં આયુષ માત્ર એક માસ બાકી છે જ્યારે તે આઠ દિવસ બાકી રહે ત્યારે તમારે મને સંઘની ક્ષામણાપૂર્વક અનશન કરાવવું. કલિયુગમાં આવું વિશિષ્ટ જ્ઞાન હોય શુ એમ શંકા લાવી કક્કસૂરિએ કહેલા દિવસે ગુરુને અનશન ન કરાવ્યુ. ગુરુએ સ્વયમેવ બે ઉપવાસ કર્યા, અને સંઘસમક્ષ અનશન ગ્રહણ કર્યું. સહજપાલ પ્રમુખ બધા શ્રાવકોએ મહોત્સવ કર્યો. તે વખતે પાટણમાં ચાર વર્ણમાંનો કોઇ પણ બાળક, યુવાન કે વૃદ્ધ માણસ નહોતો કે જે સૂરિને વંદન કરવા ન આવ્યો હોય. પાંચ યોજનની આસપાસના ગામોમાં એવું કોઈ પણ ગામ નહોતુ કે ત્યાંથી માણસો વંદન કરવા ન આવેલા હોય. ત્યાર પછી ૭ દિવસે કહેલી વેળાએ આચાર્ય સમાધિવડે કાળધર્મ પામી સ્વર્ગે ગયા. તે વખતે નગરવાસી જનોએ હર્ષપૂર્વક તેમનો ઉત્સવ કર્યો. ૭ દિવસે એકવીશ મંડપવાળું વિમાન તૈયાર થયુ એટલે શ્રાવકો તેમાં આચાર્યના શરીરને સ્થાપન કરી ઉત્સવપૂર્વક એક કોશ સુધી તે વિમાન લઇ ગયા, અને તેઓએ ચંદન અગરના કાષ્ઠવડે તથા કપુરવડે તેમના શરીરનો અગ્નિદાહ કર્યો. સંવત્ ૧૩૭૬ ના ચૈત્ર સુદિ ચૌદશે તેઓ સ્વર્ગે ગયા.

સિદ્ધસેનસૂરીનુ સ્વર્ગગમન.

ત્યારબાદ કક્કસૂરિ ગચ્છનુ પાલન કરવા લાગ્યા. તે વખતે દિલ્હીમાં કુતબુદ્દીન બાદશાહ હતો તે સમરસિંહના ગુણ સાંભળી તેને મળવા ઉત્સુક થયો. તેણે ફરમાન કાઢી સમરસિંહને બોલાવ્યો અને તે પણ સર્વ સામગ્રી તૈયાર કરી દિલ્હી તરફ ચાલ્યો. દિલ્હી પહોંચતા વાર બાદશાહે સમરસિંહને આદરપૂર્વક બોલાવ્યો. સમરસિંહે પણ વિવિધ પ્રકારની ભેટ બાદશાહ પાસે મૂકી પ્રણામ કર્યા. બાદશાહે તેના ગુણથી સંતુષ્ટ થઇને તેને સર્વ વ્યાપારીઓમાં અગ્રેસરી સ્થાપ્યો. ત્યા બાદશાહની અવનવી મહેરબાની વડે તેનો કેટલોક કાળ વ્યતીત થયો.

સમરસિંહનું દિલ્હી તરફ પ્રયાણ અને ત્યા બાદશાહનું સન્માન.

સમરસિંહ ખરેખર દાનવીર હતો. એક વખતે કોઇ ગવૈયાએ તેની પ્રશંસાનું એક ધ્રુવપદ કહ્યુ એટલે તેને એક હજાર ટંક આપી દીધા. ત્યાર પછી કુતુબુદ્દીનની ગાદીએ ગ્યાસુદ્દીન આવ્યો. તેણે પણ સમરસિંહનુ સન્માન કરી બાદશાહની પેઠે પ્રેમપૂર્વક પુત્ર તરીકે તેનો સ્વીકાર કર્યો. સમરસિંહની લાગવગ ઘણીજ વધી ગઈ. પાંડુદેશના વીરવલ્લભ નામના રાજાને બાદશાહે કેદ કર્યો હતો તેને સમરસિંહે છોડાવી પોતાના દેશમાં પુનઃ ગાદીએ બેસાડચો. તેથી તેમને 'રાજ સંસ્થાપનાચાર્ય' એવુ બિરુદ મળ્યુ.

બાદશાહનુ ફરમાન મેળવી ધર્મવીર સમરસિંહે જિનની જન્મભૂમિ મથુરા અને હસ્તિનાપુરમાં જિનપ્રભસૂરિ સાથે સઘપતિ થઇને સંઘ સાથે જઈ તીર્થયાત્રા કરી.

હવે તિલંગ દેશમા ગ્યાસુદ્દિન બાદશાહનો પુત્ર ઉલ્લખાન સુબા તરિકે હતો, તેની પાસે સમરસિંહ ગયો. અને તેણે પણ સમરસિહને પોતાનો ભાઇ ગણી તિલગના અધિપતિ તરિકે નિમ્યો. તેણે તુર્કોને હાથે કેદ પકડાયેલા અગીયાર લાખ માણુસોને છોડાવ્યા. અનેક રાજા, રાણા અને વેપારીઓ ઉપર સમરસિંહે ઘણો ઉપકાર કર્યો સર્વ દેશથી આવેલા શ્રાવકોને કુટુંબસહિત તિલંગ દેશમાં વસાવી ઉરંગલપુરમાં જિનાલયો કરાવી જૈન શાસનરૂપી સામ્રાજ્ય એકછત્ર કર્યું. સમરસિંહે તિલંગનો સ્વામી થઇને તેણે પોતાના પૂર્વજોને દીપાવ્યા અને જિનશાસનમાં તે એક ચક્રવર્તી જેવો થયો. તેણે ન્યાયપૂર્વક તિલંગદેશનુ રક્ષણ કર્યું અને કલિયુગમાં કૃતયુગનો અવતાર કરીને તે સ્વર્ગમાં ગયો.

હવે પ્રબન્ધકાર પ્રબન્ધની સમાપ્તિ કરતા છેવટે જણાવે છે કે "૧૩૯૩ માં વર્ષે સિદ્ધસૂરિના શિષ્ય આચાર્ય કક્કસૂરિએ કાંજરોટપુરમાં રહીને આ પ્રબન્ધની રચના કરી છે."

---

# વિષયાનુક્રમ

## પ્રસ્તાવ ૧



## પ્રસ્તાવ ૨

## પ્રસ્તાવ ૩



## પ્રસ્તાવ ૪

## પ્રસ્તાવ ૫

# પ્રસ્તાવ ૧.

तं जिनं नौमि नाभेयं यदङ्कं वृषभः श्रित ॥
लेभे धवल इत्याख्यां विश्वधूर्वहनक्षमः ॥१॥

નાભિ રાજાના પુત્ર શ્રીઆદિજિનેશ્વર ભગવાનની હુ સ્તુતિ કરૂ છુ, કે જેમનો લાછન રૂપે આશ્રય કરીને વૃષભે (બળદે) જગતની ધુરાને વહન કરવામાં સમર્થ "ધવલ" એવી સંજ્ઞા પ્રાપ્ત કરી.[૧]

સર્વ જિનેશ્વરોમાં જેમણે એકાકીએજ રાગાદિ મહાન શત્રુઓનો પરાજય કર્યો છે અને તેથીજ જેમણે "વીર" એવું નામ પ્રાપ્ત કર્યું છે, તે શ્રીવીર ભગવાન તમારૂં કલ્યાણ કરો.[૨]

તે સિવાયના બીજા પણ તીર્થંકરોરૂપી સૂર્યો, સજ્જનોના દોષોરૂપી રાત્રિનો સંહાર કરનારા થાઓ, કે જેઓના હાથરૂપી કિરણોના સ્પર્શમાત્રથી ભવ્યજીવોરૂપી કમળપક્તિ પ્રફુલ્લિત થાય છે.[૩]

જેમની કૃપાથી હુ જડ હોવા છતા મોતીના સ્વરૂપને પામ્યો છુ. અર્થાત્ વિદ્વાન તરીકે પ્રસિદ્ધ થયો છુ, તે મારા ગુરુશ્રીને હુ સ્તવુ છુ. ખરેખર તે મારા ગુરુમહારાજને મોતીની છીપના સંપુટનીજ ઉપમા ઘટી શકે છે. ( કેમકે તેમના સંપર્કથીજ હુ મોતી જેવો થયો છુ )[૪]

જેમની સેવાથી હંસ પક્ષી પણ શુદ્ધ પક્ષવાળો (ઉજ્જવળ પાંખોવાળો) થયો છે અને દૂધ તથા પાણીનુ પૃથક્કરણ કરવામાં કુશળ થયો છે તે શ્રીસરસ્વતી દેવી મારા પર કૃપા કરો.[૫]

## સજ્જન સ્તુતિ.

પ્રત્યેક વસ્તુના સૂક્ષ્મ તત્ત્વને પ્રત્યક્ષ જોનારી જેઓની બુદ્ધિ, બીજા મનુષ્યો દોષોથી ભરપૂર હોવા છતાં પણ તેઓ વિષે કેવળ એક સૂક્ષ્મમાં સૂક્ષ્મ પણ ગુણનુજ અવલોકન કરે છે, તે સજ્જનોની હુ સ્તુતિ કરૂં છુ.[૬]

## દુર્જનોની પણ સ્તુતિ.

ખરેખર દુર્જન પણ સ્તુતિપાત્રજ છે. કેમકે તે સ્વાદિષ્ટ—મધુર એવી કવિતારૂપી સાકરમાંથી દોષોરૂપ કાંકરાઓને બહાર કાઢે છે અને તેથી તે ઉપકારકજ છે, તો પછી તેની નિંદા કેમ થઇ શકે?[૭]

## વસ્તુનિર્દેશ.

એ પ્રમાણે નમસ્કાર કરીને શ્રીશત્રુંજય તીર્થરાજનો જે પ્રમાણે ઉદ્ધાર થયો છે, તે વિષેની આ કથાનુ હું વર્ણન કરૂ છુ.[૮] જ્યારે સુષમા કાળ હતો તે સમયે એ તીર્થરાજના અનેક ઉદ્ધારો થયા છે અને તેમાં કંઇ આશ્ચર્ય જેવું પણ નજ ગણાય. કેમકે સુવર્ણના ઉત્પતિક્ષેત્રમાં સુવર્ણજ ઉત્પન્ન થાય તે કંઇ આશ્ચર્યજનક નજ હોય—અર્થાત્ સુષમાકાળ કેવળ ધર્મથીજ ભરપૂર હોય—ધર્મનોજ સમય હોય અને તે સમયે તેવાં ધર્મકાર્યો થાય તેમાં કંઇ નવાઇ નથી.[૯] પણ આ દુ:ષમાકાળ, કે જેમાં ધર્મની કથા પણ પ્રાપ્ત કરવી અશકય છે તેમાં આ સમુદ્ધાર થયો તેજ આશ્ચર્યજનક છે. અરે! તેજ મરૂભૂમિ (નિર્જળપ્રદેશ)માં કલ્પવૃક્ષના સમાગમ જેવું છે—જેમ નિર્જળ ભૂમિમાં એકાદ વૃક્ષ પણ મળવું અશકય છે છતાં તે સ્થળે કલ્પવૃક્ષની પ્રાપ્તિ જેમ આશ્ચર્ય ઉત્પન્ન કરે તેમ આ દુ:ષમાકાળ, કે જેમાં ધર્મનુ નામ નિશાન પણ ભાગ્યેજ મળી શકે છે, તેમાં આવું શત્રુંજય સમુદ્ધાર જેવુ કાર્ય અ-

વશ્ય આશ્ચર્યજનક છે.[૧૦] માટેજ તેનું અહી વર્ણુન કરવું તે યોગ્ય છે. કેમકે આ કાળમાં તેનુ કર્મ ખરેખર અપૂર્વ ગણાય. જેમ કોઈ એક જીવને કેવળજ્ઞાન ઉત્પન્ન થાય અને અપૂર્વકરણથી તેના ગુણોનુ જે વર્ણુન કરવામાં આવે તે કંઇ અયોગ્ય ગણાય નહિ. ( તેમજ આ શ્રીશત્રુંજય સમુદ્ધારનુ વર્ણુન પણ યોગ્યજ છે )[૧૧] જે ગુરુએ શ્રી જિનેશ્વરની સમુદ્ધરેલી પ્રતિમાની પ્રતિષ્ઠા કરી છે અને જે શ્રાવકે એ પ્રતિમાનો ઉદ્ધાર કરાવ્યો છે, તેઓ બન્ને–પ્રતિષ્ઠા અને ઉદ્ધાર કરનારા પુણ્યશાળી મહાપુરુષોનુ ચરિત્ર હુ વર્ણુવું છુ. કેમકે કળિકાળમા તેઓ બન્નેએ મહાન (શુભ) કર્મ કરેલુ છે[૧૨-૧૩]જો કે આ મહાપુરુષોના ચરિત્રનુ વર્ણુન કરવા માટે સાક્ષાત્ બૃહસ્પતિ પોતે પણ સમર્થ નથી, તો પછી મારા જેવા પુરુષમાં તેઓના ચરિત્રાનુવાદ કરવાની શક્તિ હોય જ કયાંથી?[૧૪] વળી મારી બુદ્ધિ મંદ છે છતાં પણ હુ મારી શક્તિ પ્રમાણે તેઓના ચરિત્રનુ વર્ણુન કરવા તૈયાર થયો છુ દાખલા તરીકે મયૂર નૃત્યકળાને જાણતો નથી છતા પણ હર્ષને લીધે શુ નૃત્ય કરતો નથી?[૧૫] પાંગળા મનુષ્યમાં ઉતાવળે ચાલવાની શક્તિ હોતી નથી, છતાં પણ તે ધીમે ધીમે શુ ચાલતો નથી? ઠીગણો મનુષ્ય વૃક્ષનુ ફળ લેવા પહોંચી શકતો નથી તો પણ તે હાથને લંબાવતો નથી?[૧૬] એજ પ્રમાણે હે ભવ્ય જનો! આ કળિકાળમાં પણ પાપનો નાશ કરનારૂં એ મહાપુરુષોનુ ચરિત્ર, મેં જે પ્રમાણે જોયુ છે તે પ્રમાણે હુ વર્ણુવુ છુ, તેનું તમે આદરપૂર્વક શ્રવણ કરો.[૧૭]

## ઉપકેશ નગરનુ વર્ણન.

મરુદેશ (મારવાડ)ના અલંકારરૂપ 'ઉપકેશ' નામનુ એક શ્રેષ્ઠ નગર છે. તે નગર પૃથ્વી ઉપરના સાથિઆ જેવું હોઇને સ્વાભાવિક રીતે જ સુંદર છે.[૧૮] તેના બાગબગીચાઓ અનેક વૃક્ષોથી ભરપૂર

છે; તેમાં વસનારા મહામુનિઓ સ્ત્રીઓના સંબંધ માત્રથી પણ મુક્ત છે, પણ નગરવાસીઓમાં તેવો કોઇ મનુષ્ય જોવામાં આવતો નથી કે જે (ધર્મદૃષ્ટિએ) અપરાધી હોય અને સ્ત્રી સંબંધથી રહિત હોય.[૧૯] વળી એ નગરમાં હંસો સ્ત્રીઓની ગતિ જોઇને તથા સ્ત્રીઓ હંસોની ગતિ જોઇને અન્યોન્ય ઉપદેશ વિનાજ તે (પોતપોતાની) ગતિને સુશિક્ષિત અથવા સુંદર કરે છે.[૨૦] અને તે સ્થળે પ્રદીપ્ત મણિઓની કાંતિથી રાત્રિનો સમસ્ત અંધકાર સમૂળગો નાશ પામે છે. તેથી ત્યાંની તળાવડીઓમાં કમળો સદાકાળ પ્રફુલ્લ રહે છે.[૨૧] રાત્રિના સમયે તે નગરના પ્રત્યેક ગૃહનાં જાળીયાઓમાંથી ચંદ્રનાં કિરણો, અંદરના ભાગમાં પ્રાપ્ત થાય છે, કે જે કિરણો વિયોગિની સ્ત્રીઓપર કામદેવે ફેંકેલાં રૂપેરી બાણો હોય તેવાં જણાય છે.[૨૨]

## ઉપકેશનગરમાં વીર ભગવાનનુ મંદિર.

વળી એ નગરમાં શ્રીવીર ભગવાનના નિર્વાણ પછી સિત્તેર વર્ષ ગયા પછી શ્રીમાન્ રત્નપ્રભ નામના આચાર્યે શ્રીવીર ભગવાનનું મંદિર સ્થાપેલુ છે, કે જે મંદિરમાં તે સમયથી આરંભીને નિશ્ચળ બેઠેલા શ્રીવીર ભગવાન (હજી સુધી પણ) શ્રી રત્નપ્રભ આચાર્યની પ્રતિષ્ઠા જનસમૂહમાં અત્યંત (સ્થિર થયેલી) કહી બતાવે છે.[૨૩–૨૪] તે પ્રદેશ ઉપર કાળા અગરના (ધૂપનો) ધુમાડો ગોટેગોટ ઉછળી રહ્યો છે, જેથી તેની શ્યામ કાંતિવડે આકાશનુ સ્વરૂપ સદાકાળને માટે શ્યામજ થઈ રહ્યુ છે.[૨૫] વળી ત્યાં જ્યારે નાટકનો સમય ઉપસ્થિત થાય છે અને તેમાં મૃદંગોના શબ્દ સભળાય છે, ત્યારે મયૂરો મેઘગર્જનાની ભ્રાંતિથી નૃત્ય કરવા મડી પડે છે.[૨૬] પ્રત્યેક વર્ષે એ નગરમા, નગરવાસીઓના પાપનો જાણે ઉચ્છેદ કરવો હોય તેમ નરદમ સુવર્ણનો રથ સર્વત્ર ઘૂમી વળે છે.[૨૭] તેમજ એ નગરમાં અત્યંત ઉંડી "વિદગ્ધા" નામની એક વાવ છે, કે જે વાવ, નીચે

નીચે જનારી પગથીઆંઓની પંક્તિથી ભૂલભૂલામણીથી ભરપૂર છે.[૨૮] કેટલાએક કૌતુકી લોકો એ વાવના પગથીઆપર કંકુના થાપા કરી કરીને વાવમાં ઉતરે છે પણ ફરીથી તેજ પગથીઆંઓ દ્વારા તે વાવમાંથી બહાર નીકળી શકતા નથી. (આવી ભૂલભૂલામણી ભરેલી તે વાવ છે.)[૨૯]

## ઊકેશ વંશનુ વર્ણન.

હવે તે ઉપકેશ નગરમાં ઊકેશ નામનો એક ઉન્નત વંશ વિખ્યાત છે, કે જે માહોમાહે મજબૂત સંધિ–એટલે ઘણીજ સંપસલાહથી ભરેલો, સરળ અને ધનાદિની સંપત્તિથી શૂન્ય નથી પણ આતરિક રીતે ભરપૂર છે,–સમૃદ્ધિમાન્ છે.[૩૦] જેમ એક વંશમાં (વાંસના વૃક્ષમાં) ચોતરફ પાંદડાંઓ શોભી રહ્યાં હોય તેમ, એ ઊકેશવંશમાં ચોબાજુ પ્રસિદ્ધ એવાં અઢાર ગોત્રો શોભી રહ્યા હતાં અને તે અઢારેમાથી એક વિશાળ સ્થિતિવાળું શ્રેષ્ઠિગોત્ર અત્યંત પ્રસિદ્ધ હતુ.[૩૧]

## વેસટ શ્રેષ્ઠીનું વર્ણન.

તે શ્રેષ્ઠિગોત્રમાં 'વેસટ' એવા નામથી પૃથ્વીમાં પ્રખ્યાત થયેલો અને મહાન ભાગ્યસંપત્તિ તથા વૈભવવાળો શ્રેષ્ઠી ઉત્પન્ન થયો[૩૨] તેણે ઉપરાઉપરી ધનદાન કરીને યાચકોનાં ગૃહોને એવાં તો ભરપૂર કરી મૂકયાં કે જેથી દારિદ્રયને ત્યાં રહેવાનુ સ્થાન નહિ મળવાથી તુરતજ ત્યાંથી દૂર ચાલ્યું ગયું.[૩૩] તેની ઉજ્જવળ કીર્તિ જગતમાં એટલી બધી ફેલાઈ ગઇ કે ચંદ્રના ઉદય વિના પણ રાત્રિવિકાસી કમળો સદાને માટે વિકસ્વર રહેવા લાગ્યાં.[૩૪] ચંદ્રમા પોતે પણ પોતાના સર્વોત્તમ ઐશ્વર્યથી તથા નવીન સૌમ્યતાથી તે શ્રેષ્ઠીની સમાનતાને પામી શકતો ન હતો[૩૫] વળી તેણે પોતાની અઢળક સંપત્તિથી ધનદેવ–કુબેરનીજ જાણે તુલના કરી હતી, માત્ર

કુબેરમાં રહેલું કુબેરપણું (એટલે નીચ વેરભાવ) તથા પિશાચપણું પ્રાપ્ત કર્યું ન હતું. (આટલી કુબેરમાં અને તેમાં વિશેષતા હતી.)[૩૬] ખરેખર તેના ગુણોનો સ્વભાવ કોઇક અલૌકિક હતો, કેમકે એકાદ વખતે પણ તેઓનું (ગુણોનું) જો દર્શન થયું હોય તો તેઓ, બીજાના ગુણોમાં આસક્ત થયેલા હરકોઈના મનને ત્યાંથી મુકત કરે. (ગુણ એટલે દોરી, દોરીનો સ્વભાવ બીજાને બાંધવાનોજ હોય છે. છતાં એ શ્રેષ્ઠિના ગુણનો સ્વભાવ બીજાને મુક્ત કરવાનો હતો, આવા આશયથીજ અહી કહેવામાં આવ્યુ છે કે, તેના ગુણોનો સ્વભાવ કોઈક અપૂર્વ-અલૌકિક હતો.)[૩૭]

## વેસટનો નાગરિકો સાથે વિરોધ.

એ પ્રમાણે તે સર્વ પ્રકારે અત્યંત પ્રશંસાપાત્ર હતો, છતાં કોઇ સહજ કારણથી તેને નગરવાસીઓના અગ્રેસરો સાથે વિરોધ થયો.[૩૮] તે પછી શ્રેષ્ઠી વેસટે આવી નીતિનો મનમાં વિચાર કર્યો કે 'જે પ્રદેશમાં પરસ્પર વૈર ઉત્પન્ન થયું હોય તે પ્રદેશમાં કદી વસવું નહિં.'[૩૯] આવો વિચાર કરી તે શ્રેષ્ઠ બુદ્ધિવાળો શ્રેષ્ઠી, તે નગરમાંથી નીકળી જવા માટે મનમાં તૈયાર થયો. કેમકે રાજાઓની બુદ્ધિ કોઈકાળે શું સ્થિર હોય છે?[૪૦]

## વેસટનું નગરમાંથી પ્રયાણ.

પછી જેમ એક ગોત્રી અથવા કુટુંબી મનુષ્ય પોતાના કુટુંબથી વિખૂટો પડે તેમ, એ શ્રેષ્ઠી પોતાનું સર્વસ્વ સાથે લઇને નગરથી વિખૂટો પડયો-ત્યાંથી ચાલી નીકળ્યો.[૪૧] રથમાં બેસીને ઘણાજ ઉત્સાહપૂર્વક ત્યાંથી તેણે ચાલવા માંડયુ અને તે સમયે પોતાનાં કુટુંબી જનો સુંદરવાણીથી જેમ પ્રેરણા કરે તેમ, શુભ ભવિષ્યને સૂચવનારાં શકુનોએ તેને પ્રેરણા પણ કરી હતી-અર્થાત્ તે જ્યારે નીકળ્યો ત્યારે તેને ઘણાં સારાં શકુનો થયાં હતાં[૪૨]

## વેસટ કિરાટકૂપ નગરમાં.

સ્વચ્છ અંતઃકરણવાળો અને પાપરહિત તે વેસટ, માર્ગમાં ઘણી ઝડપથી ચાલવા માંડયો અને જોતજોતામાં "કિરાટકૂપ" નામના નગરમાં આવી પહોંચ્યો.[૪૩]

## કિરાટકૂપ નગરનું વર્ણન.

એ નગરમાં ચારે દિશાએ દેવાલયોપરની પતાકાઓ ફરકી રહી હતી અને તે પતાકાઓદ્વારા એ નગર, સર્વદિશાઓમાં મુસાફરી કરી રહેલા મુસાફરોને પોતાની સમીપ જાણે બોલાવી રહ્યુ હોય તેવુ લાગતુ હતુ.[૪૪] તે સ્થળે રાજહંસ વગેરે પક્ષીઓ વાવોમાં કલ્લોલ કરી રહ્યાં હતાં અને પોતાના શબ્દોદ્વારા મુસાફરોને (વાવોના) જળની સુંદરતા જાણે કહી રહ્યાં હોય, એમ જણાતું હતુ.[૪૫] વળી ત્યાં અગરના ધૂપ અવિચ્છિન્ન રીતે બળી રહ્યાં હતા અને તેનો ધૂમાડો ગોટેગોટ આકાશમાં ભરાઈ રહેતો, જેથી સદાકાળ વર્ષાકાળની રાત્રિએ જાણે મેઘ ચઢી આવ્યો હોય તેવો દેખાવ થતો હતો.[૪૬] જૂદા જૂદા દેશોમાંથી આવેલા સંખ્યાબંધ સાર્થવાહો (વેપારીઓ–વણજારાઓ) એ નગરની પડોશમાં આવીને વિશ્રાંતિ લઇ રહ્યા હતા. આવા પ્રકારના તે નગરને ખરેખર સાર્થક સંજ્ઞાવાળું જોઇને શ્રેષ્ઠી વેસટે ત્યાં સ્થિતિ કરવાનો મનમાં વિચાર કર્યો.[૪૭]

## જૈત્રસિંહ નામે કિરાટકૂપ નગરનો રાજા.

એ નગરમાં જૈત્રસિંહ નામનો મહાબુદ્ધિમાન રાજા રાજ્ય કરતો હતો. તે પરમારવંશમાં ઉત્પન્ન થયો હતો અને પોતાના પરાક્રમથી સમગ્ર શત્રુઓને તેણે ભયભીત કરી મૂકયા હતા.[૪૮]

## વેસટ અને જૈત્રસિંહનો સમાગમ.

શ્રેષ્ઠી વેસટે પોતાના પરિવારને નગરના ઉપવનના (બગીચાના) સીમાડામાં મૂકયો અને પોતે કેટલાંએક ભેટણાં લઇને ઉતા-

વળથી રાજમહેલ તરફ ગયો.[૪૯] ત્યાં દ્વારપાલે તેને માર્ગ બતાવ્યો એટલે તેણે રાજાની પાસે જઇને પ્રથમ પ્રણામ કર્યા. અને પછી સર્વ ભેટણાં રાજાને નિવેદન કર્યાં. [૫૦] રાજા, તેણે અર્પણ કરેલાં ભેટણાંથી પ્રસન્ન થયો અને સ્વાગત પ્રશ્ન પૂછી, સામે દષ્ટિપાત કરી શ્રેષ્ઠિને તેણે સંતોષ્યો તથા વસ્ત્રાલંકારાદિકથી તેનુ સન્માન કર્યું. [૫૧] પછી રાજાએ પૂછ્યું કે "હે શ્રેષ્ઠિ! તમે કયાંથી આવ્યા છો? અહીં શા માટે આવ્યા છો?" આના ઉત્તરમાં શ્રેષ્ઠિએ કહ્યુ કે, "હે મહારાજા! આપની કીર્તિ સમગ્ર જગતમા સર્વત્ર વિચરી રહી છે, અને પ્રસન્ન થયેલી એક ભાટણની પેઠે આપના ગુણોની શ્રેષ્ઠતા સર્વ ઠેકાણે ગાઇ રહી છે. [૫૨–૫૩] આજ કારણથી હે મહારાજ! આપના ગુણોને લીધે જાણે આકર્ષાયા હોય તેમ સર્વ દેશોમાંથી સમગ્ર મનુષ્યો પોતાની મેળેજ આપની સમીપમાં આવ્યા કરે છે. [૫૪] હું પણ હે દેવ! એજ પ્રમાણે આપના ગુણોથી આકર્ષાઇને શ્રેષ્ઠ ઉપકેશ નગરથી અહી આવ્યો છુ અને આપના ચરણમા નિવાસ કરવા ઇચ્છુ છુ" [૫૫] શ્રેષ્ઠિનુ એ વચન સાંભળી સાહસિક રાજા પણ, અન્યોન્ય મળતી દાંતની કાંતિ અને નેત્રના અવલોકનથી સભાને ઝળાહળ કરતો બોલી ઉઠયો કે, [૫૬] "આજે સુદર શરીરવાળા આપ–પુરુષરત્નરૂપ–સમુદ્ર સાથે સમાગમ થયો તેથી આ નગર ખરેખર શોભી નીકળશે. [૫૭] જેમ એક રાજહંસના સામીપ્યથી સરોવરની અપૂર્વ શોભા થાય તેમ, તમારા આવવાથી આ નગરની અપૂર્વ શોભા થઇ છે.[૫૮] માટે હે શ્રેષ્ઠિ! તમે મારા આ નગરને શોભાવો, તમારી પાસેથી હુ કોઇપણ જાતનો કર લઇશ નહિ, વળી તમારે અહી આવવામાં બીજુ જે કંઇ પ્રયોજન હોય તેને પણ તમે સુખેથી કહો." [૫૯] એ પ્રમાણે રાજાની કૃપાથી શ્રેષ્ટી અત્યંત પ્રસન્ન થયો. તેણે ફરી આ પ્રમાણે કહ્યુ "હે રાજા! આવા પ્રકારના ગુણોથી તમે જગતના ચિત્તને વશ કર્યું છે, તે ખરેખર યોગ્યજ છે

અને હે સમર્થ રાજા ! તમારી પ્રસન્ન દષ્ટિરૂપ વૃષ્ટિથી સિંચાઇને અમારા મનરૂપી પૃથ્વી રોમાંચને બહાને ખરેખર અંકુરિત થઇ છે. ૬૦-૬૧એટલુંજ નહિ પણ હે રાજા ! આપના અનુગ્રહ અને પ્રિય-ભાષણરૂપ અમૃતપાનથી આંતરિકરીતે તૃપ્ત થયેલુ મારૂં ભાગ્ય હવે ફળ-ફૂલવાળું થયું છે-કૃતાર્થ થયુ છે એમ મને જણાય છે. ”૬૨ એ પ્રમાણે ચતુરાઈ ભરેલી વાતચીત કરવામાં રાજા અને શ્રેષ્ઠી રોકાયા હતા તેવામાં છડીદારે એકદમ આવીને નમન કરી રાજાને આ પ્રમાણે જણાવ્યુ.૬૩

## મહાજનની અમારિ માટે યાચના.

“ હે દેવ ! સર્વ મહાજન એકઠુ મળીને સિંહદ્વારમાં ( દરબા-રગઢમાં પ્રવેશ કરવાના મુખ્ય દરવાજામાં ) આવ્યુ છે, અને મારી મારફત આપને વિનતિ કરે છે કે, ૬૪ “ આ નગરમાં ઋષભસ્વા-મીનું એક ઉત્તમ દેરાસર છે, તેની ચોબાજુ ફરતી બાવન દેહેરી-રીઓથી તે શોભી રહ્યુ છે. ૬૫ એ દેરાસરમાં મૂળનાયકજીની જ્યારે આરતી થાય છે ત્યારે, ફરતી બાવન દેહેરીઓમાં પણ તેજ પ્રમાણે થાય છે.૬૬ પ્રત્યેક વર્ષના ત્રણસો ને સાઠે દિવસે શ્રાવકો તે દેરા-સરમાં નિત્ય અઠાઈ ઓચ્છવો કર્યા કરે છે. ૬૭ તેના શુકનાસ ઉપર મુખ પહોળું કરીને બેઠેલા સિંહો, જાણે કોઇ પાપી મનુષ્યને આવતો જોઈ તેને મારવા માટે તૈયાર થયા હોય તેવા દેખાય છે ૬૮ તેના આગળના ભાગમાં ઉંચો અને વિશાળ એક રંગમડપ તૈયાર કરવામા આવ્યો છે કે જે પુણ્યલક્ષ્મીની પુત્રીના સ્વયવર માટેજ જાણે તૈયાર કર્યો હોય તેવો દેખાય છે.૬૯એ દેરા-સરના શિખર ઉપર ઉપરાઉપરી સુવર્ણકળશો સ્થાપવામાં આવ્યા છે, કે જેઓ પુણ્યલક્ષ્મીની પધરામણીના ઉત્સવ નિમિત્તે સ્થાપી મૂકેલા

પૂર્ણ કળશો હોય તેવા શોભે છે. [૭૦]હે દેવ! આજે નગરમાં તે ઋષભદેવ ભગવાનની રથયાત્રા થવાની છે માટે આપ જીવહિંસાનુ નિવારણ કરો," એમ મહાજન પ્રાર્થના કરે છે. [૭૧] તે સાંભળી રાજા હસી પડયો, તેણે શ્રેષ્ઠિ પ્રત્યે કહ્યું કે, "હે શ્રેષ્ઠિ! આ વાણીઆઓના ધર્મમાં અહિંસાની ઘોષણા પ્રથમ કરાવવામાં આવે છે અને બીજા કાર્ય પછી કરવામાં આવે છે."[૭૨] શ્રેષ્ઠીએ કહ્યુઃ–"આ ધર્મ વાણીઆઓનો છે, એમ જે આપ કહો છો તે યોગ્ય નથી. કેમકે ગંગાનું તીર્થ શું કોઈના બાપનુ છે? [૭૩] જે પ્રાણી ધર્મ કરે છે તેનેજ તેનુ ફળ મળે છે. જેમ દાખલા તરીકે, જે મનુષ્ય ભોજન કરે છે તેજ તેથી તૃપ્ત થાય છે, બીજો નહિ.[૭૪] માટે આ ધર્મને તો સત્ત્વશાળી ક્ષત્રિયોજ આચરી શકે છે, નહિ કે ×ત્રીજો ભાગ ઓછી માટીથી ઉત્પન્ન થયેલા વાણીઆઓ આ ધર્મનુ સારી રીતે આચરણ કરી શકે છે! [૭૫] હે દેવ! ચાલુ આરામાં જે જિનેશ્વરો, વાણીઆઓના આરાધ્ય દેવ છે અને ભવિષ્યમાં જેઓ થશે તેઓ સર્વે ક્ષત્રિયોના કુળમાંજ ઉત્પન્ન થાય છે.[૭૬] આ ધર્મ ક્ષત્રિયોનાજ કુળક્રમથી ઉતરી આવેલો હોઇને ક્ષત્રિયોનો પોતાનોજ છે, પણ ચાલુ સમયમાં વાણીઆઓ કોશાધ્યક્ષ તરીકે થઇ રહ્યા છે."[૭૭]

### વેસટનો અહિંસાવિષયક ઉપદેશ.

આવા હેતુથીજ વાણીઆઓ પ્રથમ અમારિની ઘોષણા કરાવે છે, કેમકે હે દેવ! પ્રાણીઓની રક્ષા તેજ ધર્મનુ મૂળ કહેવાય છે.[૭૮] મહાભારતમા પણ કહ્યુ છે કેઃ—

" वरमेकस्य सत्त्वस्य दत्ता ह्यभयदक्षिणा ॥
न तु विप्रसहस्रेभ्यो गोसहस्रमलंकृतम् ॥७९॥

---

× આ વાકયનો સ્પષ્ટભાવ જણાતો નથી, તેથી માત્ર શબ્દાર્થજ આપ્યો છે.

एकतः काञ्चनो मेरुर्बहुरत्ना वसुंधरा ॥
एकस्य जीवितं दद्यान्न च तुल्यं युधिष्ठिर"! ॥८०॥

માત્ર એકજ પ્રાણીને અભયદક્ષિણા—જીવિતદાન આપવું તે, એક હજાર બ્રાહ્મણોને શણગારેલી એક હજાર ગાયોના દાન આપવા કરતાં પણ શ્રેષ્ઠ છે. ૭૯ હે યુધિષ્ઠિર ! એક તરફ સુવર્ણના મેરુ પર્વતનું દાન અપાય, બીજી તરફ પુષ્કળ રત્નોવાળી પૃથ્વીનું દાન અપાય અને ત્રીજી તરફ માત્ર એક જીવિતનું દાન અપાય તોપણ તેની તુલના પ્રથમનાં બે દાનો કદી કરી શકે નહિ—અર્થાત સુવર્ણના મેરુના દાન કરતાં તથા બહુરત્ના પૃથ્વીના દાન કરતાં પણ માત્ર એક જીવિતનુ દાન વધારે શ્રેષ્ઠ છે.૮૦

શૈવ શાસ્ત્રમાં પણ કહ્યુ છે કેઃ—

" ईश्वरो जीवकलया प्रविष्टो भगवानिति ॥
तस्मात् सर्वाणि भूतानि मानयेन्नापमानयेत् " ॥८१॥

ભગવાન ઇશ્વર—શંકર પોતે, પ્રાણીમાત્રમાં જીવસ્વરૂપે પ્રવેશ કરીને રહ્યા છે, માટે સર્વ પ્રાણીઓને માન આપવું, પણ કોઇનું અપમાન કરવું નહિ. ( તો પછી હિંસા તો કેમ થઇ શકે ? ) ૮૧

કૌલશાસ્ત્ર ( વામમાર્ગીય શાસ્ત્ર ) માં પણ આ પ્રમાણે કહેવામાં આવ્યુ છે કેઃ—

" अहिंसा प्रथमं पुष्पं पुष्पमिन्द्रियनिग्रहः ॥
सर्वभूतदयापुष्पं भावपुष्पं चतुर्थकम् ॥ ८२ ॥
पञ्चमं तु क्षमापुष्पं षष्ठं क्रोधविवर्जनम् ॥
सप्तमं ज्ञानपुष्पं तु ध्यानपुष्पमथाष्टमम् ॥ ८३ ॥
इत्येवमष्टाभिः पुष्पै पूजयेत् त्रिपुरां सदा ॥
तस्य ज्ञानं च मोक्षश्च इत्येवं भैरवोऽब्रवीत् " ॥ ८४॥

અહિંસા એ પ્રથમ પુષ્પ છે, ઇન્દ્રિયનિગ્રહ બીજુ પુષ્પ છે, પ્રાણી માત્ર ઉપર દયા રાખવી તે ત્રીજુ પુષ્પ છે, ભાવ અથવા શ્રદ્ધા એ ચોથુ પુષ્પ છે, ક્ષમા પાંચમું પુષ્પ છે, ક્રોધનો ત્યાગ કરવો તે છઠ્ઠું પુષ્પ છે, જ્ઞાન એ સાતમુ પુષ્પ છે, અને ધ્યાન તે આઠમું પુષ્પ છે. આ આઠ પુષ્પો વડે ત્રિપુરા દેવીનુ સદા પૂજન કરવું અને એ રીતે જે પૂજન કરે છે, તેને જ્ઞાન તથા મોક્ષ પ્રાપ્ત થાય છે, એમ ભૈરવે કહ્યુ છે.”[૮૨-૮૪] આ પ્રમાણે હે દેવ! ધર્મની માતા અને પાપોને દૂર કરનારી જીવદયાને સર્વશાસ્ત્રોમાં માન્ય ગણેલી છે.[૮૫] કેમકે:–

“ न सा दीक्षा न सा भिक्षा न तद्दान न तत्तपः ॥
न तज्ज्ञानं न तद्ध्यानं दया यत्र न विद्यते ” ॥८६॥

જ્યાં દયા નથી તે દીક્ષા ન કહેવાય, ભિક્ષા ન કહેવાય, દાન ન કહેવાય, તપ ન કહેવાય, જ્ઞાન ન કહેવાય કે ધ્યાન ન કહેવાય.[૮૬] આ જીવદયાનું સારી રીતે પાલન માત્ર જૈનોજ કરે છે, કેમકે તેઓ માંસ ભક્ષણ કરનારા હોતા નથી, પણ માંસ ભક્ષણમાં લાલચુ અને ક્રૂર મનવાળા પુરુષો, તે જીવ દયાનો સ્વીકાર કરતા નથી.[૮૭] માસનુ ભક્ષણ કરનારા મનુષ્ય વિના બીજા કોઈ પણ જીવઘાતક હોતા નથી. માટે માંસ ભક્ષણ કરનારો મનુષ્ય, સર્વજીવોના વધથી ઉત્પન્ન થનારા પાપવડે લેપાય છે—અર્થાત્ માંસભક્ષક પુરુષ સર્વજીવ વધનો પાતકી છે.”[૮૮] એ સાંભળીને રાજાનો આતરિક વિવેક સ્પષ્ટ સ્વરૂપમાં ઉદય પામ્યો. પછી તેણે કહ્યુ કે, “અરેરે! હે શ્રેષ્ઠી! અમે માંસ ભક્ષણ કરનારા, ઘણાં ઘણા પાપો કરીએ છીએ, અમારી શી ગતિ થશે?[૮૯] અમે માંસ ભક્ષણ કરવામાં આસક્ત છીએ અને તેથીજ હમેશાં શિકાર કરવામાં તલ્લીન રહીએ છીએ. ખરેખર, તલમાં જેમ કાળા તલ અસંખ્ય હોય છે તેમ, અમારામાં પાપ પણ અસંખ્ય છે.”[૯૦] રાજાનાં એ દીન વચન સાં-

ભળી શ્રેષ્ઠીએ કહ્યુ "હે દેવ ! તે પુરુષ પુણ્યાત્માજ હોઈ શકે, કે જે પાપ કરીને તેને માટે પશ્ચાત્તાપ કરે છે; પણ પાપી પુરુષ તો પાપકર્મ કરીને, સિંહનો શિકાર કરનારાની પેઠે ઉલટો આનદ પામે છે.૯૧ માટે હે દેવ ! તમે તો પુણ્યાત્મા છો અને ધર્માચરણને માટે યોગ્ય છો, તેથી હે પ્રભો ! સુવર્ણની પેઠે દયા ધર્મનો નિશ્ચય કરી તેનો આશ્રય કરો."૯૨

રાજાએ કહ્યુઃ—"હિંસા મારામા મારી વંશ પરપરાથી ચાલી આવેલી છે. અને માંસભક્ષણ પણ પરંપરાથી જ આવેલુ છે, જેથી અતિસ્વાદિષ્ટ અને અતિદુર્લભ તે માંસ ભક્ષણનો હુ કેવી રીતે ત્યાગ કરી શકું ?"૯૩ શ્રેષ્ઠીએ કહ્યુઃ—"કોઇ એક રોગ અથવા દારિદ્રય પોતાનામાં પોતાની વંશપરપરાથી ઉતરી આવ્યું હોય છતાં, એવો કોઈ સુખકારી સયોગ પ્રાપ્ત થાય ત્યારે, કયો બુદ્ધિમાન પુરુષ તે રોગનો કે દારિદ્રયનો ત્યાગ ન કરે ? ૯૪ જે પુરુષ પોતાના કુળક્રમથી આવેલી હિંસાનો ત્યાગ કરે છે તે પુણ્યશાળી છે, વળી જેના વંશમાં હિંસા કરાતી હોય તે પુરૂષ પણ શુ હિંસાનો ત્યાગ ન કરી શકે ?૯૫ જે પુરુષ પોતે શુદ્ધ બુદ્ધિવાળો હોઇને પોતાના કુળક્રમથી ચાલતી આવેલી હિંસાનો ત્યાગ કરે છે તે, ધનદેવની પેઠે પ્રત્યેક જન્મમાં સમૃદ્ધિ પામે છે."૯૬ તે સાંભળી રાજાએ પૂછ્યુઃ—"હે શ્રેષ્ઠી ! તે ધનદેવ કોણ હતો ?" ત્યારે શ્રેષ્ઠિઓમા શ્રેષ્ઠ તે વેસટે ધનદેવની કથા કહેવા માંડી. ૯૭

## ધનદેવનું દૃષ્ટાંત.

આ ભરતક્ષેત્રમાં વૈતાઢ્ય નામનો એક રૂપેરી પર્વત છે. તે પર્વત પૃથ્વીરૂપી સ્ત્રીનો કપુરના ચૂર્ણથી ભરેલો સેંથો જાણે હોય તેવો શોભી રહ્યો છે.૯૮ તેનો વિસ્તાર પાંચસો યોજનનો છે, તેની ઉંચાઈ પચીસ યોજન છે અને તેના બન્ને તરફના છેડા પૂર્વ તથા પશ્ચિમ

સમુદ્રમાં સ્થિતિ કરી રહ્યા છે.[૯૯] તેની ઉપરના ભાગમાં પૃથ્વીથી દશ યોજન સુધી જઈને આસપાસ બન્ને બાજુ દશ દશ યોજનના વિસ્તારવાળી બે શ્રેણીઓ આવી રહેલી છે.[૧૦૦] વળી તે પર્વત ઉપર રત્નમય એવું ઉત્તમ સિદ્ધાયતન વિરાજે છે, કે જે શાશ્વતી પ્રતિમાઓથી યુક્ત હોઈને એ પર્વતના મુકુટ જેવું શોભી રહ્યુ છે.[૧૦૧] અને ત્યાં સિદ્ધદેવોની સ્ત્રીઓનાં ગીતશ્રવણથી આકર્ષાયલાં ચિત્તવાળા અને તેથીજ સ્થિર થયેલાં નેત્રોવાળા ખેચરો, મનુષ્યજાતિના હોવા છતાં દેવો જેવા જણાય છે.[૧૦૨] હવે એ પર્વતની દક્ષિણ તરફની શ્રેણિમાં 'સ્વર્ણપુર' નામનુ શ્રેષ્ઠ નગર આવેલું છે, કે જેને જોઈને દેવતાઓ પોતાની અલકા નગરીમાં રહેવા માટે પણ નિરુત્સુક બન્યા છે.[૧૦૩] એ નગરમાં પોતાની કીર્તિ અને પ્રતાપ વડે ચંદ્ર તથા સૂર્યનો પરાજય કરનારો "હેમરથ" નામનો ખેચર રાજા રાજ્ય કરતો હતો.[૧૦૪] તે રાજાની કાંતિ સ્વાભાવિક રીતેજ પ્રદીપ્ત હોઇને અનેક વિદ્યાઓવડે વિશેષ તેજસ્વી જણાતી હતી અને તે પોતે પણ પાશોથી જેમ સિંહ અજેય છે તેમ, શત્રુઓથી અજેય હતો.[૧૦૫] એ રાજાને "હેમમાલા"નામની સતી શિરોમણિ સ્ત્રી હતી. તેણી પોતાના નિર્મળ ચારિત્ર્યના ગુણથી પોતાના પતિના ચિત્તને આનંદ પમાડતી હતી.[૧૦૬] એક દિવસે રાજા હેમરથ રાત્રે નગર ચર્ચા જોવા માટે નગરમાં ફરતો હતો. તેવામાં કોઇ એક સ્થળે તેણે આ શ્લોક સાંભળ્યો:—[૧૦૭]

**सर्वत्र धवला हंसा मयूराश्चित्रिताः पुनः ।**
**सर्वत्र जन्ममरणे भोगाः सर्वत्र भोगिनाम् ॥ १०८ ॥**

હંસો સર્વ સ્થળે ધોળા હોય છે, મયૂરો સર્વ સ્થળે રંગબેરંગી હોય છે, જન્મ તથા મરણ પણ સર્વ સ્થળે હોય છે અને ભોગી પ્રાણીઓને સર્વસ્થળે ભોગો આવી મળે છે.[૧૦૮]

આ શ્લોક સાંભળીને રાજા વિચાર કરવા લાગ્યો કે, શ્લોક-માંહેના પ્રથમના ત્રણ અર્થો તો સત્ય છે, પણ "ભોગી પ્રાણીઓ-ને સર્વસ્થળે ભોગો મળી આવે છે." આ અર્થ ઘટી શકતો નથી. ૧૦૯ કેમકે, રાજા હોય તે પણ પોતાનાજ દેશમાં આદરસત્કારને પામે છે, પણ પરદેશમાં તો રાંકની પેઠે ભૂખથી ટળવળે છે. ૧૧૦ વળી રાજાની જો કૃપા થાય તો રંક પણ એકદમ રાજા બની જાય છે, માટે શ્લોકનુ એ છેલ્લુ વાક્ય બંધ બેસતું નથી. ૧૧૧ અથવા મહાકવિની રચનામાં અન્યથા કેમ હોઇ શકે? માટે ચાલ, હુ પોતે જ મારા રાજ્યનો ત્યાગ કરી કોઈ અજ્ઞાત પ્રદેશમાં ચાલ્યો જાઉં. ૧૧૨ ત્યાં જઇને જો હુ ભોગવૈભવોનુ પાત્ર બનીશ તો પરીક્ષા કરાયલા રત્નની પેઠે આ વાકયને સત્ય માનીશ." ૧૧૩ આવો મનમાં વિચાર કરી રાજાએ પોતાનો રાજ્યભાર મત્રિઓને સોંપી દીધો અને પોતે એકલો તે નગરનો ત્યાગ કરી એક ક્ષણવારમાં 'તામ્રપુર' નગર તરફ ચાલી નીકળ્યો.૧૧૪ તેણે મનમાં વિચાર કર્યો કેઃ—"સર્વ મનુષ્ય ઉત્તમ વેષથી તથા સુદર સ્વરૂપથી સર્વ ઠેકાણે માનસત્કારને પામે છે." માટે હુ મારી આ પૂર્વ અવસ્થાનો સર્વથા ત્યાગ કરૂ.૧૧૫ તે પછી હેમરથે "કામરૂપિણી" નામની વિદ્યાનુ સ્મરણ કર્યું અને તેના પ્રભાવથી એક ક્ષણવારમાં પોતાના શરીરને તેણે કોઢીયુ કરી મૂક્યું. ૧૧૬ તેનુ સ્વરૂપ છિન્નભિન્ન થયેલી નાસિકાવાળુ, અત્યંત સ્થૂલ અધરોષ્ઠવાળું, નીકળી પડેલી બન્ને આંખો-વાળું, મોટા મોટા કાનવાળું, અત્યત બીહામણું, સડી ગયેલી હાથ-પગની આંગળીઓવાળુ, ફૂટી નીકળેલી ફોલ્લીઓમાંથી નીકળતા દુર્ગંધી પરૂથી વ્યાપ્ત અવયવોવાળું અને બણબણી રહેલી માખીઓથી ઉભરાઇ રહેલું બની ગયુ. આ રીતે તે કોઢીયાના સ્વરૂપવાળો થઇ ગયો. ૧૧૭–૧૧૮

તે પછી શરીરને ટેકવતો અને પગલે પગલે શ્વાસથી પૂર્ણ થયેલી છાતીવાળો તે કોઢીઓ, નગરમાં પ્રવેશ કરી ચૌટા વચ્ચે પડી રહ્યો.[૧૧૯] બીજી તરફ 'તામ્રચૂડ' નામનો તે નગરનો વિદ્વાન રાજા, કે જે ઈન્દ્રસમાન પરાક્રમી હતો, તેણે પોતાનુ સભાગૃહ શોભાવ્યું—અર્થાત્ રાજા તામ્રચૂડે સભામાં પ્રવેશ કર્યો.[૧૨૦] તે રાજા રત્નના સિંહાસન ઉપર બેઠો હતો. તે વેળા બીજા પણ અનેક સામંતો, અમાત્યો, મંત્રીઓ તથા રાજાઓ ત્યાં આવીને રાજાને નમન કરવા લાગ્યા.[૧૨૧] અને સુવર્ણ, મણિ તથા માણિક્યના અલંકારોથી શોભી રહેલા તે રાજાઓ, પોતપોતાની યોગ્યતા પ્રમાણે રાજાને નમસ્કાર કરી ત્યાં બેઠા.[૧૨૨] તે સમયે એ સભા, દેવોના જેવા વિદ્વાન સભાસદોથી ભરપૂર હોઇને ઈન્દ્રની સભાની પેઠે શોભી રહી હતી.[૧૨૩] રાજાની પુત્રી મદનમંજરી પણ તે વખતે ત્યાં આવી પહોંચી અને રાજાને નમન કરી તેની આજ્ઞાથી તેની સમીપમાંજ બેઠી.[૧૨૪] રાજા તામ્રચૂડ, ધારણ કરેલા મણિ તથા સુવર્ણના અલંકારોનાં કિરણો વડે આકાશમાં ઈન્દ્ર ધનુષ્યનો દેખાવ કરતા તે સભાના લોકને જોઈને અત્યંત આનંદ પામ્યો અને અત્યંત પ્રકાશી રહેલી દાંતની કાંતિવડે બમણાં થયેલાં વચનોથી અધરોષ્ઠને ઉજ્જવળ કરતો આ પ્રમાણે બોલ્યો.[૧૨૫–૧૨૬] "હે સભાસદો! તમને આવી સમૃદ્ધિ પ્રાપ્ત થઈ છે, તે કોની કૃપાથી તે તમે કહો." તે સાંભળી સભાસદો બોલી ઉઠયા કે, "આ સમૃદ્ધિ અમને આપની કૃપાથી જ મળેલી છે."[૧૨૭] તે વેળા સમીપમાં બેઠેલી રાજકન્યાએ નેત્રોને ત્રાંસાં કરીને પોતાનું મુખ મરડયું. રાજાએ પણ તેની એ ચેષ્ટા જોઇને પુત્રીને કહ્યુ કે,[૧૨૮] "હે પુત્રિ! સભાસદોનું આ વચન સાંભળી તેં મુખ કેમ મરડયું? શું આ લોકોએ કહેલું વચન અસત્ય છે? અથવા કોઈ બીજુ કારણ છે? તે કહે."[૧૨૯] ત્યારે રાજપુત્રી બોલી:—'હે પિતા! સેવા કરવામાં ચતુર આ તમારા

ઉત્તમ ગણાતા સેવકો પોતાના સ્વામિઓને જે યોગ્ય લાગે અને પ્રિય થઈ પડે તેવું વચન કહે છે.[130] માટેજ હુ કહુ છુ કે, આ સભાસદો સર્વથા અસત્ય વચન કહે છે. કેમકે, સર્વ લોક, પોતે પૂર્વ જન્મમાં સંપાદન કરેલા કર્મનુજ ફળ ભોગવે છે. અરે! દેવો પણ પૂર્વકર્મથી અધિક ફળ આપી શકતા નથી, તો પછી હાડ-માંસનાં પુતળાં રૂપ મનુષ્યો તો કોણ માત્ર? [131-132] આવા આશયથીજ શાસ્ત્રકારો કહે છેઃ—

**धनिषु मुधा किमु धावसि तूष्णीमाध्वं न साध्विदं चरितम्॥**
**विधिलिखिताक्षरमालं फलति कपालं न भूपालः ॥१३३॥**

અરે ઓ પ્રાણી! તુ ધનવાનો પાસે વ્યર્થ દોડાદોડી શામાટે કરે છે? શાંત રહે. આવું આચરણ યોગ્ય નથી. યાદ રાખ કે, વિધાતાએ લખેલી અક્ષરમાળાવાળું તારૂ લલાટજ શુભાશુભ ફળદાતા છે, રાજા કે ધનવાન નહિ.[133] વળી હે તાત! જો કદાચ તમારી કૃપાથીજ મનુષ્યો ધનવાન થતા હોય તો પછી આ નગરમાં કેટલાએક મનુષ્યો દરિદ્રી કેમ છે?[134] અરે! તે બીજા લોકોની વાત તો બાજુ પર રહી, પણ જે તમારા સેવકો છે તે બધા પણ સમાનસંપત્તિવાળા જોવામાં આવતા નથી.[135] જેમકે—આ તમારા સેવકોમાં કેટલાએક તમારા જેવાજ સંપત્તિવાળા જોવામાં આવે છે, ત્યારે બીજા કેટલાએક પોતાની ખાંધ ઉપર તમને ઉપાડે છે અને એઠું જૂઠું ખાય છે.[136] વળી કેટલાએક તમારૂ દાસત્વ કરી રહ્યા છે. અને કેટલાએક શ્રેષ્ઠ અધિકારીઓ છે. આ રીતે હે પિતા! સર્વ મનુષ્ય પોતપોતાના કર્મના ફળને પામે છે.[137] પણ જેઓનુ તેવું ભાગ્ય નથી તેઓને તમે પોતે પણ કોઇ પ્રકારની સમૃદ્ધિ આપી શકતા નથી. આ વિષે એક દૃષ્ટાંત હું તમને કહું છું, તેને તમે

એકાગ્ર ચિત્તે સાંભળો. ૧૩૮ "પૂર્વે કોઇ એક રાજપુત્ર હતો. તે સદ્-ભાગ્યથી રહિત હતો. પણ તેની બહેન કોઇ એક રાજા સાથે પરણી હતી. તેણી રૂપમાં કામદેવની સ્ત્રી રતિને પણ જિતનારી હતી, જેથી પોતાના પતિને પ્રીતિવર્ધક થઇ પડી હતી. બીજી તરફ તેણીનો ભાઇ, કે જે ભાગ્યહીન હતો તે પ્રતિદિન અતિ દુઃખી અવસ્થામાં આવ્યે જતો હતો. ૧૩૯–૧૪૦ એક દિવસે તે દુઃખી મનુષ્ય પોતાના બનેવી–રાજા પાસે આવ્યો અને જેવો સૂર્યની સમીપમાં નિસ્તેજ થયેલો ચન્દ્ર જણાય તેવો, તે જણાવા લાગ્યો. ૧૪૧ પછી તે પોતાની બહેનને મળ્યો, એટલે તેણીએ પોતાના પતિ સાથે તેને મેળવી આપ્યો. રાજાએ પણ તેનું સન્માન કરી પોતાની સેવામાં તેની યોજના કરી. ૧૪૨ પછી તો પેલો માણસ પણ રાજાની કૃપાથી અને સર્વ સ્થળે જવા આવવાની છૂટ હોવાથી નિત્ય આવ જા કરીને સભામાં સર્વની સાથે જોડાઇ ગયો. ૧૪૩ અને એવા પ્રકારની સેવા કરવા લાગ્યો, કે જેથી રાજા તેના પર પ્રસન્ન થયો. પણ જે સમયે પ્રસન્ન થઇને રાજા તેને કંઇ આપવા માટે તૈયાર થતો હતો તે સમયે જ તેના કોઇ અપુણ્યના ઉદયથી અકસ્માત્ રીતે કોઇ અંતરાય આવી પડતો હતો, જેથી રાજાનું ચિત્ત બીજે સ્થળે લાગી જતું હતુ, તેમજ સભા પણ વિસર્જન થઇ જતી હતી. ૧૪૪–૧૪૫ એ રીતે પૂર્વની પેઠે જ ખેદ પામતો હતો, જેથી પટરાણી પોતાના ભાઇની એ સ્થિતિ જોઇને (એક દિવસે) રાજાને કહેવા લાગી કે. ૧૪૬ 'હે નાથ! મને લાગે છે કે, હું તમારી પ્રિય પત્ની નથી.' ત્યારે રાજાએ કહ્યું કે, શા ઉપરથી તુ એમ કહે છે? એટલે તેણીએ કહ્યુ કે, મારો ભાઇ તમારી પાસે રહેલો છે, છતાં તેને તમે કંઈ આપતા નથી. ૧૪૭ જેમ કોઇ એક મનુષ્ય, જળથી ભરેલા સરોવરને કિનારે બેઠો હોય છતાં તૃષાથી સંતાપ પામે તેમ, મારો ભાઇ તમારી સમીપમાં રહેવા છતાં દુખી થાય છે. ૧૪૮ જો હું તમને પ્રિય હોઉં તો મારો ભાઇ પણ તમને પ્રિય હોવો જોઇએ.

કેમકે લોકમાં આપણે જોઇએ છીએ કે, જે વસ્ત્ર જેને પ્રિય હોય છે, તેને તે વસ્ત્ર ઉપરનું વીંટણ પણ પ્રિય જ હોય છે. ૧૪૯ જેમ એક વૃક્ષ અત્યંત નમી પડેલું હોય અને તેથી તેના મૂળ સમીપ ઉભેલો એક ઠીંગણો મનુષ્ય પણ પોતાની મેળે જ તે વૃક્ષનાં ફળને શું સંપાદન કરતો નથી ? તેમાં એ વૃક્ષને શું દૂષણ લાગે છે ?" વળી પણ તે રાણીએ ઇર્ષ્યાપૂર્વક કહ્યું કે, " ખરેખર, આ જગતમાં તમારા જેવો બીજો કોઇ ધૂતારો નથી. કેમકે તમે મારા ચિત્તને વિશ્વાસ ઉપજાવે તેવાં માત્ર વચન જ કહો છો. ૧૫૦-૧૫૧ ધારો કે કોઇ એક મનુષ્ય કોઇને કંઇ આપે છે, ત્યારે બીજો કોઇ સામાન્ય મનુષ્ય તેનો શું હાથ પકડે છે ? મતલબ કે, કલ્પવૃક્ષની પેઠે તમે જો આપવા તૈયાર થાઓ તો તમને કોણ રોકનાર છે ? " ૧૫૨ તે સાંભળી રાજાએ રાણીને ઉત્તર આપ્યો કે, ' કાલે સવારે તે તારા ભાઇના અભાગ્યનું ફળ હું તને પ્રત્યક્ષ બતાવીશ, માટે હે દેવિ ! તુ ધીરજ ધર, કોપ કર મા.' ૧૫૩ રાણીને એમ કહી રાજાએ પોતાના સાળાને એક બીજોરૂં આપ્યું કે જેમા ગુપ્ત રીતે એક રત્ન મૂકવામાં આવ્યું હતુ. પણ રાજાના સાળાએ તેની અંદર રહેલા રત્નને જાણ્યું નહિ ૧૫૪ તે તો એ બીજોરૂ લઇને પોતાના ઘર તરફ ચાલી નીકળ્યો અને જતાં જતાં પોતાના મનમાં તેણે વિચાર કર્યો કે, "અહો ! આટલા દિવસ સુધી હું રાજાની પાસે રહ્યો, ત્યારે માત્ર આ એક ફળ તેની પાસેથી હું મેળવી શક્યો. ૧૫૫ ઠીક છે, આ બીજોરૂ વેચીને તેના મૂલ્ય વડે આજે હુ ભોજન કરીશ. કેમકે, આ બીજોરાને હુ ખાઈ જઇશ તો તેથી ભોજન જેવી તૃપ્તિ નહિ જ થાય." ૧૫૬ મનમાં આવો વિચાર કરી તે નિર્ભાગી મનુષ્યે કોઇ એક કાછીઆની દુકાને જઇ તુરત જ તે બીજોરૂ વેચી નાખ્યુ. ૧૫૭ પાછળથી કોઈ એક વેપારીએ મૂલ્ય આપીને તેજ બીજોરૂં ખરીદ્યુ અને રાજાને પ્રસન્ન કરવા માટે તેની

ભેટ ધરી, ૧૫૮ રાજાએ બીજોરૂં હાથમાં લઇ લક્ષ્યપૂર્વક જોવા માંડયું અને તેમાં રત્નના છિદ્રનુ ચિન્હ જોઈ નિશ્ચય કર્યો કે, આ તેજ બીજોરૂ છે કે, જે મેં મારા સાળાને અર્પણ કર્યું હતું. ૧૫૯ બીજે દિવસે સવારમા રાજાએ પોતાના સાળાને પૂછ્યુ કે, "હે ભદ્ર ! મેં તમને જે બીજોરૂં આપ્યું હતું તેનું તમે શું કર્યું ? " ૧૬૦ તેના ઉત્તરમાં તેણે કહ્યુ કે, ઘણે લાબે કાળે જેમ તાડના વૃક્ષ પાસેથી મળે તેમ, એ ફળ તમારી પાસેથી મને મળ્યુ, તેનું મારે ભક્ષણ કરવું જોઇએ નહિ, એમ ધારીને મેં તે વેચી નાખ્યુ. ૧૬૧ પછી સભા વિસર્જન કરી રાજા અંત પુરમાં આવ્યો અને પેલુ બીજોરૂં બતાવી પટરાણીને તેણે કહ્યું કે, ૧૬૨ 'હે દેવિ ! તારા ભાઇનુ અભાગ્ય તું જો. આ બીજોરામાં એક કરોડની કિમતનું રત્ન મૂકીને મેં તારા ભાઇને ગઇ કાલે આપ્યું હતું. અને તેણે પોતે હાથો હાથ લીધુ હતુ છતાં તેમાંથી તેણે રત્ન ગ્રહણ કર્યું નહિ પણ બજારમાં તેને વેચી નાખ્યું. જેથી સમુદ્રના તરંગમાંથી નીકળી ગયેલું પ્રાણી પાછું જેમ સમુદ્રમાં આવે તેમ તે બીજોરૂં ફરી મારી પાસે આવ્યું છે. ૧૬૩-૧૬૫ આ રીતે તારા ભાઇનુ જ અભાગ્ય છે તેમાં હું શું કરૂ ? હુ તેને વારંવાર આપવાની ઇચ્છા કરૂ છું પણ તેમાં મને અચિન્ત્ય અંતરાય આવી નડે છે." ૧૬૬ પછી રાજાએ તે બીજોરામાંથી રત્ન બહાર કાઢીને રાણીને બતાવ્યું અને રાણીએ પણ તે પ્રત્યક્ષ જોયું એટલે તેજ સમયે રાજાની વાત તેણે માની લીધી."૧૬૭

માટે હે પિતા ! કોઇ પણ મનુષ્ય, પોતાના કર્મથી અધિક ફળ મેળવી શકતો નથી. આ તમારા સેવકો કેવળ તમારી ચિત્ત વૃત્તિને અનુસરનારા છે, તેથી તમને પ્રિય લાગે તેવું બોલે છે. ૧૬૮ પોતાની પુત્રીનું તે વચન સાંભળી રાજાનું મન કોપથી વ્યાકુળ થઇ ગયુ. તેણે મનમાં વિચાર કર્યો કે, સભાની સમક્ષ આ છોકરીએ મારૂં અપમાન

કર્યું છે, માટે પુત્રી હોવા છતાં મારા શત્રુરૂપ આ કન્યાને કોઇક દુઃખમાં હું નાખી દઉં. કેમકે રાજાઓને પોતાની આજ્ઞાના અપમાન જેવું બીજું કોઇ મરણ નથી. અર્થાત્ પોતાની આજ્ઞાનું અપમાન તે રાજાઓને મરણ કરતાં પણ અધિક દુ:ખદાયી છે. ૧૬૯–૧૭૦ આવો વિચાર કરી રાજાએ તે કન્યાને કહ્યું કે, "હે પાપણિ ! જો કર્મનું જ ફળ સર્વને મળે છે તો તું પણ તારા કર્મનું ફળ ભોગવ." ૧૭૧ એ સાભળી તે મહા બુદ્ધિમાન કન્યા હર્ષપૂર્વક પિતાના પગમાં પડી અને બોલી ઉઠી કે, " પિતાની આજ્ઞા મને માન્ય છે. " ૧૭૨ એમ કહીને તે ત્યાંથી ચાલી ગઇ એટલે રાજાએ કોટવાળને આજ્ઞા કરી કે, " જે કોઈ મનુષ્ય દુઃખીમાં પણ અતિ દુઃખી હોય તેને તું મારી પાસે લાવ."૧૭૩ રાજાની તે આજ્ઞા થતાં જ કોટવાળ, પ્રણામ કરીને તેવા પુરુષની શોધ કરતો કરતો ચોટામાં આવી ચઢયો. ત્યાં કોઢીઆના સ્વરૂપમાં રહેલા પેલા વિદ્યાધરને તેણે જોયો, ૧૭૪ એટલે તેણે વિચાર કર્યો કે, રાજાએ જેવા પુરુષને તેડી લાવવા માટે મને કહ્યું છે તેવો જ આ પુરુષ દુ ખી મનુષ્યોમાં પણ અતિ દુ ખી જોવામાં આવે છે. ૧૭૫ પછી તેણે પોતાના માણસોદ્વારા તેને ઉપડાવીને સાયંકાળના સમયે રાજાની આગળ હાજર કર્યો. રાજા પણ તે કોઢીઆને તેવો અતિદુઃખી જોઇને અત્યત આનંદ પામ્યો અને તેને આ પ્રમાણે કહ્યું.–" તું મારી કન્યાનું પાણિગ્રહણ કર. કેમકે તે મને પ્રિય છે." તે સાંભળી કોઢીઓ બોલ્યો:–" હે રાજા ! મારા જેવા એક કોઢીઆની તમે મશ્કરી શા માટે કરો છો ?" ત્યારે રાજાએ કહ્યું:– " આમાં કંઇ મશ્કરી કરવા જેવું છે જ નહિ. કેમકે તું મારો જમાઇ છે, મારી પુત્રીનો પતિ હોઇને મને માન્ય છે, માટે તુ મશ્કરીને પાત્ર કદી હોય જ નહિ." ૧૭૬–૧૭૮ પછી કોઢીઓ બોલ્યો:– "તમે વિદ્વાન છો–સમજુ છો, છતાં તમને આવો વિચાર કેમ સૂઝયો ? હું એક કોઢીઓ છું, મરણ પથારીએ પડયો છું, તેને તમે પોતાની

કન્યા આપો, તે શું યોગ્ય છે? રૂપમાં રંભા જેવી આ કન્યા ક્યાં? અને ગળતા કોઢવાળો હું ક્યાં? જેમ હાથણી અને ગધેડાનો સમાગમ કદી હોઇ શકે નહિ તેમ, આ કન્યાનો અને મારો સમાગમ કદી હોય જ નહિ." ૧૭૯–૧૮૦

રાજાએ કહ્યું:—"આમાં તારે કોઇ પણ જાતનો વિચાર કરવાનો નથી. દૈવે જ આ કન્યાને વર તરીકે તને અર્પણ કર્યો છે, માટે તું મારી પુત્રીને પરણ. ૧૮૧ જો તું મારી આજ્ઞાને નહિ માનીશ તો (વિના મોતે) મરણ પામીશ." તે પછી "બહુ સારૂં" એમ તે કોઢીઆએ કબૂલ કર્યું એટલે રાજા પ્રસન્ન થયો. ૧૮૨ અને તેણે એક ક્ષણ વારમાં પેલી કન્યાના માતાને ઘેર ગાંધર્વ વિવાહની સમગ્ર સામગ્રી તૈયાર કરાવી. ૧૮૩ કન્યાની માતા, આ વિવાહના યથાર્થ સ્વરૂપથી અજ્ઞાત હતી. તેણે તો ઉજ્જવળ વસ્ત્ર પહેરાવીને તથા હાથમાં કડાં વગેરે ધારણ કરાવીને પોતાની પુત્રીને રાજા પાસે હાજર કરી. ૧૮૪ પછી રાણીએ, જેને કંકણ વગેરે પહેરાવ્યા હતાં એવા પેલા કોઢીઆ વરને જોઇને રાજાને પૂછ્યુ કે, "કન્યાને પરણનારો વર ક્યાં છે?" ૧૮૫ એટલે રાજાએ પેલા કોઢીઆને બતાવ્યો કે તુરતજ રાણી મૂર્છા પામીને ધરણી પર ઢળી પડી. પાછળથી કેટલાએક શીતળ ઉપચારો કરવામાં આવ્યા, ત્યારે તે જાગ્રત થઈ અને આ પ્રમાણે વિલાપ કરવા લાગી. ૧૮૬ અરે ઓ નિર્દય નાથ! તમે આ દુષ્ટ ચેષ્ટા શી આરંભી છે? અરેરે! આવી સદ્‌ગુણસંપન્ન પુત્રી આવા કોઢીઆ વરને તમે કેમ આપો છો? હાય! તમારા ચિત્તમાં શું કોઇ ભૂત ભરાયું છે? અથવા દૈવયોગે તમારી બુદ્ધિ શું નાશ પામી છે કે જે તમે મારા પ્રિય પતિ હોઈને આ રીતે વિપરીત થઇ બેઠા છો? ૧૮૭–૧૮૮ જેમ સર્પો વિશાળ શરીરવાળા અને કાંચળીથી ઢંકાયલા હોઇને કુટિલ, ક્રૂર ચેષ્ટાવાળા, અતિ ભયંકર અને મંત્રોથી

વશ કરી શકાય તેવા હોય છે તેમ, રાજાઓ પણ ભોગવૈભવોવાળા અને છડીદારોથી ઘેરાયેલા હોઇને કુટિલ, ક્રૂર ચેષ્ટાવાળા, મહા ભયંકર અને યુક્તિ પ્રયુક્તિઓથી વશ થઇ શકે તેવા હોય છે. ૧૮૯ એ પ્રાચીન કવિઓના વચનને હે રાજા તમે સત્ય કરી બતાવ્યું છે. કેમકે તમે પોતાના સંતાનને આ દુષ્ટ ઉદરવાળા કુટિલ વરને અર્પણ કરી દો છો." ૧૯૦ રાણીનું એ વચન સાંભળી રાજાએ કહ્યું કે, "હે પ્રિયા! તું વ્યર્થ મને કાં ઠપકો આપે છે? તારી આ પુત્રીના પૂર્વજન્મોપાર્જિત કર્મનેજ ઠપકો આપને? ૧૯૧ આ તારી છોકરીજ મને એ પ્રમાણે કહે છે કે, "સર્વ મનુષ્ય પોતે કરેલ કર્મના ફળને પામે છે" માટે આ વિષે હુ ઠપકા પાત્ર નથી. ૧૯૨ પછી રાજાનો આશય જાણી લઇને રાણીએ મદનમંજરીને કહ્યું કે, "હે પુત્રિ! તુ તારા પિતાને શાંત કર, જેથી તે પોતાના કોપનો ત્યાગ કરે. ૧૯૩ હે પુત્રિ! હજી પણ કંઇ બગડી ગયું નથી. કેમકે અગ્નિને ચાર ફેરા ફર્યા પહેલાં બીજો વર થઈ શકે છે." ૧૯૪ તે સાંભળી પુત્રીએ પોતાની માતાને કહ્યું કે, "હે માતા! તું શોક કર મા. પુત્રી તો પોતાનાજ પુણ્યની વારસ હોય છે, કદી પિતાના પુણ્યની નહિ. ૧૯૫ હે માતા! આમાં મારા પિતાનો કોઇ પણ જાતનો દોષ નથી, પણ મારા પૂર્વજન્મનું કર્મજ આ સમયે ઉદય પામ્યું છે. ૧૯૬ હરકોઇ મનુષ્ય પોતાના કર્મફળને ભોગવીને અતિ મહાન હર્ષ પ્રાપ્ત કરે છે પણ બીજાએ સંપાદન કરેલા મહાન પુણ્યફળને કોઇ પ્રાપ્ત કરી શકતુ નથી. ૧૯૭ એ પ્રમાણે એકજ આગ્રહવાળી પોતાની પુત્રીને રાજાએ પેલા કોઢીઆ સાથે પરણાવી દીધી અને તે રાજકન્યા પણ તે કોઢીઆ પતિને પોતાના ઇષ્ટદેવની પેઠે માનવા લાગી. ૧૯૮ પછી રાજાએ તે કન્યાની માતાને બળાત્કારે ત્યાંથી દૂર કરી અને તે પુત્રીને તથા પેલા કોઢીઆને પોતાના માણસો-દ્વારા નગરની બહાર મોકલી આપ્યાં. ૧૯૯ ત્યાં નગરની બહાર તે

કોઢીઓ આમતેમ લોટતો હતો, નિશ્વાસ નાખતો હતો અને કષ્ટ ભરેલી અવસ્થામાં રહેતો હતો. પતિવ્રતા પેલી રાજપુત્રી પણ પોતાના પતિની સેવામાં નિત્ય પરાયણ રહેતી હતી. ૨૦૦ એક દિવસે પેલો કોઢીઓ રાજપુત્રીના આંતર અભિપ્રાયને જાણવાની ઇચ્છાથી મધ્યરાત્રે નિઃશ્વાસ નાખીને તૂટક અક્ષરે તથા મંદસ્વરે કહેવા લાગ્યો. ૨૦૧ "ઓ ભાગ્યશાળી સુંદરિ ! હું કોઢીઓ છું, ભાગ્યહીન છું, તુ મારા ચરણ શા માટે દાબે છે–સેવે છે ? શું તે સાંભળ્યું નથી ? ૨૦૨

"राजदण्डो ज्वरः कुष्ठपीनसं नयनामयम् ।
पञ्चैते व्याधयो राजन् ! संक्रामन्ति नरान्नरम् "॥२०३॥

રાજાનો દંડ, તાવ, કોઢ, નાકનો રોગ અને નેત્રનો રોગ આ પાંચ વ્યાધીઓ એક મનુષ્યમાંથી બીજા સમીપ રહેનારા મનુષ્યમાં પણ દાખલ થાય છે. ૨૦૩ જેથી તારૂં આ સ્વરૂપ કે જે ઉર્વશીના રૂપને પણ જીતી શકે તેવું છે, તે અફસોસ ! મારા સંગના દોષથી કાંજીના સંગથી દુધની પેઠે તત્કાળ વિનાશ પામશે. ૨૦૪ ઓ સુંદરી ! હજી પણ કંઇ બગડયું નથી. તું તારા મામાને ઘેર ચાલી જા, અથવા કોઈ બીજો પતિ કરી લે." ૨૦૫ તે સાંભળી રાજપુત્રી પતિને કહેવા લાગી, "હે પ્રિય ! તમે આમ ન બોલો, કેમકે કુળવાન સ્ત્રીઓને પોતાના માતા પિતાએ આપેલો એકજ પતિ હોય છે. ૨૦૬ અરે ! જો કુળવાન સ્ત્રીઓ પણ બીજો પતિ કરશે તો પછી, તેઓમાં અને વેશ્યાઓમાં શો ભેદ રહેશે ? ૨૦૭ માટે હે નાથ ! તમેજ મારા જીવન પર્યંત મારા પિતાએ આપેલા પતિ છો, કેમકે રાજાઓનું તથા સત્પુરૂષોનું વચન અને કન્યાનું દાન એકજ વખત હોય છે. ૨૦૮ રાજપુત્રીનું એ વાક્ય સાંભળી કોઢીઓ મનમાં પ્રસન્ન થયો. તેણે ફરી પણ કહેવા માંડયું કે, "તું કહે છે તે સત્ય છે: પણ તારૂં એ વચન સ્ત્રી પુરૂષની સમાનતામાંજ ઘટી શકે છે–અર્થાત્ સ્ત્રી અને પુરૂષનુ જોડું જો સમાન

યોગ્યતાવાળું અથવા સમાન કક્ષાવાળું હોય તોજ તારા કહેવા પ્રમાણે હોઇ શકે પણ—૨૦૯

"गते मृते प्रव्रजिते क्लीबे च पतिते पतौ ।
पञ्चस्वापत्सु नारीणां पतिरन्यो विधीयते " ॥ २१० ॥.

"પોતાનો પતિ પરણીને તુરત ચાલ્યો ગયો હોય—ન્હાસી ગયો હોય, મરણ પામ્યો હોય, સંન્યાસી–દીક્ષિત થઈ ગયો હોય, નપુંસક હોય અથવા રોગાદિકથી પતિત થયો હોય કે વિજાતીય મનુષ્યો સાથે વટલી ગયો હોય તો અર્થાત્ આ પાંચ પ્રકારમાંની કોઇ પણ આપત્તિ આવી પડી હોય તો સ્ત્રીઓથી બીજો પતિ કરી શકાય છે." આ પ્રાચીન કવિના વચન પ્રમાણે તુ જો બીજો પતિ કરીશ તો તેમાં તને લેશ માત્ર દોષ લાગશે નહિ. ૨૧૧ હું ગળતા કોઢથી ઘેરાયેલો છું, જેથી માત્ર ત્રણ દિવસજ જીવીશ. માટે તુ કોઇ ન જાણે તેમ રાત્રિમાં તારી ઇચ્છા હોય ત્યાં ચાલી જા. ૨૧૨ પછી તે રાજપુત્રી કોઢીઆના પગમાં પડીને ગળગળે સ્વરે કહેવા લાગી કે, "હે પ્રિય ! ફરીથી તમારે મશ્કરીમાં પણ મને આ પ્રમાણે કહેવું યોગ્ય નથી. ૨૧૩ તમે મારા દેવ છો, ગુરુ છો, નાથ છો અને જીવનરૂપ છો. તમારા વિના બીજો કોઇ પણ મન, વચન કે કર્મથી મારો પતિ નજ હો."૨૧૪

રાજપુત્રીનો એ નિશ્ચય જાણી તે વિદ્યાધર (કોઢીઆના રૂપમાં હતો તે) મનમા અત્યંત પ્રસન્ન થયો. તેણે પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કરવાની ઇચ્છાથી તે રૂપને કરનારી વિદ્યાનું સ્મરણ કર્યું, ૨૧૫ એટલે તુરતજ મેઘમંડળમાંથી જેમ સૂર્ય બહાર આવે અને નાટકના સ્ટેજ ઉપરથી જેમ નટ નીકળી આવે તેમ, એ વિદ્યાધર પોતાના કોઢીઆ સ્વરૂપમાંથી નીકળીને મૂળ સ્વરૂપને પ્રાપ્ત થયો. ૨૧૬ તે સમયે તેના કાનમાં કુંડળો ચાલી રહ્યાં હતા અને આખા શરીરપર તેણે સુવર્ણ, મણિ તથા મોતીઓના અલંકારો ધારણ કર્યા હતા, જેથી તે રાત્રિના સમયે

પણ દેવની પેઠે સર્વત્ર પ્રકાશ પાડી રહ્યો હતો. ૨૧૭ વિદ્યાધરનું એ સ્વરૂપ જોઇને વિસ્મય તથા ભયને લીધે રાજપુત્રીમાં મિશ્રરસ ઉત્પન્ન થયો–અર્થાત્ પોતે ભયભીત થઇ અને આશ્ચર્ય પામી, ત્યારે વિદ્યાધરે તેને કહ્યું—"હે પ્રિયા ! તું તારા મનમાં વ્યાકુળ થા મા, હું તારો તેજ પતિ છું, કે જે હમણાં વિદ્યાધરરૂપે દેખાઉં છું. મારા આ વચનને તું સત્યજ માન. ૨૧૮-૨૧૯ હું હેમરથ નામનો વિદ્યાધર છું, પણ " ભોગી જીવોને સર્વ ઠેકાણે ભોગો પ્રાપ્ત થાય છે. " આ વિષયમાં સંશય કરીને કોઢીઆના સ્વરૂપે અહિં આવ્યો છું." ૨૨૦ તે પછી જેમ ( રાત્રીવિકાસી ) કમલિની, ચાદનીવડે શુદ્ધ કિરણોવાળા ચંદ્રને જોઇને પ્રસન્ન–પ્રફુલ્લ થાય તેમ, તે રાજકન્યા પોતાના પતિને સુંદર સ્વરૂપવાળો જોઇને પ્રસન્ન થઇ–આનંદ પામી, ૨૨૧ પેલા વિદ્યાધરે પણ પ્રજ્ઞપ્તિ નામની વિદ્યાથી પોતાના સમગ્ર પરિવારને ત્યાં બોલાવ્યો, જેથી તેજ ક્ષણે તે ત્યાં હાજર થયો. ૨૨૨ વળી તે વિદ્યાધરે પોતાની વિદ્યાના બળથી તે સ્થળે એક ભવન (રાજમહેલ) તૈયાર કર્યું. તે ભવન નરદમ રત્નના હજારો થાંભલાઓ ઉપર સ્થિર થયેલું જણાતું હતું, તેના ઉપરની સુદર પુતળીઓનાં રૂપ જોવા માટે મનુષ્યોનાં મન આકર્ષાઇ જતાં હતાં, તે જાણે કોઈ દૂર પ્રદેશથી આવ્યું હોય અને વિશ્રાંતિ માટે ત્યા સ્થિર થયુ હોય તેવું જણાતુ હતું, મોટા મોટા ગવાક્ષો (ગોખો) રૂપ પોતાનાં અનેક મુખોને પહોળાં કરી તે જાણે વાયુને પી જતુ હોય તેવું લાગતુ હતુ, નીકળતી રત્નકાંતિની પ્રભાના તરંગોવડે વ્યાપ્ત થયેલી પૃથ્વીરૂપ સમુદ્રમા તે સ્થિતિ કરી રહ્યું હતુ, તેના ઉપર ધ્વજા–પતાકા ફરકી રહી હતી, તેની શોભા એક વિમાનના જેવીજ જણાતી હતી, તેની અંદરના ભાગમાં નગરવાસીઓના નિવાસોની રચના પણ કરી હતી, તેના ઉપરના ભાગમાં રત્નોની કળશપંક્તિ શોભી રહી હતી અને તેમાં સાત માળની ઘટના

કરવામાં આવી હતી. આવા પ્રકારનું સ્વર્ગના વિમાન જેવું ભવન તૈયાર કરીને તે વિદ્યાધરે, તેમાં અંતઃપુરના (જનાનખાનાના) મહેલો, અશ્વશાળા, હાથીખાનાં, સભામંડપો તથા દુકાનો વગેરે સર્વની પણ રચના કરી. ૨૨૩-૨૨૮ બીજે દિવસે પ્રાતઃકાળમાં નગરની બહાર એવા (દિવ્ય) ભવનને જોઇને નગરવાસીઓ વિચારમાં પડી ગયા કે, આવું નગર અકસ્માત્ અહિં ક્યાંથી આવ્યું? તેઓએ રાજાને પણ એ વાત જાહેર કરી, જેથી રાજા પણ ભયભીત થયો. તેણે એ નગરના અકસ્માત્ આવવા વિષે વિશેષ માહિતી મેળવવા સારૂં બદિઓને (ભાટ-ચારણોને) વિદાય કર્યા. તે બદિઓ, ઉતાવળા ઉતાવળા ત્યાં ગયા અને તે વિષે સર્વ વાત જાણીને ત્યાંથી પાછા આવી રાજાને કહેવા લાગ્યા કે, "હેમરથ નામનો વિદ્યાધર તમને મળવા માટે આવ્યો છે." તે પછી સમગ્ર-સામગ્રીથી સજ્જ થઇ રાજા, નગરની બહાર જ્યાં એ વિદ્યાધર હતો ત્યાં એને મળવા માટે ગયો, ૨૨૯-૨૩૨ તે સ્થળે દિવ્ય વસ્ત્રાલંકારથી શોભી રહેલા વિદ્યાધરના પરીવારને જોઇને રાજા વિસ્મય પામ્યો કે, શું આ તે સ્વર્ગજ પૃથ્વીપર આવ્યું છે? ૨૩૩ વળી તે સમયે ત્યાંની અશ્વશાળાને અને હાથીખાનાંને ઘોડાઓ તથા હાથીઓથી ભરપૂર જોઇને રાજાએ તુરતજ પોતાના ઐશ્વર્યના મદનો ત્યાગ કર્યો. ૨૩૪ તે પછી રાજા, હાથી ઉપરથી ઉતરીને મહેલની અંદર દાખલ થયો અને જળકાંતમણિની બાંધેલી ભૂમિમાં જળની ભ્રાંતિ થઈ જવાથી રાજાએ વસ્ત્ર ઉંચા લીધાં. ૨૩૫ તે જોઇ છડીદારે હસીને કહ્યું કે, "હે રાજા! આ જળ નથી પણ પૃથ્વી છે. આવી ભ્રાંતિ તમને કેમ થઇ? શું ઘરની ભૂમિમા કદી જળ હોય ખરૂં? ૨૩૬ તે સાંભળી રાજા શરમાઇ ગયો, તેણે આગળ ચાલવા માંડ્યુ, તેવામાં કોઇ એક સ્થળે જાણે જીવતો હોય તેવો નરદમ રત્નનો બિલાડો તેના જોવામાં

આવ્યો; જેથી આ તો અપશુકન થયાં; એમ માનીને રાજા ત્યાં ઉભો રહ્યો.[૨૩૭] પછી થોડો વખત ત્યાં ઉભો રહીને તે આગળ વધ્યો એટલે જાણે જીવતી હોય તેમ ચોતરફ સર્વ પ્રકારનાં કાર્યોને કરી રહેલી કેટલીએક પુતળીઓ તેના જોવામાં આવી. [૨૩૮] એ રીતે વિચિત્ર પ્રકારનાં અનેક આશ્ચર્યોને જોતો જોતો રાજા મહેલના અદ્દભુત સાતમા માળ ઉપર ચઢ્યો.[૨૩૯] ત્યાં વિદ્યાધરોનો રાજા સિંહાસન ઉપર બેઠો હતો. તેણે રાજાને આવતો જોઇ સન્માનપૂર્વક તેને અભ્યુત્થાન આપ્યું, અને પ્રણામ કરી તુરતજ પોતાના આસન ઉપર તેને બેસાડ્યો. પછી તે વિદ્યાધરે પોતાની પત્ની મદનમંજરીને ત્યાં બોલાવી એટલે તે પણ ત્યાં આવીને પોતાના પિતાના ચરણમાં પ્રણામ કરી બે હાથ જોડીને ઉભી રહી [૨૪૦–૨૪૧] રાજાએ પોતાની પુત્રીને ઓળખી લીધી અને મનમાં ખેદ પામી આવો વિચાર કર્યો કે, “ ઓ વિધાતા ! કોઇ પુરુષના વંશમાં તું પુત્રી આપીશ નહિ. કેમકે તે, ઘુણ નામના કીડાઓની પેઠે પોતાના જન્મસ્થાનનેજ એકદમ દૂષિત કરે છે. ખરેખર સ્ત્રીમાત્ર લક્ષ્મીના જેવી ચંચળ હોય છે, નદીની પેઠે નીચ મનુષ્યો સાથે ગમન કરનારી હોય છે, અને સંધ્યાની પેઠે એક ક્ષણવાર રાગ (રંગ તથા સ્નેહ) વાળી જોવામાં આવે છે.માટેજ તે કુળને દૂષણ આપનારી થાય છે. [૨૪૨–૨૪૪] દૈવે સ્ત્રીમાત્રને પ્રત્યક્ષ છરીની પેઠે નાશ કરનારી ઉત્પન્ન કરી છે. કેમકે તે જો કંઠમાં લાગેલી હોય–વળગેલી હોય તો ક્ષણવારમાં મનુષ્યને પ્રાણ રહિત કરે છે. [૨૪૫] ખરેખર, મારી આ પુત્રી કુળને કલંક લગાડનારી જન્મી છે. કેમકે આણે પોતાના પરિણીત વરનો ત્યાગ કરી બીજા વરનો આશ્રય કર્યો છે. ” [૨૪૬] એ પ્રમાણે રાજા ચિંતામાં પડી જઇને મનમાં ખેદ કરતો હતો; તે જોઇને વિદ્યાધરે કહ્યું.—“તમે વ્યર્થ સંશય કરો મા.[૨૪૭] તમે કોપ કરીને આ મદનમંજરીને જે કોઢીઓ વર પરણાવ્યો હતો તેજ હું પોતે છું. ખરેખર

આ તમારી પુત્રી ભાગ્ય સંપત્તિવાળી થઇ છે. ૨૪૮ હે રાજા! "ભોગી પુરુષોને સર્વ ઠેકાણે ભોગો પ્રાપ્ત થાય છે" આ પ્રાચીન પંડિતોના સુભાષિતની પરીક્ષા કરવા માટે મેં એ માયા કરી હતી. ૨૪૯ પણ મને આ સ્ત્રીનો લાભ થયો તેથી એ વચન સત્ય થયું છે. હે રાજા! આ મારૂં વચન અત્યંત પ્રતિષ્ઠિત સત્ય છે, એમ તમે માનો." ૨૫૦

વિદ્યાધર રાજાએ જ્યારે એ પ્રમાણે કહ્યું ત્યારે રાજાનાં રોમાંચ હર્ષથી પ્રફુલ્લ થયાં. તેણે મદનમંજરીને કહ્યું કે, ૨૫૧ "હે વિનયવાળી સુજ્ઞ પુત્રિ! મેં તારાપર અકૃપા કરી છે-નિર્દયતા વાપરી છે, તો પણ તું તારા પોતાના મનને મારાપર દયાળુ કર, કૃપાળુ કર, અને પ્રસન્ન કર. "૨૫૨ તે સાંભળી પવિત્ર આચારવાળી તે મદનમંજરી બોલી કે, "હે પિતા! આ તમે શું કહો છો? તમે તો એવા પ્રકારનું મને વરદાન આપીને ઉલટો મારાપર ઉપકાર કર્યો છે ૨૫૩ અરે! જેના સેંકડો ઉપકારો કરીને પણ છોકરાં ઋણમુક્ત થઈ શકતાં નથી એવા પોતાના પિતાપર એવો કયો બુદ્ધિમાન મનુષ્ય હોય કે ક્રોધ કરે?" ૨૫૪ તે વખતે રાજા એકદમ હર્ષમાં આવી જઇને બોલી ઉઠયો કે, "હે પુત્રિ! તુ આ પ્રમાણે મને પ્રિય વચન જ કહે છે તેથી ખરેખર કુળવાન છે. જેમકે, સાકરને પીસીને ચૂર્ણરૂપ કરી નાખવામાં આવે તો પણ તે શું કડવી થાય કે? ૨૫૫ હે પુત્રિ! મેં કૃતઘ્નમા અને તેં કુળવાન મનુષ્યોમાં યાવચ્ચંદ્ર દિવાકર રેખા મેળવી છે. ૨૫૬ તે પછી હેમરથ વિદ્યાધરે, રાજાનો હાથ પકડીને તેને સમજાવ્યો અને તે બન્ને પિતાપુત્રી વચ્ચે પૂર્વની પેઠેજ પરસ્પર પ્રીતિ વધારી આપી. ૨૫૭ પછી રાજા, તે વિદ્યાધરને મદનમંજરીની માતાને મળવા માટે તથા તેને આનંદ ઉપજાવવા માટે સત્વર પોતાના મહેલમાં તેડી ગયો.

અને ત્યાં ઉત્તમ રસોઇઆઓએ કરેલી સ્વાદિષ્ઠ રસોઇથી તે વિદ્યાધરને પરિવારની સાથે તેણે જમાડયો. ૨૫૮-૨૫૯ ઉપરાંત જાતજાતનાં ખાણાં તથા વસ્ત્રાલંકાર આપી રાજાએ, પોતાના જમાઇનો પરિવારની સાથે સત્કાર કર્યો.૨૬૦ તેમજ પોતાની માન્ય પુત્રીને ખોળામાં બેસાડી, દિવ્યવસ્ત્રાલંકાર અર્પણ કરી સુંદર પ્રિય વચનોથી સન્માન આપ્યું.૨૬૧ પછી હેમરથ રાજાની રજા લઇ, પોતાની પત્ની સાથે વિમાનમાં બેસીને પરિવારની સાથે આકાશમાં ચાલ્યો ગયો. ૨૬૨ એક ક્ષણવારમાં તો તે પોતાના નગરમાં જઇ પહોંચ્યો અને ઉત્સવપૂર્વક નગરમાં દાખલ થઇ ઘણા લાંબા કાળસુધી વિદ્યાધરોના રાજા તરીકે રહ્યો.૨૬૩ એક દિવસે ઉદ્યાનપાળે (માળીએ) આવીને રાજાને વિનતિ કરી કે, " હે મહારાજા ! આજે બહારના ભાગમાં સુવ્રતાચાર્ય નામે જ્ઞાની સાધુ પધાર્યા છે. તે પોતાના સર્વોત્તમ જ્ઞાનથી સર્વ પ્રાણીઓના ભૂત ભવિષ્યદ્ સંશયોને દૂર કરી રહ્યા છે." ૨૬૪-૨૬૫ જેમ મેઘગર્જના સાંભળીને મયૂર આનંદ પામે તેમ, એ જ્ઞાની મહારાજના આવવાના સમાચાર સાંભળી રાજા અત્યંત આનંદ પામ્યો અને ઉત્તમ વાહન તૈયાર કરાવી, અનેક રાજકીય પરિવાર સાથે લઇ શિષ્ટાચાર પ્રમાણે પોતાની સ્ત્રીસહિત વંદન કરવાને નીકળ્યો ૨૬૬-૨૬૭ ત્યાં જઇને રાજા ચામર, છત્ર, મુકુટ, મોજડી વગેરે રાજ ચિન્હોનો ત્યાગ કરી આચાર્ય મહારાજની સમીપ ગયો. અને સંસાર સમુદ્રમાંથી મુક્ત થવા માટે દ્વાદશાવર્ત વંદન કરી બીજા સાધુઓને પણ ભક્તિપૂર્વક નમન કર્યું. ૨૬૮-૨૬૯ તે પછી રાજા વગેરે પર્ષદા જ્યારે બેસી ગઇ, ત્યારે આચાર્યે અધર્મનો નાશ કરનારી ધર્મ દેશના કરવાનો આરંભ કર્યો. ૨૭૦ હે ભવ્યજીવો ! અપાર એવા સંસારનો સંગ કરી રહેલાં પ્રાણીઓને ચુલ્લકાદિ દશ આખ્યાનો વડે આ મનુષ્ય જન્મ ખરેખર દુર્લભ છે. ૨૭૧ વળી આ મનુષ્ય જન્મમાં પણ રૂધિર, હાડકાં,

ચામડી, ચરબી, મજ્જા, આંતરડાં અને વિષ્ટા વગેરેના પાત્રરૂપ આ શરીર કૃતઘ્ન, અસાર તથા અનિત્ય ગણાય છે. ૨૭૨ તો પણ માતાના દૂધથી પોષણ પામેલા આ દેહમાંથી કેળના વૃક્ષમાંથી જેમ કેળાં ગ્રહણ થાય છે તેમ, એકજ ફળ અને એકજ સાર ગ્રહણ કરવાનો છે; તે એજ કે ધર્મનું સેવન. ૨૭૩ કેમકે ધર્મથીજ મનુષ્યોને આ લોકના તથા પરલોકના સર્વ ઇચ્છિત અર્થો-ભોગ વૈભવો પ્રાપ્ત થાય છે, ૨૭૪ એટલુંજ નહિ પણ ધર્મથીજ દેવાંગનાઓએ કરેલા સંગીતથી પ્રસન્નચિત્તવાળા અને ઇચ્છા પ્રમાણે કાર્ય પૂર્ણ કરનારા દેવો થઇ શકાય છે. ૨૭૫ છ ખંડ ભરતક્ષેત્રના અધિપતિઓ, નવ નિધિના ઇશ્વરો આ સર્વ ચક્રવર્તિઓ ધર્મથીજ થયા કરે છે. ૨૭૬ વળી ચોત્રીસ પ્રકારના અતિશયોથી પ્રકાશી રહેલા આ જિનેશ્વરો પણ ધર્મનાજ પ્રભાવથીજ ત્રણ જગતના મનુષ્યોમાં પૂજ્ય થાય છે. ૨૭૭ અને સૌભાગ્ય, રૂપ, તથા પરાક્રમ આદિ પ્રત્યેકના ચિત્તને હર્ષ ઉપજાવનાર જે જે વસ્તુ જગતમાં જોવામાં આવે છે તે પણ ધર્મને લીધેજ છે. ૨૭૮ અરે ! એટલુંજ નહિ, ધર્મના પ્રભાવથી જીવ અનંત, સનાતન, નિર્બાધ અને અતુલ એવા મોક્ષ સંબંધી સુખને પ્રાપ્ત કરે છે. ૨૭૯ એ પ્રમાણે હે ભવ્યજીવો ! ધર્મના પ્રભાવને જાણીને ભાવ તથા આદરપૂર્વક નિરંતર ધર્મમાંજ લક્ષ્ય આપો. ૨૮૦ વિદ્યાધર હેમરથે ગુરુ પાસેથી એ ધર્મનો પ્રભાવ સાંભળીને તેમને નમન કર્યું અને પછી તે બોલ્યો કે "હે ભગવન્ ! મેં પૂર્વજન્મમાં તેવું કયું પુણ્યકર્મ કર્યું હશે ?" ૨૮૧

ગુરુ બોલ્યા.—"હે મહાબાહુ ! તું તારા પૂર્વજન્મને સાંભળ, જે સાંભળીને તું પોતે પણ પવિત્રાત્મા થઇશ. ૨૮૨

પૂર્વે કૂર્મનામના ગામમાં ભદ્રિક સ્વભાવનો એક કુલપતિ હતો. તેનું નામ ધનદેવ હતું. તેને યશોમતી નામની એક સ્ત્રી હતી. એ કુલ-

પતિને નીચ મનુષ્યોનો સંગ થયો, જેથી તે નિરંતર શિકાર કરવાના વ્યસનવાળો થઇ ગયો, માંસભક્ષણમાં લુબ્ધ થયો અને પારધિઓ સાથે મળીને જીવોની હિંસા કરવા લાગ્યો. ૨૮૩-૨૮૪એક દિવસે તે કુલપતિ શિકાર કરવા માટે બીજા વનમાં નીકળી ગયો અને ત્યાં જઇને તેણે નાસભાગ કરતાં જે જે પ્રાણીઓને જોયાં તે સર્વનો સંહાર કરવા માંડ્યો. ૨૮૫ વળી તે દોડી જતાં પ્રાણીઓની પાછળ દોડવા લાગ્યો, ચાલી જતાંની પાછળ ચાલવા માંડ્યો અને પોતે મારેલા પ્રાણીઓને બૂમો પાડતાં જોઇ અત્યંત આનંદ પામ્યો.૨૮૬ પછી તે નિર્દય અંતઃકરણવાળો કુલપતિ, કોઇ એક ભયભીત થયેલા મૃગની પાછળ દોડ્યો અને તેને મારવા માટે ધનુષમાં બાણ સાંધીને તેના પર તેણે ફેંક્યું. ૨૮૭ પણ તેવામા પેલો મૃગ લતાઓની ઝાડીમાં દાખલ થઇને આગળ નીકળી ગયો એટલે તે મૃગ મરણ પામ્યો છે કે નહિ, તે જોવા માટે એ કુળપતિ તેની પાછળ પાછળ ગયો. ૨૮૮ તે, લતાઓની ઝાડીમાં જેવો દાખલ થયો, કે તુરતજ ત્યાં બેઠેલા એક મુનિ તથા તેમની આગળ પડેલું પોતાનું બાણ તેના જોવામાં આવ્યુ. ૨૮૯ કુલપતિ ધનદેવ, મુનિને જોતાંજ ભયભીત બની ગયો અને તેમના ચરણમા નમી પડ્યો. તે બોલી ઉઠયો કે, "હે પ્રભુ! આપને મારવાના પાપથી હું લેપાયો છું, તો આપ મારા પર પ્રસન્ન થાઓ. હે ભગવન્! આપ અહીં બેઠા હતા, એ મારા જાણવામાં ન હતું. મેં તો માત્ર મૃગને મારવા માટેજ તેની પાછળ દોડીને બાણ ફેંક્યું હતું." ૨૯૦-૨૯૧ ધનદેવે એમ કહ્યું ત્યારે પેલા મુનિ તો ધ્યાનમાંજ મગ્ન ચિત્તવાળા હતા, જેથી કઇ બોલ્યા નહિ એટલે ધનદેવ અત્યંત ભયભીત થયો. તે મુનિના ચરણમાં વળગી પડ્યો, અને બોલ્યો કે, ૨૯૨ "હે ભગવન્! આપ તો લોકમા સર્વ કરતાં અધિક તેજસ્વી છો. આપની પાસે દેવો પણ ઘાસ જેવા છે-તુચ્છ છે, તો પછી મારા

જેવો મનુષ્ય કોણ માત્ર? ૨૯૩ મારે ભાઇ, પિતા, પુત્ર કે સ્વામી કોઇ પણ નથી. મને મારવામાં જગલી બિલાડાના કાન કાપવા જેવું છે. ૨૯૪ માટે તમે મારા પર ક્રોધનો ત્યાગ કરો. કેમકે તમે તો પ્રાણી માત્રને આલંબન આપો છો, તો મારા પર કૃપા કરી સ્વચ્છ મનવાળા થઇને તમે મારી પીઠ પર હાથ મૂકો." ૨૯૫ તે પછી મુનિ ધ્યાન પારીને—ધ્યાન મુકત થઇને ધનદેવ પ્રત્યે બોલ્યા:—"અરે! સાધુઓ તો સ્વભાવિક રીતેજ ક્રોધરૂપ યોદ્ધાને સદા જિતનારા હોય છે. ૨૯૬ જેથી તેઓ પોતાના અપરાધ કરનારા ઉપર પણ કદી ક્રોધ કરતા નથી. હે ભદ્ર! તારા ઉપર તો મારે ક્રોધ કરવાનો અવકાશજ ક્યાં છે? કેમકે તુ તો કેવળ નિરપરાધી છે. ૨૯૭ જે પ્રાણી કોઇનો અપરાધ કરી પશ્ચાતાપ કરે છે તે પણ ક્રોધને પાત્ર નથી—અર્થાત્ તેના ઉપર પણ ક્રોધ કરવો યોગ્ય નથી તો પછી તારા નિરપરાધી ઉપર તો ક્રોધ કેમ થઇ શકે? ૨૯૮ માટે હે ભદ્ર! ભયનો ત્યાગ કરી, શાંત થઇને તું મારૂં વચન સાંભળ, જેથી જન્માંતરમાં તું કદી દુ:ખી ન થાય. ૨૯૯ હે ભદ્ર! તને પોતાને જેવો મૃત્યુથી ભય છે, તેવોજ બીજા પ્રાણીઓને પણ ભય હોય છે, એમ તારે જાણવુ. ૩૦૦ અરે! "તુ મરી જા" એમ કહેવા માત્રથી પણ પ્રાણી દુ:ખી થાય છે, તો પછી તેના પર તીક્ષ્ણ શસ્ત્રોનો પ્રહાર કરવામાં આવે તો દુ:ખી થાય, એમાં શું આશ્ચર્ય હોય? ૩૦૧ એક કોઢીઓ માણસ કોઢથી પીડાતો હોય છે, છતાં પણ મરવાને ઇચ્છતો નથી, તો પછી જે પ્રાણી સુખી હોય છે, તેને તો મરવાની ઇચ્છા કેમજ થાય. માટે સિદ્ધ થાય છે કે, મૃત્યુનો ભય સુખીને કે દુ:ખીને બન્નેને સમાનજ છે. ૩૦૨ આ સંસારમાં ભોગ વૈભવોનો સયોગ વીજળીના જેવો ચંચળ છે અને જીવન પણ હાથીના કાનની પેઠે અસ્થિર છે, આમ સમજીને મનુષ્યોએ પાપમાં પ્રીતિ કરવી તે યોગ્ય નથી. ૩૦૩

આ જગતમાં જીવોના વધ જેવું બીજું એક પણ પાપનું મૂળ નથી. કેમકે, તેથી જન્માન્તરમાં લાખો દુઃખો ઉત્પન્ન થાય છે. ૩૦૪ મનુષ્ય, જે સ્ત્રી, પુત્ર તથા પત્નીને માટે પાપ કરે છે તેઓ, પરાધીન થઇને નરકમાં જતા તે પુરુષની કદી રક્ષા કરી શકતા નથી, ૩૦૫ અરે ! પોતાનાં સ્વજનોની વાત તો દૂર રહી પણ આ દેહ, કે જે કેવળ પોતાનોજ ગણાય તે પણ યુદ્ધમાં—કટોકટીના સમયે જેમ દુષ્ટ સેવક પોતાથી જૂદો પડે છે તેમ, જૂદો પડે છે-પોતાને ત્યજી જાય છે. ૩૦૬ માટે તું ધર્મ કરવામાં બુદ્ધિ કર. કેમકે ધર્મ સુખકારક છે, અને નિત્ય છે. તેનું આચરણ કરવાથી આ લોકનાં કે પરલોકનાં દુખ થતાં નથી." ૩૦૭ મુનિના મુખમાંથી નીકળેલો તે અમૃત તુલ્ય ઉપદેશ સાંભળી, તે ધનદેવે પણ મિથ્યાત્વરૂપ ઝેરનો તત્કાળ ત્યાગ કર્યો. ૩૦૮ પછી તેણે મુનિના ચરણમાં નમસ્કાર કરી વિનતિ કરી કે, "હે પ્રભુ ! સસારરૂપ આંધળા કુવામાં પડતા મને તમે આધાર આપ્યો છે—ટેકો આપ્યો છે. ૩૦૯ હુ પ્રતિજ્ઞા કરૂ છુ કે, આજથી આરભી હું કદી પણ જીવોનો વધ કરીશ નહિ, તેમજ માંસભક્ષણ પણ કરીશ નહિ, આવો મને નિત્યનો નિયમ હો." ૩૧૦ તે સાંભળી મુનિએ પણ કહ્યું કે, "ખરેખર તારા જેવો બીજો કોઇ પણ પુણ્યશાળી નથી. કેમકે, તેં ઘણા લાંબા કાળથી અભ્યાસ કરેલા પાપનો એક ક્ષણ વારમાં ત્યાગ કર્યો છે. ૩૧૧ હવે તેં ગ્રહણ કરેલા નિયમને તું જીવિત પર્યંત પાળજે. કેમકે તે નિયમ તને અવશ્ય ફળદાતા થશે." ૩૧૨ ધનદેવ બોલ્યો કે, " હે પ્રભુ! પ્રાપ્ત થયેલા ધનના ભંડારનો કયો મનુષ્ય ત્યાગ કરે ? ગયેલા નેત્ર જ્યારે ફરીથી પ્રાપ્ત થાય ત્યારે કયો મનુષ્ય સળીવડે તેનો નાશ કરે છે ? ૩૧૩ માટે હું જ્યાં સુધી જીવીશ ત્યાં સુધી પ્રયત્નપૂર્વક આ નિયમનું પાલન કરીશ, કેમકે કયો બુદ્ધિમાન મનુષ્ય, હાથમાં આવેલા કલ્પવૃક્ષનો સાદર સ્વીકાર

ન કરે ?" ૩૧૪ એમ કહીને તે મુનિના ચરણમાં પડ્યો અને ધનુષ-બાણ વગેરે સર્વ શિકારનાં સાધનો ભાંગી નાખી પોતાના ઘર તરફ ચાલી નીકળ્યો. ૩૧૫એ રીતે જ્યારે તે ઘેર આવ્યો ત્યારે તેની સ્ત્રી પોતાના પતિને માંસ તથા ધનુષબાણ રહિત આવેલો જોઇને પૂછવા લાગી કે, "આજે તમારી પાસે કંઇ જોવામાં કેમ નથી આવતું ?" ૩૧૬ પછી તે ધનદેવે તે દિવસે જે વૃત્તાંત બન્યું હતું તે સમગ્ર પોતાની પત્ની આગળ કહી સંભળાવ્યું ત્યારે તેણીએ પણ કહ્યું કે "હે પ્રિય ! આપને ધન્ય છે, કે જેથી આપને મુનિનો સમાગમ થયો.૩૧૭ આપે જે નિયમ લીધો છે તે મને પણ માન્ય છે. આપણે બન્ને જણુ મળીને તે નિયમનું પાલન કરીશું." ૩૧૮ તે પછી તેઓ બન્ને સ્ત્રી-પુરુષ પ્રસન્નચિત્તે નિયમનું પાલન કરવા લાગ્યાં અને શુદ્ધ દ્રવ્ય સંપાદન કરી પોતાનો કાળ ગાળવા લાગ્યાં.૩૧૯ તેઓનો એ રીતે કેટલોક કાળ ગયો તેવામાં રાક્ષસની પેઠે લોકનો ક્ષય કરનારો ભયંકર દુષ્કાળ પ્રાપ્ત થયો. એ સમયે કોઇપણ મનુષ્ય સુખી જણાતો ન હતો. ૩૨૦ માતાઓ પોતે પણ કેટલીએક બાધાઓ રાખીને મેળવેલા પોતાના પુત્રને છેતરીને એકાંતમાં રહી તુચ્છ અન્ન ખાઇ જતી હતી.૩૨૧ પિતાઓ પણ પ્રીતિરીતિનો ત્યાગ કરી ઘાસની પેઠે પુત્રને વેચી નાખતા હતા અને તેના મૂલ્યમાં કેટલુંક ધન લેતા હતા.૩૨૨ વળી તે સમયે નિર્ધન-રંક મનુષ્યો, દુષ્ટ વાયુના આઘાતથી પૃથ્વીપર પડી ગયેલાં પાપરૂપ વૃક્ષનાં જાણે ફળ હોય તેમ પૃથ્વી પર જ્યાં ત્યાં પડેલાં-રડવડતાં જોવામાં આવતાં હતાં.૩૨૩ અને નાગરિકોના પ્રત્યેક ઘેર દ્વારમાં ઉભી રહેલી રંક મનુષ્યોની દીન પંક્તિ, દુઃખના પોકાર કરી રહી હતી, અને પોતાના પાપને જાણે સૂચવી રહી હોય તેવી જણાતી હતી.૩૨૪ એ રીતે લોકોનો સંહાર કરનારો તે દુષ્કાળ ઉપસ્થિત થયો, ત્યારે અન્નના અભાવને લીધે લગભગ ઘણા મનુષ્યો

મરણ પામ્યા.૩૨૫ અને જેઓ જીવતા રહ્યા તેઓ પણ માંસભક્ષણ કરવામાં આસક્ત બની ગયા તેમજ કેટલાએક તો અનુક્રમે તે ગામનો ત્યાગ કરી બીજે સ્થળે ચાલ્યા ગયા.૩૨૬ તે વેળા પેલો ધનદેવ પણ અન્ન ખૂટી જવાને લીધે દુઃખી થઇને કોઇએક સાર્થની સાથે પોતાની સ્ત્રીસહિત સમીપના દેશમાં જવા નીકળ્યો.૩૨૭ તે વેળા સાર્થ( મનુષ્યોનો કાફલો )ના સમગ્ર લોકો માંસભક્ષણ કરીનેજ પોતાની જીવિકા કર્યે જતા હતા. પણ પેલાં બન્ને સ્ત્રી પુરુષો તો માર્ગમાં કોઈ પ્રકારનું અન્ન નહિ મળવાથી નિરાહાર રહીનેજ આગળ વધ્યે જતાં હતાં.૩૨૮ પછી તો અન્ન નહિ મળવાને લીધે માર્ગમાં ચાલવા માટે તેઓ અશક્ત થઈ પડયાં, જેથી મૃત્યુના ભયથી આતુર બનેલાં તેઓએ પરસ્પર આવો વિચાર કર્યો:–૩૨૯ " જે સ્થળે અન્ન પુષ્કળ છે તે દેશ અહીથી બહુ દૂર છે, આપણે આગળ જવા માટે હવે અશક્ત છીએ, અને જીવનપર્યંત પણ આપણે આપણા ગ્રહણ કરેલા નિયમને તો પાળવોજ છે.૩૩૦ માટે બલાત્કારે પણ આપણુ મૃત્યુ હવે આવી પહોંચ્યુ છે: તો સકામનિર્જરા કરીને પોતાની મેળેજ જો સધાતુ હોય તો આપણો જન્મ ખરેખર નિર્મળ–શુદ્ધ થાય." ૩૩૧આવો વિચાર કરી તે દંપતીએ શુદ્ધ મનથી અનશન કર્યું અને દેહનો ત્યાગ કરી પહેલાં સ્વર્ગલોકમાં તેઓ ગયાં. ૩૩૨એ પ્રમાણે પૂર્વજન્મમાં તમે બન્નેએ હિંસાનો તથા માંસભક્ષણનો ત્યાગ કર્યો હતો તથા નિયમનું બરાબર પાલન કર્યું હતું, તેથી તમને આ સંપત્તિ પ્રાપ્ત થઇ છે.૩૩૩ પહેલા સ્વર્ગલોકમાંથી ચ્યવીને તું મેઘરથ (હેમરથ?) નામનો વિદ્યાધર થયો છે અને યશોમતી ( ધનદેવની સ્ત્રી ) આ મદનમંજરી રૂપે ઉત્પન્ન થઈ છે. "૩૩૪

મુનિ પાસેથી પોતાનો એ પૂર્વજન્મ સાંભળીને તે દંપતી (હેમરથ અને મદનમંજરી ) નુ મન તે વિષે અનેકાનેક તર્ક–વિતર્ક કરવા

લાગ્યું, જેથી તુરતજ તેઓને જાતિસ્મરણ થયું અને મુનિ પ્રત્યે તેઓ બોલ્યા કે,[335] "આપ ભગવાને અમને જે પૂર્વજન્મનું વૃત્તાંત કહી સંભળાવ્યું તે, હમણા અમને જાતિસ્મરણ થવાથી જાણે પ્રત્યક્ષ હોય તેમ અમારી સન્મુખજ જણાય છે.[336] માટે હે પ્રભુ ! તમે અમને ગૃહસ્થને યોગ્ય ધર્મનો ઉપદેશ કરો, કેમકે મહાદુષ્કર એવા ચારિત્રને અમે ગ્રહણ કરી શકીએ તેમ નથી."[337] તે સાંભળી મુનિએ, વિનયનમ્ર એવા તે બન્ને સ્ત્રી પુરુષને, સમ્યકૃત્વના મૂળ કારણરૂપ બાર વ્રતો ગ્રહણ કરાવ્યાં.[338] એ રીતે તેઓ બન્ને જણ જૈનધર્મનો સ્વીકાર કરી મહાસુનિને વંદન કરી પોતાના નગરમાં દાખલ થયાં અને મુનિએ પણ બીજી તરફ વિહાર કર્યો.[339] પછી તે દંપતીએ નિરતીચારપણે શુદ્ધ ગૃહસ્થધર્મનુ પાલન કરી અંતે અનશનવ્રત ગ્રહણ કર્યું,[340] અને તેનુ પણ નિરતીચારપણે આરાધન કરી તેઓ બન્ને સ્વર્ગમા ગયાં. ભવિષ્યમાં ત્યાંથી ચ્યવીને મહાવિદેહ ક્ષેત્રમાં મનુષ્યાવતાર ગ્રહણ કરી તેઓ મોક્ષે જશે.[341]

## જૈત્રસિંહની હિંસાનો ત્યાગ.

( વેસટ બોલ્યો- ) હે રાજા ! એ પ્રમાણે જે કોઇ મનુષ્ય ધનદેવની પેઠે પ્રાણીઓની હિસા કરતો નથી તથા માંસ ભક્ષણ કરતો નથી તે પણ પુણ્યશાળી થઈ શકે છે.[342] વેસટનુ એ વચન સાંભળી જૈત્રસિંહ રાજાએ તેને કહ્યું કે, " હે શ્રેષ્ઠિ ! હું સદાકાળને માટે માંસભક્ષણનો ત્યાગ કરી શકું તેમ નથી, તો પણ હું પોતે, નિરપરાધી પ્રાણીઓનો કદી વધ કરીશ નહિ અને મહિનામાં પંદર દિવસ સુધી માંસનો પણ ત્યાગ કરીશ."[343-344] ત્યારે શ્રેષ્ઠી બોલ્યો કે, " હે પ્રભુ ! વાહ ! ધન્ય છે તમને ! તમે માત્ર આટલુંજ સાંભળ્યું તેટલામાં તો જીવોના વધનો તમે ત્યાગ કર્યો,[345] ઠીક છે, તમે તમારા

વચનને સત્ય કરીને આટલું પણ તમારૂં વચન પાળજો. કેમકે સત્યનુ પાલન કરવું તેજ સત્પુરુષોનો સદા ધર્મ છે."[૩૪૬] પછી જૈત્રસિંહ બોલ્યોઃ—" હે શ્રેષ્ઠિ! આમાં તમે આટલો બધો આગ્રહ શા માટે કરો છો? ભુખ્યા માણસને ભોજન માટે શું પ્રાર્થના કરવી પડે કે?" [૩૪૭] વળી પણ રાજાએ કહ્યુ કે, " તમે મારા અતિથિ તરીકે અહીં આવ્યા છો, તેથી પ્રથમથીજ મને માન્ય તો હતા પણ હવે તો તમે મને ધર્મોપદેશ આપ્યો તેથી મારા અત્યંત પૂજ્ય બન્યા છો.[૩૪૮] માટે મેં આપેલા ગૃહમાં તમે અહીજ રહો. હું તમને સર્વનગરવાસીઓના શિરોમણિ કરૂં છું. તમારે નિત્ય મારી પાસે આવ્યા કરવું." શ્રેષ્ઠિને એ પ્રમાણે કહીને રાજાએ છડીદાર મારફત સંઘને રથયાત્રા કરવાની આજ્ઞા કરી, તેમજ આખા નગરમાં અમારિ ઘોષણા કરાવી દીધી.[૩૪૯–૩૫૦] વળી વેસટ માટે શ્રેષ્ઠ નિવાસગૃહની મંત્રીને આજ્ઞા કરી જેથી તે મંત્રીએ શ્રેષ્ઠીની સાથે જઈ રાજાની આજ્ઞા પ્રમાણે સર્વ વ્યવસ્થા કરી આપી.[૩૫૧] પછી શ્રેષ્ઠી વેસટ પણ નગરની બહાર રાખેલા પોતાના કુટુંબને ત્યાં લાવ્યો અને રાજાએ આપેલા ઇન્દ્રભવન જેવા ઘરમાં સુખેથી રહેવા લાગ્યો. [૩૫૨] પછી અન્યોન્યને ત્યાં જવા આવવાથી તથા એકબીજાનાં પ્રિય ભાષણથી રાજા તથા શ્રેષ્ઠી વચ્ચે કૃષ્ણ તથા બળદેવના જેવી ગાઢ પ્રીતિ ઉત્પન્ન થઇ.[૩૫૩] એ રીતે રાજાની કૃપા સંપાદન કરીને પણ વેસટ શ્રેષ્ઠીએ કોઇને કદી કઠોર વચન કહ્યુ ન હતું. કેમકે ચંદ્રકાંત મણિ અમૃત વિના બીજી વૃષ્ટિજ કરતો નથી. [૩૫૪]વેસટને રાજાએ જેમ જેમ માન આપવા માંડયું તેમ તેમ તેણે લોકોનો ઉપકાર કરવા માંડયો. જેમ દાખલા તરીકે–ચંદ્રમાને શંકરે મસ્તકપર ધારણ કર્યો, ત્યારે તેણે સર્વનો સદા ઉપકાર કરવા માંડયો.[૩૫૫] એ પ્રમાણે સમગ્ર નાગરિકોના શિરોમણિપણાને ધારણ કરતો, દાનમાં કલ્પવૃક્ષની બરોબરી કરતો અને પોતાના યશ

વિલાસથી આખા વિશ્વને પૂર્ણ કરી દેતો તે વેસટ શ્રેષ્ઠી એ નગરમાં ઘણા લાંબા કાળ સુધી રહ્યો.૩૫૬

**ઇતિ શ્રીશત્રુંજયમહાતીર્થોદ્ધાર પ્રબંધમાં પહેલો પ્રસ્તાવ સમાપ્ત.**



# પ્રસ્તાવ ૨.

## વેસટના વંશનું વર્ણન.

वासमासेदुषस्तस्य धर्मकर्मजुषस्तथा ॥
प्रसिद्धिरासीत् स यथा ह्युपमानमभूत् सताम् ॥१॥

શ્રેષ્ઠી વેસટ એ નગરમાં રહીને ધર્મકર્મ કરવા લાગ્યો. જેથી તેની એટલી બધી પ્રસિદ્ધિ થઇ કે સત્પુરુષોમાં તે ઉપમા આપવા યોગ્ય થઈ પડયો.[૧] તેને વરદેવ નામનો એક પુત્ર ઉત્પન્ન થયો, જે ખરેખર શ્રેષ્ઠ દેવ જેવોજ હતો. તે ઉદાર મનવાળો હોઇને દેવના જેવીજ સમાનતા ધરાવતો હતો. માત્ર તેની સ્વર્ગમાં સ્થિતિ ન હતી. ( આટલોજ તેનામાં તથા દેવમા અંતર હતો. ) [૨] અનુક્રમે વેસટે ઘરનો સર્વ કારભાર પોતાના પુત્રને સોંપી દીધો અને પોતે તો અનશન ગ્રહણ કરી શુભ ધ્યાનયુક્ત થઇને સ્વર્ગે ગયો.[૩] પછી તેનો પુત્ર વરદેવ પણ પિતાની પેઠેજ નગરવાસીઓનું મુખ્યપણું કરવા લાગ્યો

અને લોકોનો ઉપકાર કરતો પૃથ્વીપર પ્રસિદ્ધ થયો.[૪] સમય જતાં તેને પણ જિનદેવ નામનો એક પુત્ર થયો, કે જેની બુદ્ધિ જિનભગવાનના ચરણયુગલનું સેવન કરવામાં આસક્ત રહેતી હતી.[૫] અપાર બુદ્ધિવાળા તેના પિતાએ અનુક્રમે ગૃહનો સર્વ કારભાર તેના પર નાખી દીધો અને પોતે માર્ગમાં રહેલો મુસાફર એક ગામથી જેમ બીજે ગામ જાય તેમ, સ્વર્ગમાં ગયો.[૬] જિનદેવ, દેવપૂજા વગેરે કરવામાં સદા તત્પર રહેવા લાગ્યો અને સત્પુરુષોમાં માન્ય થઇ સુખેથી કાળનિર્ગમન કરવા લાગ્યો.[૭] પછી તેને પણ યોગ્ય સમયે અખૂટ ગુણોના ભંડાર રૂપ એકપુત્ર થયો. તેનું નામ 'નાગેન્દ્ર' હતું અને રાજાઓ પાસે તેનું ઘણુ માન હતુ.[૮] 'તે નાગેન્દ્ર પોતાના ગોત્ર (કુળ–અથવા પૃથ્વી કે પર્વત ) નો ઉદ્ધારક હતો, જેથી શેષ નાગની પેઠે પોતાના 'નાગેન્દ્ર' નામને તેણે સત્ય કર્યું હતુ. ( અર્થાત્ શેષ નાગ જેમ પૃથ્વી તથા પર્વતોનો ઉદ્ધારક છે–ધારણ કરનાર છે તેમ તે નાગેન્દ્ર પણ પોતાના વશનો ઉદ્ધારક હતો,) માત્ર શેષ નાગમાં જેમ બે જીભ તથા વક્રગતિ છે તેમ, એ નાગેન્દ્રમા બે જીભ (એટલે અબી બોલા ને અબી ફોક– એવી) ન હતી. અને તેની ગતિ ( ચાલચલગત ) પણ સરળ હતી.[૯] નાગેન્દ્ર નામના તે પોતાના પુત્રે ઘરનો બધો ભાર ઉપાડી લીધો ત્યારે એક દિવસે જિનદેવ ( તેનો પિતા ) પરોઢીયામાં વહેલો ઉઠી સાવધાન થઇ આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો,–[૧૦] "આ સમગ્ર જગતમા સમસ્ત વસ્તુઓને પ્રાણીઓ પોતે પ્રત્યક્ષપણે ક્ષણિક–નાશવત જોઇ રહ્યાં છે;[૧૧] તો પણ શરીર આદિ પદાર્થોમાં ગાઢ પ્રીતિરૂપ સાંકળથી જકડાઈ જઇને પોતાને હિતકર ધર્મ કરતા નથી, કે જે ધર્મે ધનાદિ સર્વ પદાર્થો આપ્યા છે,[૧૨] તેમજ બીચારા ગૃહસ્થાશ્રમીઓ મોહરૂપી ગ્રહના આવેશથી એટલા બધા પરતંત્ર બની જાય છે, કે જેથી તેણે (મોહરૂપગ્રહે ) પોતાની ફજેતી કર્યા છતાં પણ તેઓ જાણી

શકતા નથી.[૧૩] વળી આ સંસારમાં સ્ત્રી તો ખરેખર હાથીને બાંધવાની સાંકળ જેવી છે, કે જે પુરુષરૂપ હાથીને એવો તો વશ કરે છે કે કોઇ સમર્થ પુરુષ પણ તેથી પોતાનુ ઇષ્ટ સાધન કરી શકતો નથી. [૧૪] દૈવે મારા પગમાં પુત્ર રૂપી મોટી બેડી નાખીને મને એવો બાંધી મૂકયો, જેથી મને મુકિત ( મોક્ષ ) દુર્લભ જોવામાં આવે છે. [૧૫] અરેરે ! હું જિનભગવાનનાં વચનામૃતનુ હમેશાં શ્રવણ કરૂં છું, છતાં કામરૂપ ગ્રહના આવેશથી ગાંડોતૂર બની જઇને મેં મારા યૌવનને વ્યર્થ ગુમાવ્યું.[૧૬] મારી જુવાની ચાલી ગઇ છે અને મારો દેહ અતિશય વૃદ્ધાવસ્થાથી ઘેરાઇ ગયો છે. માટે શક્તિહીન થયેલા મારામાં હવે દીક્ષા લેવાની યોગ્યતા તો રહી નથી.[૧૭] પણ મારો પુત્ર મારી આજ્ઞામાં રહે છે અને તેણે ઘરનો ભાર પણ ઉપાડી લીધો છે, તો ધનનો ધર્મમાં વ્યય કરીને હુ પરલોક સાધન કરૂં.[૧૮] અને ગુરુમહારાજને બોલાવી તેઓની સમક્ષ મોટા ઉત્સવપૂર્વક અઠ્ઠાઇઓ કરાવું, તેમજ સાધર્મિકોનું વાત્સલ્ય તથા સાર્વજનિક અન્નસત્ર કરાવી મેં મેળવેલા દ્રવ્યને સફળ કરૂં." [૧૯–૨૦]

આવો મનમાં વિચાર કરી સવારમાં તે મહાપુરૂષે પોતાના પુત્રને બોલાવ્યો અને પોતે વિચારેલો રાત્રિનો સર્વ વિચાર તેને જણાવ્યો. [૨૧]પિતાનો એ વિચાર જાણી મનમાં પ્રસન્ન થઇને પુત્રે કહ્યું કે, " બહુ સારૂ, આપ આપે સંપાદન કરેલા દ્રવ્યને ધર્મ કાર્યમાં વાપરો; એથી બીજું મારે આપની પાસે શું માગવાનુ હોય ? (અર્થાત્ હું પણ એજ માગું છું કે, ઘણી ખુશીથી આપના દ્રવ્યનો ધર્મકાર્યમાં આપ ઉપયોગ કરો. ) [૨૨] હરકોઇ પુત્ર મરણ પામેલા પોતાના પિતાનું ધન લઇને તેનો દેવાદાર થાય છે, પણ પિતા પોતેજ પોતાની હયાતીમાં પોતાનું ધન વાપરી નાખે તો પુત્ર તેના ઋણમાંથી મુકત થાય છે. " [૨૩] પુત્રના એ વચનથી જિનદેવ પ્રસન્ન થયો. તેને

જિનેશ્વરના માર્ગમાં રહીને બમણો ઉત્સાહ પ્રાપ્ત થયો. ૨૪ પછી શ્રેષ્ઠી જિનદેવે "કક્કસૂરિ" નામના પોતાના ગુરુમહારાજને સત્વર બોલાવ્યા અને પોતાના મનોરથને સંપૂર્ણ કર્યો.૨૫ પછી તે શ્રેષ્ઠીએ કૃતાર્થ થઇને બે હાથ જોડી ગુરુમહારાજને કહ્યું કે, "હે પ્રભુ ! હજી મારૂં આયુષ્ય કેટલુ છે, તેનો આપ વિચાર કરો." ૨૬ તે સાંભળી આચાર્ય મહારાજે વિચાર કરીને કહ્યું કે, "હે જિનદેવ ! તારૂં આયુષ્ય હવે ત્રણ મહિના બાકી છે. માટે તું ધર્મપરાયણ થા." ૨૭ તે પછી તેજ સમયે એકદમ ઉભો થઇ જઇને તથા ગુરુને પ્રાર્થના કરીને તે શ્રેષ્ઠી પોતાનું મૃત્યુ સમીપમાં આવ્યું તેથી ધર્મ કરવામાં ઉદ્યમી થયો. ૨૮ તેણે યોગ્ય સમયે આચાર્ય મહારાજને બોલાવીને અનશન વ્રત ગ્રહણ કર્યું અને પ્રાણી માત્રને અભયદાન આપ્યું. ૨૯ એ રીતે નિરતીચારપણે અનશન વ્રત પાળીને તે શ્રેષ્ઠી સ્વર્ગમાં ગયો અને પાછળથી તેના પુત્રે તેની સર્વ મરણક્રિયા કરી. ૩૦ તે પછી તેનો પુત્ર **નાગેન્દ્ર**, ઘરના ઐશ્વર્યને પામ્યો અને સમય જતાં સેંકડો બાધાઓથી એક પુત્ર પ્રાપ્ત કરીને તે આનંદ પામ્યો. ૩૧ તેણે પોતાના પુત્રના અવયવોમાં અદ્‌ભુત લક્ષણો જોઇને ઘણાજ ઉત્સવપૂર્વક તેનું '**સલક્ષણ**' એવું નામ પાડયુ. ૩૨ પછી તે **સલક્ષણે** સમગ્ર કળાઓનો અલ્પસમયમાજ અભ્યાસ કરી લીધો અને વ્યવહાર, આચાર તથા ગુણોમાં પણ તે કુશળ થયો. ૩૩ એટલે તેનો પિતા **નાગેન્દ્ર**, ઘરનો સર્વભાર પુત્ર ઉપર સ્થાપીને તેમજ પોતાના ધનને સાત ક્ષેત્રોમા કૃતાર્થ કરીને સ્વર્ગે ગયો. ૩૪ એ પ્રમાણે પિતા સ્વર્ગે ગયો ત્યારે સુવર્ણ સમાન કાંતિવાળો સાધુ **સલ્લક્ષણ**, પોતાના ઘરના વૈભવોનો સ્વામી થયો. ૩૫ તેની બુદ્ધિ દેવોની પૂજામાં તથા આવશ્યક વગેરે ધર્મકર્મમાં નિત્ય આસકત રહેવા લાગી અને ગુરુભકિતમાં તત્પર રહી સુખપૂર્વક તે સુખેથી પોતાનો સમય ગાળવા લાગ્યો. ૩૬

હવે એક દિવસે ગૂજરાત દેશમાંથી કોઇ સાર્થવાહક પોતાના સાર્થની સાથે અઢળક કરીઆણું લઇને તે નગરમાં આવ્યો. ૩૭ એક સમયે તે પોતાની દુકાનમાં સ્વસ્થ થઇને બેઠો હતો. ત્યારે સલ્લક્ષણે હર્ષથી અને કૌતુકથી આવી લોકવાયકા તેને પૂછી. ૩૮ “ તમે કયા દેશમાંથી આવ્યા છો ? તમારો એ દેશ કેવો ગુણવાન તથા સમૃદ્ધિમાન છે ? એ દેશમાં જે કોઈ શ્રેષ્ઠ નગર હોય તે વિષે મારી આગળ તમે સંપૂર્ણ વર્ણન કરો. ” પછી તે સાર્થપતિએ કહ્યું કે, “ હે મહા બુદ્ધિમાન ! હું ગૂજરાત દેશમાંથી આવ્યો છું. ખરેખર, જો મને એક હજાર જીભ હોય તોજ એ દેશના ગુણોને હું વર્ણવી શકું. ૩૯–૪૦ તો પણ એ દેશના કેટલાએક ગુણોનું હું થોડુંકજ વર્ણન કરૂં છું. કેમકે, ઇન્દ્રની સમૃદ્ધિ જો કે અદ્દભુત છે તોપણ તેનું શું વર્ણન કરવામાં આવતું નથી ? ૪૧ ગૂજરાત દેશની ભૂમિ સમગ્ર જાતની ધાન્યસંપત્તિને ઉત્પન્ન કરવામાં સમર્થ છે, ત્યાં પર્વતો ઘણા આવેલા છે, તેના કૂવાઓ તદ્દન સમીપમાંજ રહેલા જળથી ભરપૂર છે અને તેથીજ તે ભૂમિ કેવળ જળમય છે. ૪૨ વળી તે દેશમાં નારંગી, મોસંબી, જાંબુ, લીંબડા, કદંબ, કેળ, સરગવો, કોઠ, કરમદાં, ચારોળી, પીલુ, આંબા, સીતાફળ, બહેડાં, બીજોરાં, ખજૂર, દ્રાક્ષ, શેરડી અને ફણસ વગેરેનાં ઝાડ તેમજ ખેરસળી, કેવડો, જાઇ, ચંપો, શેવંતી, માલતી, વાળો, જાસુદ, સમુલ, જૂઇ–વગેરે લતાઓ પુષ્કળ છે. ૪૩–૪૫ તારી પાસે હું કેટલાંક વૃક્ષોનાં નામ લઉં, પણ સંક્ષેપમાં એટલુંજ કહી શકાય કે આ પૃથ્વી ઉપર જેટલાં વૃક્ષો ફળવાળા ગણાય અને જેટલાં વૃક્ષો પુષ્પવાળા થાય છે–તેઓ સર્વે તે દેશમાં છે. ૪૬ એટલુંજ નહિ પણ એ દેશની ભૂમિમાં એવો ગુણ છે કે જેથી મગ, તુવેર, ડાંગેર, અડદ, ઘઉં, જુવાર અને બાજરી—વગેરે સર્વ જાતના અન્ન નીપજે છે. ૪૭ એ દેશમાં રહેનાર સર્વ મનુષ્ય, સમુદ્રના પુષ્કળ કિનારાઓ પર

અલ્પ વ્યવસાય કરે છે તો પણ અખૂટ ધન સંપાદન કરે છે. ૪૮ વળી ત્યાં નાગર (સોપારી) ના ટુકડા તથા નાગરવેલના પાન મિત્રોની પેઠે પ્રાણીઓના મલીન મુખને પણ રંગી આપે છે. ૪૯ તેમજ એ દેશમાં પરબ, કુવા, તળાવ, ગામ અને અન્નક્ષેત્ર વગેરેમાં સ્થિતિ કરનારા કોઈપણ મુસાફરો પોતાની સાથે ભાથું કે પાણી કદી લેતા નથી. ૫૦ તે દેશમાં મુસાફરો ગાઢ વૃક્ષોની પંક્તિ નીચે ચાલે છે, તેથી સૂર્યના તાપથી કદી સંતાપ પામતા નથી. ૫૧ શત્રુંજય, રૈવતક (ગિરનાર) વગેરે તીર્થો પણ એ દેશમાં ઘણાં આવેલાં છે, કે જેઓ પોતાનુ સેવન કરનાર ભવ્યજીવોને મોક્ષપદે પહોંચાડી આપે છે. ૫૨ વળી સોમનાથ, બ્રહ્મ-સ્થાન, મૂળસ્થાન તથા સૂર્યતીર્થ વિગેરે લૌકિક તીર્થો પણ ત્યાં છે. ૫૩ એ દેશમાં કસુંબી તથા મજીઠીઆ રંગથી રંગેલાં અને રેશમથી વણેલાં રંગબેરંગી વસ્ત્રોને સર્વ મનુષ્યો સદા ધારણ કરે છે. ૫૪ અને ત્યાં પ્રાણીઓના ઉપકારથી, સદાચારથી તથા પ્રિય ભાષણોથી વિદ્વાનો પ્રસન્ન થાય છે તેથી એ દેશને 'વિવેકબૃહસ્પતિ' એવું ઉપનામ આપે છે. ૫૫ ખરેખર, પૃથ્વી પર જેટલા દેશો છે તેઓ સર્વે એ દેશની સમાનતા કરી શકે તેમ નથી; અને સ્વર્ગને તો મે જોયું નથી તેથી સ્વર્ગની સાથે પણ એ દેશની સમાનતા હું કેમ કહી શકું? ૫૬ એ દેશના ગામડા પણ અતુલ વૈભવવાળાં હોઇને નગરો જેવા છે અને નગરોની ગણત્રી તો તારી પાસે હુ કોઈ રીતે કરી શકું તેમ નથી. ૫૭ કેમકે હે શ્રેષ્ઠ સલ્લક્ષણ! એ દેશમાં અણુહિલપુર, સ્તંભતીર્થ-વગેરે સ્વર્ગના જેવાં અસંખ્ય નગરો છે. ૫૮

## પ્રલ્હાદનપુરનું વર્ણન.

હાલમાં એ દેશમા પ્રલ્હાદનપુર નામનુ એક નગર છે. હું માનું છું કે સ્વર્ગમાં પણ એના જેવું કોઇ નગર હશે કે કેમ? એ શંકા-સ્પદ છે. ૫૯ એ નગરમા પુષ્કળ ધન સંપાદન કરવાના સંયોગો

આવી મળે છે, તેથી માણસો તેને 'સ્થલવેલાફૂલ'–સ્થળબદર એવું બીજું નામ પણ આપે છે.૬૦ વળી તે સ્થળે શ્રીપાર્શ્વનાથ ભગવાનનું 'પ્રલ્હાદનવિહાર' નામનું દેરાસર છે, જે દેવોના ઘર જેવું સુંદર છે. ૬૧ એ નગરમાં જેટલાં દેવમંદિરો છે તે સર્વના ઉપર સુવર્ણના કાંગરાઓ આવી રહ્યા છે, તેથી એ નગરે જાણે મુકુટો પહેર્યા હોય એમ જણાય છે, ૬૨ તેમજ સુવર્ણના દાંડા તથા કળશોની સ્વચ્છ ફેલાયલી કાંતિવડે પ્રાતઃકાળમાં લોકો પોતાના નેત્રોનો પ્રકાશ સ્ખલિત થઇ જવાને લીધે ઉંચે જોઇ શકતાં નથી. ૬૩ વળી તે નગરમાં આરતિના સમયે ઝાલરોના ઝણઝણાટથી તિરસ્કાર પામેલો કળિકાળરૂપી શત્રુ, એ નગરમાંથી દૂર નાસી જાય છે. ૬૪ ત્યાંની બજારો અગણિત કરીઆણાંઓથી એટલી બધી ભરપૂર છે, કે જેથી મનુષ્યો જ્યારે કંઇ ખરીદવા માટે નીકળે છે ત્યારે જૂદી જૂદી વસ્તુઓને જોઇને પોતાને ખરીદવાની વસ્તુ ખરેખર ભૂલી જાય છે.૬૫ જેમ રોહણાચળ પર્વતમાં મણિઓ ઉત્પન્ન થાય છે તેમ, એ નગરમાં પણ ગુણવાન, દ્રવ્યથી ઉલ્લાસવાળા અને મનુષ્યોમાં અલંકાર જેવા સંઘનાયક રૂપ મણિઓ ઉત્પન્ન થાય છે. ૬૬ અરે! બીજા વિશેષ કૌતુકનું તો શું વર્ણન કરવામાં આવે પણ તે નગરમાં સાધુઓ *સકલત્ર ( એટલે વિરોધ પક્ષમાં સ્ત્રીસહિત અને વિરોધપરિહાર પક્ષમાં સર્વનું રક્ષણ કરનારા ) છે અને દેવાલયો અપ્રતિમ(વિરોધપક્ષમાં પ્રતિમારહિત અને વિરોધપરિહારપક્ષમાં અનુપમ –સર્વોત્તમ ) છે. ૬૭ વળી એ નગરમાં જે નગરવાસીઓ શિવભક્ત છે તેઓ સુગત ( એટલે વિરોધપક્ષમાં બૌદ્ધમતને અનુસરનારા અને વિરોધપરિહારપક્ષમાં શ્રેષ્ઠ ગતિવાળા ) છે, બૌદ્ધમતના અનુયાયીઓ વિજયની અભિલાષાવાળા છે ( રાગાદિ શત્રુઓ પર વિજય

* અહીંથી એ શ્લોકમાં વિરોધાભાસ અલંકાર મૂકવામાં આવ્યો છે.

મેળવવા ઇચ્છે છે ) અને જેઓ જૈનો છે તેઓ પણ શિવ (વિરોધપક્ષમાં શંકર અને વિરોધપરિહારપક્ષમાં મોક્ષ)માં આસકત રહે છે. આ સિવાય બીજુ કયું આશ્ચર્ય હોઇ શકે ? ૬૮ હે શ્રેષ્ઠિ ! એ નગરમાંથી હુ અહીં આવ્યો છુ, ખરેખર એ નગરને તેં તારી દૃષ્ટિએ જો પ્રત્યક્ષ જોયુ હોય તોજ તુ કૃતાર્થ થઇ શકે. " ૬૯ સાર્થપતિએ કહેલાં તે વચન સાભળીને સાધુ સલ્લક્ષણનુ મન પ્રલ્હાદનપુર જવા માટે એકદમ ઉતાવળું બની ગયુ.૭૦ પછી અનુક્રમે પ્રાપ્ત કરવા યોગ્ય એવા સર્વ સંબધને પોતાને વશ કરી તે સલ્લક્ષણ પેલા સાર્થપતિની સાથેજ પ્રલ્હાદનપુર નગરને રસ્તે પડયો. ૭૧ અનુક્રમે અવિચ્છિન્ન રીતે મુસાફરી કરવાથી તે પ્રલ્હાદનપુર નગરમાં જઇ પહોચ્યો અને ત્યા નગરમાં પ્રવેશ કરતાં જ તેને ઉત્તમ શકુનો થયાં. ૭૨ જેવાં કે—પોતકી નામનુ એક પક્ષી પોતાની જમણી પાંખ પર લીલા ઘાસવાળા પ્રદેશ ઉપર બેઠેલુ તેના જોવામા આવ્યુ અને પછી તે પક્ષી સુંદર ચેષ્ટા કરીને, શિરઃસ્થાની મોટો શબ્દ કરીને તથા ડાબી તરફ થઇને આંબાના વૃક્ષ ઉપર જઇ બેઠું. એ પક્ષી ત્યાં જઇને જેવું બેઠું કે તુરત જ આપોઆપજ તેના મુખમાં ખોરાકની પ્રાપ્તિ થઇ. ૭૩-૭૪ મણિકંઠ—એટલે ચાષપક્ષી પણ ઉત્કંઠિત થઇને જમણી તરફથી ડાબી તરફ ગયુ અને એક કૂતરો સારે ઠેકાણે મૂત્રીને ડાબી તરફથી જમણી તરફ આવ્યો. ૭૫ વળી એ સલ્લક્ષણે તે નગરની અંદર જયારે પ્રવેશ કર્યો, ત્યારે શ્રીપાર્શ્વનાથ ભગવાનનો રથ તેને સામે મળ્યો. પછી તે પોતે પણ સંઘની સાથે નગરમાં ફર્યો. ૭૬ તે સમયે એક શાકુનવેત્તા, કે જે તેની સાથે જ ત્યા આવ્યો હતો તે બોલ્યો કે, " તમે આ નગરમાં જો રહેશો તો તમને પુત્ર તથા ધનનો લાભ થશે, તમારા વંશમાં ઉત્પન્ન થયેલા પુત્રો સંઘના નાયક થશે, વળી બીજા કેટલાએક પુત્રો તો દેવોના મંદિરો બંધાવશે અને તમારી

ચોથી પેઢીમાં જે એક પુત્ર થશે તે તો તીર્થનો ઉદ્ધાર કરનાર થશે. કેમકે તમે નગરમાં જ્યારે પ્રવેશ કર્યો ત્યારે ચોથા શકુનમાં ભગવાનનો આ રથ તમને સામો મળ્યો છે. ૭૭-૭૯ તે પછી એ શકુનવેત્તાને દ્રવ્ય તથા પાન વગેરે આપીને **સલ્લક્ષણે** સન્માન કર્યું અને રથમાં બેઠેલા શ્રીપાર્શ્વનાથ ભગવાનને નમન કરી પોતાના ગુરુને પણ વંદન કર્યું. ૮૦ **સલ્લક્ષણે** પેલા સાર્થપતિના વર્ણન કરતાં પણ અધિક સુંદરતાવાળા તે નગરને પ્રત્યક્ષ જોઇ, પોતાનાં બન્ને નેત્રોને, જન્મને તથા જીવિતને કૃતાર્થ માન્યાં. ૮૧ પછી તેણે ત્યાં રહેવા માટે અનાયાસે એક મકાન મેળવી લીધુ અને તેમાં તે સ્વસ્થ મનથી રહેવા લાગ્યો તથા સુખેથી ધન સંપાદન કરવા લાગ્યો. ૮૨ એ રીતે સુંદર એક વૃક્ષની પેઠે પોતાના મૂળને મજબૂત રીતે બાંધીને તે ત્યા રહ્યો ત્યારે તેની છાયા (કાંતિ) સર્વના આશ્રયસ્થાનની પેઠે કોઇક અપૂર્વ-અલૌકિક થઇ. ૮૩ હવે એ નગરમાં ઉપકેશ નામનો એક ગચ્છ હતો અને તેની વ્યવસ્થા નીચે પાર્શ્વનાથ ભગવાનનું એક મંદિર હતું. તેમાં એ શ્રેષ્ઠી (સલ્લક્ષણ) આનંદપૂર્વક ગોષ્ઠિક થયો-અર્થાત્ દેરાસરના વ્યવસ્થાપક તરીકેનુ કામ કરવા લાગ્યો. ૮૪ પછી તે શ્રેષ્ઠીને '**આજડ**' નામનો એક પુત્ર થયો કે જે સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલા ચંદ્રમાની પેઠે પોતાની સર્વ કળાઓના વિસ્તારથી પૃથ્વીમાં સર્વને આનંદ પમાડવા લાગ્યો. ૮૫ વળી તે **આજડ** શ્રીપાર્શ્વનાથના દેરાસરમાં, પૌષધશાળામાં તથા પોતાના ગુરુઓ પાસે આદરપૂર્વક ભક્તિભાવ કરવા લાગ્યો. ૮૬ પોતાનો પિતા જ્યારે મરણ પામ્યો, ત્યારે **આજડ** તેમને સ્થાનકે આવ્યો અને લોકોમાં અધિકાધિક માન્ય થયો. ૮૭ જેમ પૂર્વાચલ ઉપર સૂર્ય ઉદય પામે તેમ, એ **આજડ** પણ સાર અસાર વસ્તુનો જગતમાં પ્રકાશ પાડતો તથા લોકોનો નિરંતર ઉપકાર કરતો પ્રતિદિન અભ્યુદય પામવા લાગ્યો. ૮૮ તેણે ઉપકેશ ગચ્છના પાર્શ્વનાથના

દેરાસરમાં એકવીશ આંગળની શ્રીઆદિનાથ ભગવાનની પ્રતિમાને મૂળ-નાયકજી તરીકે તથા તેમના પરિવારમાં એકસો સિત્તેર બીજી પ્રતિમાઓને તૈયાર કરાવી અને તેઓ સર્વની શ્રીદેવગુપ્તસૂરી પાસે વિધિ પ્રમાણે પ્રતિષ્ઠા કરાવી. વળી એક નવુ દેરાસર કરાવીને તેમા કેટલીએક પ્રતિમાઓ બેસાડી અને તેના આગળના ભાગમાં અતિવિશાળ એક મંડપ બધાવ્યો. ૮૯-૯૧ એ પ્રમાણે નિરંતર ધર્મકાર્યોમાં પ્રવૃત્તિ કર્યા કરતો હતો તેવામાં અનુક્રમે એને "ગોસલ" નામનો એક પુત્ર ઉત્પન્ન થયો, ૯૨ તેને એના પિતાએ સારા ઉપાધ્યાય પાસે સમગ્ર કળાઓ ભણાવ્યો, જેથી તે અલ્પકાળમાં જ વિદ્વાનોના સમૂહમા અગ્રેસર થયો. ૯૩ પછી તેને "ગુણમતી" નામની એક કન્યા સાથે પરણાવ્યો, કે જે કન્યા રૂપ તથા યૌવનથી યુક્ત હતી અને કુળ તથા શીલના ગુણથી સંપન્ન હતી. ૯૪ તે બન્ને સ્ત્રી-પુરુષનાં ચિત્ત પ્રીતિભાવથી એટલા ભાવિત-વાસિત બની ગયાં કે જેથી તેઓનો કેટલોક કાળ સુખચેનમાં જ ચાલ્યો ગયો. ૯૫ તે પછી એક દિવસે **આજડે** પોતાના આયુષનો અંત આવેલો જાણી દેવગુપ્તગુરુને પોતાની પાસે બોલાવ્યા અને તેમની આગળ આવી વિનતિ કરી,૯૬ "હે પ્રભુ ! આપ મારા પૂજ્ય છો અને તેથી હુ આપને પૂછું છું કે, આ (મરણ) સમયે શ્રાવકોએ જે કંઇ પોતાનું આત્મસાધન કરવું જોઇએ, તેનો આપ મને તારવા માટે ઉપદેશ કરો" ૯૭ તે સાભળી આચાર્ય મહારાજે મિથ્યાદુષ્કૃતપૂર્વક સિદ્ધાન્તમાં કહેલી શુદ્ધ આરાધના વિધિ પ્રમાણે તેની પાસે કરાવી. ૯૮ પછી તે સત્પુરુષે ચારે પ્રકારના સંઘ પાસે ક્ષમા માગી તેમજ સર્વ જીવોને ( મન, વચન અને કાયા-એમ ) ત્રણ પ્રકારે ખમાવ્યા. ૯૯ પછી સાતે ક્ષેત્રમાં ધનનો વ્યય કરવા માટે પોતાના પુત્રને તેણે શિખામણ આપી અને પોતાના બંધુઓને પોતાનું ધન વહેંચી આપી શુદ્ધ

ધ્યાન કરવામાં તે તત્પર થયો; ચતુ શરણુને આશ્રય કરી તે બુદ્ધિમાન શ્રેષ્ઠીએ અનશન ગ્રહણુ કર્યું, પંચ પરમેષ્ઠિ નમસ્કારનો ઉચ્ચાર કરવા માંડ્યો તથા ભવ્ય જીવોના મુખથી તેનું શ્રવણુ પણ કરવા માંડ્યું. એ રીતે શુદ્ધ ધ્યાન કરીને પોતાના પવિત્ર ઘરનો તથા દેહનો ત્યાગ કરી તે સ્વર્ગે ગયો. ૧૦૦-૧૦૨ તેના પુત્ર ગોસલે પણ પિતાના મૃત્યુનો ઉત્સવ કરી નગરવાસીઓનાં સર્વ કાર્યો સાધવા માંડ્યા અને નિરાકુળપણે કાળ વ્યતીત કરવા માંડ્યો. ૧૦૩ તેની સ્ત્રી ગુણુમતી, કે જે ઘણીજ ભાગ્યશાળી હતી તેણે લોકને આનંદ આપનારા અનુક્રમે ત્રણ પુત્રોને જન્મ આપ્યો. જેમ મનુષ્યોના કંઠની શક્તિ ત્રણ સ્વરોને ઉત્પન્ન કરે છે તેમ, ૧૦૪ એ ત્રણ પુત્રામાં પહેલો ‘આસાધર’ નામનો હતો, બીજો ‘દેસલ’ નામનો હતો અને ત્રીજો ‘લાવણ્યસિંહ’ નામનો હતો. આ ત્રીજો પુત્ર અવસ્થાપરત્વે સૌથી નાનો હતો પણ ગુણોમાં સૌના કરતાં શ્રેષ્ઠ હતો. ૧૦૫ જેમ તક્ષક નાગ પોતાની ત્રણ ફણાએ વડે લોકોમાં અસહ્ય ગણાય છે તેમ, ગોસલ પણ પોતાના એ ત્રણ પુત્રો વડે લોકોમા અસહ્ય થઇ પડ્યો અને બીજા શ્રીમતોમાં પણ મુખ્ય થઇ પડ્યો. ૧૦૬ પછી પિતાએ એ ત્રણે પુત્રાને રત્નશ્રી, ભોલિકા અને લક્ષ્મી નામની ત્રણ કન્યાઓ અનુક્રમે પરણાવી. ૧૦૭ એ ત્રણે પુત્રા હમેશાં પોતાની આજ્ઞામાં રહેતા હતા, જેથી તેઓની સહાયને લીધે ગોસલ શ્રેષ્ઠી સુખેથી પોતાનો કાળ વ્યતીત કરવા લાગ્યો. ૧૦૮ એ રીતે કેટલોક કાળ ગયો તે પછી કર્મના યોગને લીધે ગોસલ શ્રેષ્ઠી અનુક્રમે નિર્ધન બની ગયો, અને બનવા જોગ પણ છે. કેમકે લક્ષ્મી, જે પોતાના ઘરરૂપ કમળમાં પણ સ્થિર રહેતી નથી, તે કોઇ મનુષ્યને ત્યાં શું સ્થિર રહી શકે ? ૧૦૯ તે પછી અલ્પસમૃદ્ધિવાળો થયેલો ગોસલ પણ પોતાના આયુષનો ક્ષય થયો, ત્યારે પાપબુદ્ધિ

રહિત થઇને સમાધિ વડે મૃત્યુ પામ્યો. ૧૧૦ એ સમયે તેનો પહેલો પુત્ર આસાધર નાની વયનો હતો છતાં પણ પોતે અપારબુદ્ધિવાળો હોવાથી ઘરના ભારને તેણે ઉપાડી લીધો. ખરૂં છે કે, ધૂંસરી ધારણ કરવાને યોગ્ય થયેલો બળદ શું વયની દરકાર રાખે છે ? ૧૧૧ એક દિવસે આસાધરે પોતાની જન્મપત્રિકા દેવગુપ્તસૂરિને બતાવી અને પ્રશ્ન કર્યો કે, " હે પ્રભુ ! હું ધનવાન થઇશ કે નહિ ? " ત્યારે આચાર્યે વિચાર કરીને કહ્યું કે, " હે ભદ્ર ! તું અલ્પસમયમાં જ અપાર ધનનો સ્વામી થઇશ, પણ તેં મેળવેલા ધનને જો તુ ધર્મ-કાર્યમાં નહિ વાપરે તો એ ધન પોતાની મેળે તારી પાસેથી ચાલ્યું જશે. માટે તું અવિનાશી પુણ્ય કર્મ કરજે. " ૧૧૨–૧૧૪ તે સાંભળી આસાધરે પ્રણામ કરીને ગુરુને કહ્યું કે, "હે પ્રભુ ! મને જો ધન પ્રાપ્ત થશે તો ધર્મ વિના બીજે કોઇપણ સ્થળે તેનો હું વ્યય કરીશ નહિ. " ૧૧૫આવી પ્રતિજ્ઞા કરીને તે સત્યપુરુષ, તે દિવસથી આરંભી જે કંઇ અલ્પ ધન પણ સપાદન કરતો હતો તે સર્વને ધર્મમાં અર્પણ કરી દેતો હતો.૧૧૬ એક દિવસે તે, શ્રીદેવગુપ્તસૂરિને વાંદવા માટે પુણ્યરૂપ હાથીની શાળા સમાન પૌષધશાળામાં ગયો.૧૧૭ તે વખતે ગુરુમહારાજ દેવવંદન કરતા હતા. તેમને વાંદીને ગુરુસેવાની ઇચ્છાથી તે ત્યાં બેઠો.૧૧૮ તે વેળા બીજા સાધુઓ ભિક્ષા લેવા માટે જ્યારે બહાર ગયા, ત્યારે કોઇ એક સાત વર્ષની કન્યા રમતી રમતી એક-દમ વેગથી ઉપાશ્રયમાં આવી,૧૧૯ એટલે તેજ સમયે સત્યકા નામની દેવી તે કન્યાના શરીરમા દાખલ થઇ, ત્યારે આચાર્ય મહારાજે પોતાના મનમાં જે જે અર્થો ચિંતવ્યા હતા તે સર્વ તે દેવીને પૂછ્યા અને તેણે તેના સર્વ ઉત્તરો પણ કહ્યા.૧૨૦ પછી આશાધરે પણ ગુરુને નમન કરી પૂછ્યુ કે, " મને ધન પ્રાપ્ત થશે અથવા નહિ થાય, તે વિષે પણ આપ દેવીને પૂછો."૧૨૧ ત્યારે ગુરુની પ્રેરણાથી તે જગદી-

શ્વરીએ કહ્યું કે, " થોડાજ દિવસમાં આને પુષ્કળ ધન પ્રાપ્ત થશે. પરંતુ આને સદા દક્ષિણ દિશામાંથીજ લાભ થશે, ઉત્તર, પૂર્વ કે પશ્ચિમ દિશામાંથી કદી લાભ થશે નહિ. " એમ કહીને તે સત્યકાદેવી ત્યાંથી અંતર્ધાન થઇ ગઈ એટલે આચાર્ય મહારાજે આશાધરના મસ્તકપર અમંગળનો નાશ કરનાર વાસક્ષેપ છાંટચો.[૧૨૨-૧૨૪] તે પછી સાધુ આશાધરે દેવની વાણી ઉપરથી કુટુંબીઓની સાથે જવું-આવવું કરીને કેટલોક સતત વ્યવહાર ( વેપાર-રોજગાર ) ચાલુ કર્યો.[૧૨૫] અને અનુક્રમે વેપાર કરતાં કરતાં મંદરાચલથી મથન કરેલા દક્ષિણ દિશાના સમુદ્રમાં તેણે લક્ષ્મી સંપાદન કરી.[૧૨૬] પછી પૂર્વે કહેલાં ગુરુનાં વચનનું સ્મરણ કરી તે સ્વચ્છ અંતઃકરણવાળા આશાધરે, પોતાના ધનનો સાતે ક્ષેત્રોમાં વ્યય કરવા માંડચો.[૧૨૭] અને પછી તો તે લક્ષાધિપતિ બની ગયો, એક દિવસે તેણે શ્રીદેવગુપ્તસૂરિને વિનંતિ કરી કે, " આપ શરીરે હવે અશક્ત થયા છો અને વૃદ્ધાવસ્થાથી ઘેરાયા છો-વૃદ્ધ થયા છો,માટે તમે બીજા કોઇને આચાર્ય પદપર સ્થાપિત કરો. હું, મારા વૈભવપ્રમાણે તેમાં ધનવ્યય કરીશ. [૧૨૮-૧૨૯] તે સાંભળી આચાર્યમહારાજે કહ્યું કે, હે સત્પુરુષ ! આ ગચ્છની તેવી મર્યાદા નથી. સત્યકાદેવીની આજ્ઞા વિના આ ગચ્છમાં બીજાને ગુરુ (આચાર્ય) કરી શકાય નહિ.[૧૩૦] જ્યારે તે દેવી પોતેજ અમને આદેશ આપશે ત્યારે અમે કોઇને આચાર્ય કરીશું, તે વિના નહિ[૧૩૧] તે સાંભળી આશાધરે પૂછયું કે, " બીજા એક એક ગચ્છમાં ઘણા આચાર્યો કરવામાં આવે છે, તો પછી આપણા ગચ્છમાં એકજ આચાર્ય કેમ હોય ?[૧૩૨] માટે હે પૂજ્ય મહારાજ ! આપણા ગચ્છની સ્થિતિ કંઇક અંશે હમણાં મને સંભળાવો. કેમકે એ વૃત્તાંત જાણ્યા વિના મનુષ્ય મૂઢ જેવો બની જાય છે. "[૧૩૩]

ગુરુમહારાજ બોલ્યા:—"એ સમગ્ર વૃત્તાંત કહેવા માટે હું સમર્થ નથી, તોપણ સંક્ષેપમાં તને એ વૃત્તાંત કહું છું, સાંભળ.[૧૩૪]

## ઊકેશ ગચ્છની સ્થિતિ.

આજ અવસર્પિણીમાં ત્રેવીસમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથના શિષ્ય શુભદત્ત નામના ગણધર થઇ ગયા છે. [૧૩૫] તેમને 'કેશિ' નામના એક શિષ્ય હતા, જેમણે પ્રદેશિ રાજાને બોધ આપી નાસ્તિકધર્મમાંથી જૈનધર્મમાં આણ્યો હતો. [૧૩૬] તેમના શિષ્ય સ્વયપ્રભસૂરિ થયા. એક દિવસે તે મુનીશ્વર, વિહાર કરતા કરતા શ્રીશ્રીમાલ નગરમાં આવ્યા અને તે નગરના ઉદ્યાનમાં માસકલ્પ રહ્યા. ત્યાં અનેક ભવ્ય જીવો સંસારરૂપ વૃક્ષનો નાશ કરવા માટે સતત તેમનું ઉપાસન કરવા લાગ્યા. [૧૩૭–૧૩૮] હવે તેજ સમયે વૈતાઢ્યપર્વતમાં મણિરત્ન નામનો એક પ્રખ્યાત વિદ્યાધરરાજા,તે વિદ્યાધરોના ઐશ્વર્યનું પાલન કરી રહ્યો હતો—અર્થાત્ ત્યાં રાજ્ય કરી રહ્યો હતો. [૧૩૯] એક દિવસે તે દક્ષિણ દિશામાં આવેલા આઠમા દ્વીપમાં 'નિત્યપ્રકાશિત અંજન'પર્વત પર રહેલા શાશ્વતા તીર્થંકરોને વાંદવાની ઇચ્છાથી એક લાખ વિમાનો સાથે આકાશ માર્ગે જતો હતો. તેવામાં નીચે પાંચસો સાધુઓ સહિત સ્વયંપ્રભસૂરિને તેણે જોયા.[૧૪૦–૧૪૧] તુરતજ તેણે વિચાર કર્યો કે, 'જંગમતીર્થનું કદી ઉલ્લંઘન કરવું નહિ.' આવો વિચાર કરી આકાશમાંથી તે નીચે ઉતર્યો અને ભક્તિપૂર્વક પ્રણામ કરી દેશના સાંભળવાની ઇચ્છાથી ત્યાં બેઠો. [૧૪૨] આચાર્ય મહારાજે પણ સંસારની અસારતાને જણાવનારી એવા પ્રકારની દેશના આપી કે જેથી તેની બુદ્ધિ સંસારમાથી વિરક્ત થઇ.[૧૪૩] તેણે પોતાના પુત્રને રાજ્યાસને બેસાડી, સ્વજનોની રજા લઇ પાચસો વિદ્યાધરોની સાથે દીક્ષા લીધી. [૧૪૪] અનુક્રમે તે ગીતાર્થ થયો એટલે આચાર્યમહારાજે તેને પોતાના

સ્થાન ઉપર સ્થાપિત કર્યો—આચાર્યપદ અર્પણ કર્યું. પછી પાંચસો મુનિઓની સાથે તે પૃથ્વીપર વિહાર કરવા લાગ્યા.[૧૪૫] એક દિવસે ઊકેશ નગરમાં આચાર્યમહારાજ સમવસર્યા; પણ ત્યાંના કોઇ મનુષ્યે આચાર્યમહારાજ ત્યાં રહ્યા છતાં તેમને વંદન આદિ કર્યું નહિ.[૧૪૬] એટલે આચાર્યમહારાજનું તે અપમાન થયેલું જોઇ શાસનદેવીએ શાસનનું માન જાળવવા ખાતર તેની ઉન્નતિ કરવાનો મનમાં વિચાર કર્યો.[૧૪૭] બીજી તરફ એજ નગરમાં ઊહડ નામનો એક શ્રેષ્ઠી રહેતો હતો. તે ઘણોજ પુણ્યશાળી હોઇને પુણ્ય સંપાદન કરવા માટે કૃષ્ણનુ અનુપમ મદિર કરાવી રહ્યો હતો.[૧૪૮] પણ શાસનદેવીએ તે મદિરમાં મૂળનાયક તરીકે બેસાડવાને શ્રીવીરભગવાનની નવી પ્રતિમા તેજ શ્રેષ્ઠીની ગાયના દૂધવડે તૈયારી કરવા માંડી.[૧૪૯] શ્રેષ્ઠીની તે ગાય, કે જે ઘડા જેવડા મોટા આઉવાળી હતી તે સાયંકાળે ગાયોના ટોળામાંથી નીકળી જઇને 'લાવણ્યહૃદ' નામના પર્વતમાં નિત્ય પોતાનું દૂધ સ્ત્રવી આવવા લાગી.[૧૫૦] શ્રેષ્ઠીએ દૂધના અભાવનુ કારણ એક દિવસે ગોવાળને પૂછ્યું એટલે ગોવાળે બરાબર નિશ્ચય કરીને તે વાત શ્રેષ્ઠીને કહી અને પ્રત્યક્ષ સિદ્ધ કરી દેખાડી.[૧૫૧] તે પછી શ્રેષ્ઠીએ સમગ્ર દર્શનના બ્રાહ્મણોને બોલાવીને પોતાની ગાયના દૂધને સ્ત્રવી જવાના સબંધમાં પૂછ્યું, ત્યારે તેઓએ પણ જૂદીજૂદી અનેક રીતે તેનું કારણ કહ્યું;[૧૫૨] પણ પરસ્પર ભિન્ન થયેલા તેઓના ભાવાર્થને લીધે શ્રેષ્ઠીનું મન સંશયાકુળ થયું, અને તેની તેજ સ્થિતિમાં લગભગ પાંચ મહિના ઉપર કેટલાએક દિવસો વીતી ગયા[૧૫૩] પેલી તરફ, ત્યાં આવેલા સૂરિ પણ એક માસકલ્પ ત્યાં કરીને બીજી તરફ ચાલ્યા ગયા હતા, પણ પાછળથી એક ચાતુર્માસ બીજે સ્થળે રહોને તેજ સૂરિ પાછા ત્યાં આવ્યા.[૧૫૪] શ્રેષ્ઠીએ જાણ્યું કે એક સૂરિ નગરના ઉદ્યાનમાં આવીને રહ્યા છે, જેથી તે આચાર્ય પાસે આવ્યો અને પોતાનો સંદેહ તેમને

પૂછ્યો.[૧૫૫] સૂરિએ તેનું શુભ પરિણામ જાણી લીધું અને સ્પષ્ટ-રીતે તે શ્રેષ્ઠીને તેમણે કહ્યું કે, "જા, તારા સંશયને હું અવશ્ય દૂર કરીશ."[૧૫૬] સૂરિના એ વાક્ય ઉપર શ્રદ્ધા રાખીને પેલો શ્રેષ્ઠી ઉતાવળો ઉતાવળો પોતાને ઘેર ગયો અને પાછળથી સૂરિએ પણ ધ્યાન કર્યું જેથી શાસનદેવી ત્યાં આવી પહોંચી.[૧૫૭] દેવીએ આ પ્રમાણે વિનતિ કરી કે, "હે પ્રભુ! વીરજિનેશ્વરની નવી પ્રતિમા હું તૈયાર કરી રહી છું, તે ૭ મહિનામાં તૈયાર થશે."[૧૫૮] પછી આચાર્ય મહારાજે કહ્યું કે, "હે દેવિ! તું પોતે એ શ્રેષ્ઠીની આગળ પ્રત્યક્ષ થઇને આ સર્વ વૃત્તાંત તારા સ્વમુખે, જેવુ હોય તેવુ, તેની પાસે કહી સંભળાવ."[૧૫૯] પછી તે દેવી પણ ગુરુની આજ્ઞા પ્રમાણે ત્યાં જઈને નિદ્રામાંથી જાગ્રત થયેલા આશ્ચર્યયુક્ત મનવાળા શ્રેષ્ઠીને પ્રત્યક્ષસ્વરૂપે કહેવા લાગી કે,[૧૬૦] "હે શ્રેષ્ઠિ! હુ શાસનદેવી પોતે, ગુરુની આજ્ઞાથી તારી ગાયના દૂધસ્રાવનું કારણ કહેવા માટે અહીં આવી છુ. માટે તું સાવધાન થઇને સાંભળ[૧૬૧] તારી ગાયના દૂધથી હું શ્રીવીરભગવાનની નવી પ્રતિમા તૈયાર કરી રહી છુ; માટે પાપના સ્થાનરૂપ સદેહને તુ કરીશ મા."[૧૬૨] એમ કહીને તે દેવી ત્યાથી અંતર્ધાન થઇ ગઈ એટલે મોહવશ થયેલો તે શ્રેષ્ઠી પણ પ્રાત:કાળે ગુરુની પાસે જઇને ગુરુના ચરણમાં વંદન કરી ત્યાં બેઠો.[૧૬૩] પછી તેણે બે હાથ જોડી રાત્રે શાસનદેવીએ જે કંઇ કહ્યું તે વિષે આવો પ્રશ્ન પૂછ્યો[૧૬૪] "જો કે શાસનદેવીએ જે પ્રમાણે કહ્યું છે તે તે પ્રમાણેજ હશે, તોપણ તે સર્વ વૃત્તાંત આપ મને કહો." પછી ગુરુએ જે વૃત્તાંત બન્યું હતું તે સર્વ તેને કહી સંભળાવ્યુ.[૧૬૫] તે સમયે શ્રેષ્ઠીએ ગુરુને વિનતિ કરી કે, "હે પ્રભુ! આપ મારી સાથે ચાલો. આપણે વીરજિનેશ્વરની પ્રતિમાને હવે બહાર કાઢીએ."[૧૬૬] ત્યારે સૂરિએ પણ કહ્યું કે, એ પ્રતિમા જો કે પૂર્ણ થઇ છે

તોપણ શરદ્‌ઋતુના આ સાત દિવસ તું શોભી જા, તે પછી શુભ મુહૂર્તે આપણે તેને લાવીશું." ૧૬૭ તે સાંભળી શ્રેષ્ઠીએ કહ્યું કે, આપ મારા પૂજ્ય છો અને આચાર્ય છો માટે આપનું વચન તથા આદેશ તેજ શુભ મહૂર્ત છે, તો હવે મારી પ્રાર્થનાને આપ સત્વર પૂર્ણ કરો. ૧૬૮ આવા પ્રકારના શ્રેષ્ઠીના અતિઆગ્રહથી ચંચળતા રહિત એવા પણ પૂજ્ય આચાર્યમહારાજે શ્રેષ્ઠીને સાથે લઇ જ્યાં શ્રીવીરભગવાનની મૂર્તિ હતી ત્યાં ગયાં. ૧૬૯ તે સ્થળે સુવર્ણનો સાથીઓ તથા પુષ્પો જોઇને શ્રેષ્ઠીએ પોતે પૃથ્વીને ખોદી અને જિનભગવાનને બહાર કાઢયા. ૧૭૦ પછી જેમના હૃદયસ્થાનમાં લીંબુના ફળ સમાન બે ગાંઠો શોભી રહી હતી તે શ્રીવર્ધમાન જિનેશ્વરને શ્રેષ્ઠી, આનંદપૂર્વક પોતાના દેવમંદિરમાં લઈ ગયો. ૧૭૧ અને પછી પવિત્રબુદ્ધિવાળા તે શ્રેષ્ઠીએ પ્રતિષ્ઠાનાં શુભ લગ્નો શોધાવીને તેમાંથી જે લગ્ન સર્વ પ્રકારના દોષોથી રહિત હતુ તે એક લગ્ન (મુહૂર્ત) નો નિશ્ચય કર્યો. ૧૭૨ માઘમાસના શુકલપક્ષની પૂર્ણા–પંચમી તિથિને દિવસે બ્રાહ્મમુહૂર્તમાં ગુરુવાર અને ધન લગ્ન હતુ ત્યારે, શ્રેષ્ઠી આચાર્યમહારાજના કહેવા પ્રમાણે વિધિપૂર્વક પ્રતિષ્ઠાની સર્વ સામગ્રીઓ એકઠી કરવામાં રોકાયો કે તેજ સમયે કોરંટક નગરથી સંઘની વિનતિ લઇને કેટલાએક શ્રાવકો ઉતાવળા ઉતાવળા આવ્યા અને તેઓએ આચાર્યમહારાજના ચરણમાં વંદન કર્યું. ૧૭૩–૧૭૫ પછી તેઓએ વિનતિ કરી કે, "હે પૂજ્ય મહારાજ ! શ્રેષ્ઠ કોરટક નગરમાં સંઘે, શ્રીવીરભગવાનનું નવું મંદિર તથા નવી પ્રતિમા તૈયાર કરાવેલ છે, ૧૭૬ માટે તેની પ્રતિષ્ઠા કરવા સારૂ સંઘે આપને વિનંતિ કરી છે, તો હે ભગવાન્ ! તે ઉપર લક્ષ્ય આપી આપ પ્રસન્ન થાઓ અને ત્યાં પધારી અમારા મનોરથો પૂર્ણ કરો." ૧૭૭ તે વિનતિ સાંભળી આચાર્ય મહારાજે વિચાર કર્યો કે, જે મુહૂર્ત અહિં નક્કી કર્યું છે

તેજ મુહૂર્ત ત્યાંને માટે પણ યોગ્ય છે." પછી મહાબુદ્ધિમાન આચાર્યમહારાજે શ્રાવકો પ્રત્યે કહ્યુ કે, "હે ભવ્યો! અમારૂં આવવું કેમ બની શકે? કેમકે જે લગ્ન અહિં નક્કી કર્યું છે તેજ લગ્ન ત્યાંને માટે પણ શુદ્ધ છે, બીજું કોઈ શુદ્ધ નથી. માટે અહીંનું કામ પડતું મૂકીને બીજે સ્થળે કેમ જઇ શકાય? ૧૭૯ તે સાંભળી પેલા શ્રાવકો ખેદ પામ્યા અને શરમીંદા બની ગયા; એટલે વળી પણ તેઓ સામે જોઇને આચાર્યમહારાજ બોલ્યા કે, "હે સુજ્ઞ પુરુષો તમે વ્યર્થ ખેદ પામો મા. ૧૮૦ જો કે મારો દેહ એકજ છે અને અહીં લગ્ન પણ છે, તેથી એકી સાથે બને લગ્નો સાચવી શકાય નહિ પણ અહીંનું કામ સિદ્ધ કરીને હું આકાશ માર્ગે ત્યાં અવશ્ય આવીશ. ૧૮૧ તમારે એક નિશ્ચય કરીને પ્રતિષ્ઠાની સામગ્રી તૈયારજ રાખવી, જેથી તેજ લગ્નમાં સંઘની ઇચ્છા હું પૂર્ણ કરીશ." ૧૮૨ તે પછી અત્યંત વૃદ્ધિ પામેલા આનંદવાળા તે શ્રાવકો, આચાર્ય મહારાજને વંદન કરી પોતાને નગર ગયા અને સત્વર સંઘને તેઓએ ખબર આપી. ૧૮૩ જેથી સંઘે પણ માઘમાસમાંજ સર્વ શ્રાવકોદ્વારા વિધિપ્રમાણે પ્રતિષ્ઠાની સામગ્રી એકઠી કરી. ૧૮૪ તે પછી શ્રીમાન્ ઉપકેશ નગરમાં વીરભગવાનની વિધિપ્રમાણે પ્રતિષ્ઠા કરીને શ્રીરત્નપ્રભસૂરિ, આકાશ માર્ગે કોરટક નગરમાં ગયા અને ત્યાં તેજ ધન લગ્નમાં ઉત્તમ પ્રકારે પ્રતિષ્ઠા કરી. ૧૮૫-૧૮૬ એ રીતે શ્રીમહાવીર ભગવાનના નિર્વાણ પછી સિત્તેર વર્ષ ગયા પછી ઊકેશનગરમાં શ્રીવીરભગવાનની ઉત્તમ સ્થિર સ્થાપના થઇ હતી. ૧૮૭ પછી ફરી પણ આકાશ માર્ગે ઉપકેશ નગરમાં પાછા આવી આચાર્યમહારાજે, જિનભગવાનની સ્નાત્રક્રિયા તથા પૂજનક્રિયા વગેરે કેમ કરવી, તે શ્રેષ્ઠીને સમજાવ્યું. ૧૮૮ એ પ્રમાણે અનુક્રમે ઊહડ શ્રેષ્ઠી જિનધર્મને તથા શુદ્ધસમ્યકત્વને ધારણ કરનારો થયો હતો અને તેનો

પરિવાર પણ તેના જેવોજ ધાર્મિક બન્યો હતો. ૧૮૯ શ્રીરત્નપ્રભસૂરિ પણ ત્યાં આવી આવીને ઘણી વાર માસકલ્પ રહેતા હતા, જેથી તેમના અનેક માસકલ્પ ત્યાં થયા હતા. ૧૯૦ પૂજ્ય શ્રીરત્નપ્રભસૂરિએ ત્યાં રહી રહીને વાણીઆઓના અઢાર હજાર સંઘોને બોધ આપ્યો હતો. ૧૯૧ એક દિવસે આચાર્યમહારાજે શ્રાવકોને કહ્યું કે, "તમે આ ચંડિકા દેવીનું પૂજન કરો મા. કેમકે પ્રાણીઓનો ઘાત કરીને તે હમેશાં પાપિણી થયેલી છે." ૧૯૨ તે સાંભળી શ્રાવકોએ કહ્યું કે, "હે પ્રભુ આ દેવી ચમત્કારી છે. જો અમે તેનું પૂજન ન કરીએ તો તે અમારા કુટુંબનો તથા અમારો નાશ કરી નાખે". ૧૯૩ ત્યારે આચાર્યમહારાજે કહ્યું કે, "હુ તમારી રક્ષા કરીશ." પછી સર્વ શ્રાવકો દેવીનું પૂજન કરતા બંધ થયા એટલે તે દેવી ગુરુમહારાજ ઉપર કોપી ઉઠી ૧૯૪ તેણે નિરંતર ગુરુમહારાજ માટે લાગ જોવા માંડયો. એક દિવસે સાયંકાળના સમયે ગુરુમહારાજ ધ્યાન રહિત અવસ્થામાં બેઠા હતા ત્યારે તે દેવીએ તેમના નેત્રોમાં પીડા કરી ૧૯૫ ગુરુમહારાજ પોતાના જ્ઞાનવડે તે જાણી ગયા કે આ કામ દેવીનુંજ છે. પછી તેમણે દેવીને એવી તો જકડી બાંધી કે જેથી ખીલાઓથી જડી દીધેલા શરીરની પેઠે તેને પીડા થવા લાગી. ૧૯૬ તે પોકારી ઉઠી કે, "હે સ્વામિન્! અજ્ઞાનભાવને લીધે મે આપનો અપરાધ કર્યો છે, માટે ક્ષમા કરો. હુ ફરી આ પ્રમાણે કદી નહિ કરું, પ્રસન્ન થાઓ." ૧૯૭ તે વેળા આચાર્યમહારાજે તેને પૂછ્યુ કે, "તેં ક્રોધ કેમ કર્યો હતો?" ત્યારે તે બોલી કે મારા સેવકોની તમે રક્ષા કરી હતી, તેથી મેં ક્રોધ કર્યો હતો. ૧૯૮ પછી આચાર્યમહારાજે પૂછ્યું કે, "તને શું ઇષ્ટ છે? ત્યારે તેણે કહ્યું કે, "મને તો કડડા મડડા એટલે માંસ પ્રિય છે." તે સાંભળી ગુરુમહારાજે કહ્યુ કે, "હે દેવિ! તુ જો મારૂં વચન કરીશ તો હું તારૂં પ્રિય કરીશ." પછી દેવીએ કહ્યું કે, "હે પ્રભુ! મને મારૂં

પ્રિય મળશે એટલે અવશ્ય હું તમને વશ થઈશ અને તમારી ઇચ્છા સત્વર પૂર્ણ કરીશ." આમ બોલતી દેવીને આચાર્યમહારાજે કહ્યું કે, "હે દેવિ ! તારે તારા પ્રતિજ્ઞાવચનમાં સદા સ્થિર રહેવું. હું તને કડડા મડડા (તેવા અનુકરણ શબ્દો) આપીશ. તેમાં તારે આનંદ માનવો." ૧૯૯-૨૦૧ તે પછી ગુરુમહારાજના એ વચનનો સ્વીકાર કરી દેવી તત્કાળ અંતર્ધાન થઇ ગઇ અને પછી ગુરુમહારાજે પણ સર્વ શ્રાવકોને એકઠા કર્યા. ૨૦૨ શ્રાવકો બધા એકઠા થયા એટલે તેઓની આગળ આચાર્યમહારાજે કહ્યું કે, "હે શ્રાવકો ! ઉત્તમ સુંવાળી પૂરી વગેરે પકવાન્ન તૈયાર કરાવો અને દરેક ઘેર કપૂર, અગર તથા કસ્તુરી વગેરે સુગંધી પદાર્થો એકત્ર કરો તેમજ પુષ્પો પણ સાથે લ્યો. એ પ્રમાણે બધુ કર્યા પછી સત્વર તમે પૌષધશાળામાં આવો એટલે આપણે સંઘની સાથે ચંડિકાને મંદિરે જઇએ." ૨૦૩-૨૦૫ પછી પૂજાની સામગ્રી લઇ શ્રાવકો પૌષધશાળામાં આવ્યા એટલે આચાર્ય મહારાજ તેઓની સાથે દેવીને મંદિરે ગયા. ૨૦૬ ત્યાં જઇને દ્વારમાં ઉભા રહી આચાર્યમહારાજે શ્રાવકોની સાથે દેવીની પૂજા કરી અને બોલ્યા કે, "હે દેવી ! હુ તારૂં ઇચ્છિત તને આપું છું, તેને તુ ગ્રહણ કર." ૨૦૭ એમ કહી પોતાની બન્ને બાજુ રહેલાં પકવાનથી ભરેલાં બે કુડાઓને બન્ને હાથ વડે કડડ મડડ કરતાં ભાંગી નાખ્યાં અને પછી કહ્યું કે, "હે દેવિ ! તું તારૂં ઇષ્ટ ગ્રહણ કર." ૨૦૮ તે વેળા પ્રત્યક્ષ સ્વરૂપે આચાર્ય આગળ ઉભી રહેલી દેવી બોલી કે, "મને પ્રિય કડડા મડડા તે આ નહિ પણ બીજાં છે." ૨૦૯ ગુરુ મહારાજ બોલ્યા, "એ તારે કે મારે લેવા-દેવા યોગ્ય નથી. હે દેવિ ! માંસભક્ષક તો રાક્ષસોજ હોઇ શકે પણ દેવો તો અમૃતનુ જ ભોજન કરનારા છે. ૨૧૦ માટે સર્વ શ્રેષ્ઠ જીવદયા ધર્મનોજ કેવળ તું આશ્રય કર." પછી તે દેવી

ગુરુએ કહેલા એ ધર્મનો બોધ પામી, તેનો સ્વીકાર કરી બોલી કે, “ હું આપની સેવા કરવા તત્પર છું. યોગ્ય સમયે આપે મારું સ્મરણ કરવું અને દેવતાવસર સમયે મને ધર્મલાભ આપવો ૨૧૧-૨૧૨ વળી કંકુ, નૈવેદ્ય તથા પુષ્પ વગેરેથી ઉદ્યમી એવા શ્રાવકો દ્વારા તમારે મારી સાધર્મિકની પેઠે પૂજા કરાવવી.” ૨૧૩ તે સમયે દીર્ઘ-દૃષ્ટિવાળા શ્રીરત્નપ્રભસૂરિએ વિચાર કરીને દેવીના તે વાકયનો સ્વીકાર કર્યો, કેમકે સત્પુરુષો હમેશાં ગુણગ્રાહી હોય છે. ૨૧૪ એ રીતે એ દેવી, પોતાની પ્રતિજ્ઞાને સત્ય કરી પાપનો નાશ કરનારી થઇ તેથી તેનું “સત્યકા” એવું નામ જગતમાં પ્રસિદ્ધ થયુ. ૨૧૫ પ્રભુ શ્રીરત્નપ્રભસૂરિએ પણ એ રીતે સર્વત્ર વિહાર કરીને સવા લાખથી વધારે શ્રાવકોને બોધ આપ્યો હતો. ૨૧૬ પછી તે આચાર્ય-મહારાજ, શ્રીમહાવીરના નિર્વાણથી પંચાશીમે વર્ષે પોતાના ગુરુ પાસેથી આચાર્ય પદ પ્રાપ્ત કરીને તે પછી અઢાર વર્ષે ઊકેશ તથા કોરટક નગરમાં શ્રીમહાવીર સ્વામીની બે પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરીને, ચામુંડા દેવીને પ્રતિબોધીને, સવા લાખથી કંઇક વધારે શ્રાવકોને બોધ આપી, શાસ્ત્રોક્ત રીતિ પ્રમાણે અતિચારરહિત ચારિત્ર પાળીને તથા યક્ષદેવ નામના આચાર્યને પોતાના સ્થાન ઉપર સ્થાપીને પોતાના ચોરાશી વર્ષના આયુષના અંતે સ્વર્ગમાં ગયા. ૨૧૭-૨૨૦ તે પછી પૂર્વાચલ ઉપર જેમ સૂર્ય પ્રકાશે તેમ, યક્ષદેવ નામના સૂરિ તેમના સ્થાન ઉપર આવીને પ્રાણીઓના અજ્ઞાન રૂપ અંધકારનો નાશ કરતા પ્રકાશવા લાગ્યા. ૨૨૧ એક દિવસે તે આચાર્ય વિહાર કરતા કરતા કોરંટક નગરમાં ગયા અને ત્યાં મણિભદ્ર યક્ષના સ્થાનમાં પોતે રહ્યા. ૨૨૨ તે સમયે તેમના કોઇ એક નાના શિષ્યે પોતાની મૂર્ખાઇથી તથા બાળભાવની ચંચળતાથી યક્ષના મસ્તક ઉપરજ પાતરાનું ધોયેલું પાણી નાખ્યું. ૨૨૩ તેથી યક્ષ અત્યંત કોપાયમાન

થયો. તેણે પેલા શિષ્યને ગાંડો કરી મૂકયો આ વાત સૂરિએ પોતાના જ્ઞાનથી જાણી લીધી. તેમણે આગ્રહપૂર્વક યક્ષને વશ કર્યો, એટલે તે, આચાર્યમહારાજનો સેવક થઈ રહ્યો. એ રીતે યક્ષે પોતે તેમના ચરણને સેવ્યા તેથી તેમનું 'યક્ષદેવ' નામ સાર્થક થયુ. ૨૨૪–૨૨૫ પછી તેમણે પણ કક્કસૂરિ નામના ગુરુને પોતાના સ્થાને સ્થાપ્યા, કે જેમના ગુણો ગાવાને બૃહસ્પતિ પોતે પણ સમર્થ નથી. ૨૨૬ એ કક્કસૂરિના સ્થાન પર બુદ્ધિના ભંડાર સિદ્ધસૂરિ થયા, કે જેમનુ સૂક્ષ્મદર્શિપણુ જોઇને શુક્રાચાર્યે ક્રોધથી પોતાની એક આંખ ખેંચી કાઢી. ( અર્થાત્ શુક્રાચાર્ય કરતા પણ તેમનુ સૂક્ષ્મદર્શિપણું અધિક હતુ. )૨૨૭ પછી તેમના સ્થાન પર અત્યંત ગુણશાળી શ્રીદેવગુપ્તસૂરિ થયા, જેમના યશની ઉજ્જવળતાથી તિરસ્કાર પામેલો ચંદ્ર આકાશમા ચાલ્યો ગયો.૨૨૮ આ પાંચ નામો વડે, પાચ મુખો વડે જેમ સિંહ શોભે તેમ ગચ્છ શોભતો હતો અને વાદીઓ રૂપી હાથીઓનાં ગંડસ્થળોને ભેદી નાખતો હતો. ૨૨૯ એ પ્રમાણે આ ગચ્છમાં અનુક્રમે અનેક સૂરિઓ થઇ ગયા, તે પછી વિદ્વાનોએ વર્ણન કરવા યોગ્ય ગુણોના આશ્રય રૂપ કક્કસૂરિ નામના એક આચાર્ય થયા. ૨૩૦ તેમના વંશમા બુદ્ધિના ભંડાર યક્ષદેવસૂરિ થયા. તે જાણે બીજા વજ્રસ્વામી થયા હોય તેમ, પૃથ્વી પર દશ પૂર્વને ધારણ કરનારા હતા. ૨૩૧ તેમના સમયમાં બાર વર્ષનો મનુષ્ય સંહારક એક દુષ્કાળ પડયો, જેથી અનેક સાધુઓ તે વેળા અનશન કરીને સ્વર્ગમા ચાલ્યા ગયા.૨૩૨ તે પછી જ્યારે દુષ્કાળ ગયો અને બાકી રહેલા સાધુઓ એકઠા મળ્યા ત્યારે, યક્ષદેવાચાર્યે ચન્દ્રગચ્છ સ્થાપ્યો. ૨૩૩ ત્યારથી ચંદ્રગચ્છના શિષ્યોને જ્યારે દીક્ષા અપાય છે અને શ્રાવકો પર જ્યારે વાસક્ષેપ નંખાય છે, ત્યારે ચંદ્રગચ્છનુ નામ લેવાય છે. ૨૩૪ વળી ત્યારથી કોટિક નામનો ગણ, તેની વજ્ર નામની શાખા અને ચાંદ્રકુળ

અત્યારે આ ગચ્છમાં કહેવાય છે. ૨૩૫ આ ચાંદ્રગચ્છનાં પાંચસો સાધુઓ, સાત ઉપાધ્યાયો, બાર વાચનાચાર્યો અને ચાર આચાર્યો એકત્ર મળ્યા. તથા બે પ્રવર્તક અને બે મહત્તર હતા. ૨૩૬–૨૩૭ અને બાર પ્રવર્તિની તથા બે મહત્તરા સાધ્વીઓ હતી. આ રીતે ચાંદ્રગચ્છની અંદર સાધુસાધ્વી પણ એકઠાં થયાં અને તેની સંખ્યા કહેવામા આવી છે.૨૩૮ એ ગચ્છમાં પૂર્વોક્ત પાંચ નામના ક્રમથી આચાર્યો થવા લાગ્યા, પછી પુનઃ શ્રીકક્કસૂરિ નામના એક આચાર્ય થયા.૨૩૯ તેમણે શ્રીસત્યદેવી, સર્વાનુભૂતિ તથા ચક્રેશ્વરીના કહેવાથી શ્રીરત્નપ્રભસૂરિ તથા શ્રીયક્ષદેવસૂરિના નામ પોતાના ગચ્છમાં અપાતાં બંધ કર્યાં, કેમકે તેમણે જાણી લીધુ હતુ કે, આ બે મહાપુરુષોનાં નામ જેમને આપી શકાય એવાં પાત્રો, હવે આ ગચ્છમાં થશે નહિ.૨૪૦–૨૪૧ માટે તે દિવસથી આરંભી પ્રથમનાં બે મુખ્ય નામોને કોશમાં સિલ્લક તરીકે રહેવા દીધાં અને પાછળનાં ત્રણ નામો (દેવગુપ્તસૂરિ, સિદ્ધસૂરિ અને કક્કસૂરિ–આ ત્રણ નામો) પોતાના ગચ્છના આચાર્યોને આપવા માંડયા. આ રીતે ચાલુ સમયમાં પણ તે ત્રણ નામોજ ચાલ્યાં આવે છે; ૨૪૨અને આ ત્રણ નામોના ક્રમથી હું–શ્રી સિદ્ધસૂરિના સ્થાન પર આવ્યો ત્યાં સુધીમાં ઘણા આચાર્યો થઇ ગયા છે. ૨૪૩ એ પ્રમાણે આ ગચ્છમાં અનુક્રમે ત્રણ નામોજ થઇ શકે છે, ચોથું થઇ શકતું નથી. માટેજ આ ગચ્છમાં આચાર્ય પણ એકજ હોય છે.૨૪૪ પરંતુ આ ગચ્છમાં પૂર્વે જે જે ગુણવાન આચાર્યો થઇ ગયા છે તેઓની ખ્યાતિ તથા વૃત્તાંત બૃહસ્પતિ પોતે પણ જો વર્ણવા બેસે તો પાર પામે નહિ (તો પછી બીજો કોણ માત્ર?)૨૪૫ માટે આ ગચ્છમાં જે કોઇ ઉકેશવંશનો હોઇને બન્ને પક્ષે (માતા તથા પિતાના બન્ને કુળથી) શુદ્ધ હોય અને ગુણવાન હોય તે એકજ આચાર્ય થઈ શકે છે.૨૪૬ માટે હે સજ્જન આશાધર! દેવી પોતે

જ્યારે મને ઉપદેશ આપશે, ત્યારે હું કોઇને સૂરિપદ આપીશ, અથવા તારા હાથમાં *ગોલક–ગોળ (?) છે.[247]

દેવગુપ્તસૂરિએ એ પ્રમાણે કહ્યું, ત્યારે સજ્જન આશાધર બોલ્યો—"હે ભગવન્! આપનો સકલ્પ ભલે પૂર્ણ કરો. શું કોઇ બુદ્ધિમાન્ પુરુષ પોતાની મર્યાદાનો કદી ત્યાગ કરે?"[248] તે પછી પોતાને ચોરાશી વર્ષ વીતી ગયાં એટલે એક દિવસે પોતાનુ આયુષ જાણવા માટે ગુરુમહારાજ ધ્યાનમાં બેસી ગયા અને સત્યકા દેવીનું સ્મરણ કરવા લાગ્યા.[249] તે સમયે એ દેવી પણ પ્રત્યક્ષ થઇને બોલી કે, "તમારૂં આયુષ હવે તેત્રીસ દિવસનું છે. માટે તમે પોતે હવે પોતાને સ્થાને કોઈનું આચાર્યપદ કરો."[250] તે સાંભળી આચાર્યે કહ્યું કે, "હે દેવિ! આ શિષ્યોમાં સૂરિપદને યોગ્ય હોય એવો કોઇપણ શિષ્ય મારા જોવામા આવતો નથી. માટે હું કોને સૂરિપદ આપુ અને શું કરૂં?"[251] ત્યારે દેવી બોલી:—"આ બાલચન્દ્ર, તમારા સૂરિપદને યોગ્ય છે, તે જીવનપર્યંત ભાગ્યવાન તથા (મત્રાદિને) સિદ્ધ કરનારો થશે."[252] તે પછી ગુરુએ આશાધરને બોલાવી કહ્યું કે, "આજે મધ્યરાત્રિના સમયે મને દેવતાનો આદેશ મળ્યો છે કે—"તારૂં આયુષ્ય હવે તેત્રીસ દિવસનું બાકી છે; માટે સત્વર આ બાલચન્દ્રને તું તારા સૂરિપદ ઉપર સ્થાપી દે."[253–254] માટે આ કાર્યમાં તારો પ્રથમથીજ ભાવ હતો, તેથી (હુ તને કહું છું કે,) હે આશાધર! સૂરિપદ માટેની સર્વ સામગ્રી સત્વર તું તૈયાર કર."[255] ગુરુની એ આજ્ઞા થવાથી પોતાને ભાગ્યશાળી માનતા આશાધરે પણ તત્કાળ સર્વ સામગ્રી તૈયાર કરી.[256] એટલે વિક્રમરાજા પછી ૧૩૩૦મે વર્ષે ફાગણ મહિનાની નવમી ને શુક્રવારને દિવસે અતિમાનપૂર્વક બોલાવવામાં આવેલા સમગ્રગુણશાળી સાધુઓ, સાધ્વીઓ, શ્રાવકો તથા

* અહિં ગોલકશબ્દ શા આશયને જણાવે છે તે શંકાસ્પદ છે.

શ્રાવિકાઓની સમક્ષ પાર્શ્વનાથ ભગવાનના મંદિરમાં મોટા ઉત્સવ-પૂર્વક શ્રીદેવગુપ્તસુરિએ પોતાના સ્થાન પર સિદ્ધસૂરીને* આચાર્ય કર્યા. ૨૫૭-૨૫૮

તે વેળા સજ્જન આશાધરે એવા પ્રકારનું સંઘવાત્સલ્ય કર્યું કે જેથી બીજા સર્વ દર્શની લોકોને વસ્તુપાલનું સ્મરણ થઇ આવ્યું. ૨૬૦ પછી અનુક્રમે શ્રીદેવગુપ્તસૂરિ સ્વર્ગમાં ગયા એટલે તેમનો જ્યાં સંસ્કાર થયો હતો તે પૃથ્વીપર આશાધરે પગલાં કરાવ્યાં. ૨૬ એ રીતે શ્રીસિદ્ધસૂરિની સ્થાપના કરવાથી સજ્જન આશા-ધરની લક્ષ્મી, અધિકાધિક વધવા લાગી. ૨૬૨ તે પોતે પણ દેવોમાં તથા મનુષ્યોમાં પૂજ્ય બની મહાન મંદરાચળ પર્વતની સ્થિતિ ધારણ કરવા લાગ્યો અને યાચકોને સર્વ ઇચ્છિત પ્રકારનાં દાનો આપવામાં કલ્પવૃક્ષ જેવો થઇ પડયો.૨૬૩ તેને ઘેર આચાર્ય મહારાજના બબ્બે સાધુઓ નિર્દોષ ભાતપાણીમાટે યથારુચિ ભિક્ષાએ જતા હતા ૨૬૪ ઉપરાંત જે સાધુઓ ગચ્છમાંથી બહાર નીકળી જઇને એકલા વિહાર કરતા હતા તેઓની તો ( તેને ઘેર ) કોઈ સંખ્યા કરવાને પણ સમર્થ ન હતો. ૨૬૫ વળી બીજા યોગીઓ, તાપસો, બ્રાહ્મણો, રંક મનુષ્યો, કાર્પટિકો (એટલે ફાટલાં તૂટલાં કપડાં પહેરી મુસાફરી કરનાર યાત્રાળુઓ ), ભાટો, ચારણો તથા ગવૈયાઓ-એ સર્વને પણ તેઓની ઇચ્છાનુસાર તે આપતો હતો. ૨૬૬ એ રીતે આશાધર યાચકોની આશાને ધારણ કરનાર થઇ પડ્યો અને પોતે સત્ત્વ-(ધૈર્ય-પરાક્રમ)-વાળો હોવા છતાં પણ બીજા સત્ત્વો (પ્રાણીઓ)નો ઉપ-કારક થઇ પડ્યો. ૨૬૭ તેને રત્નશ્રી નામની પત્ની હતી. તે પણ અત્યંત ભાગ્યશાળી હતી. જેમ આકાશ તથા તારામંડળને પ્રકાશિત

*શ્રીઅગળચંદ્રનેજ આચાર્ય પદ અર્પણ કરતી વેળા શ્રીસિદ્ધસૂરિ એવું નામ આપેલું છે.

કરનારી રોહિણીથી નિશાનાથ-ચંદ્ર શોભે તેમ, એ આશાધર રત્નશ્રીની સાથે શોભી રહ્યો હતો. ૨૬૮ એ પ્રમાણે તે આશાધર, પુત્રરહિત એવી પોતાની સ્ત્રી સાથે સાત પ્રકારનાં મુખ્ય ક્ષેત્રોમાં સુખેથી દાનાદિવિધિરૂપ ધાન્યની વાવણી કરી રહ્યો હતો. ૨૬૯ એક દિવસે તે આશાધર પૌષધશાળામાં ગયો, અને ત્યાં સિદ્ધસૂરિને વંદન કરી બે હાથ જોડીને બેઠો. ૨૭૦ તે પછી આચાર્ય મહારાજે પોતાની અસ્ખલિત વાણીથી સંસારના યથાર્થ સ્વરૂપને દર્શાવનારી ધર્મદેશના કરવાનો આરંભ કર્યો. ૨૭૧

જેમકે:—"હે ભવ્ય જીવો ! આ સંસારમાં ભમી રહેલાં પ્રાણીઓને ધર્મસાધન કરવામાં કારણભૂત મનુષ્યત્વ આદિ સામગ્રી ખરેખર દુર્લભ છે. ૨૭૨ મનુષ્યજન્મ, આર્યદેશ, ઉત્તમકુળ, ભાવના, ગુરુના ઉપદેશનું શ્રવણ, નીરોગિપણું અને વિવેકીપણું—આ સર્વ દુર્લભ સામગ્રી સંપાદન કરીને વિદ્વાનોએ ધર્મ કરવામાં જ ઉદ્યમ કરવો જોઇએ; જેથી મોક્ષસિદ્ધિ સુલભ થાય. ૨૭૩-૨૭૪ એ ધર્મને જિનેશ્વરોએ બે પ્રકારનો કહ્યો છે. એક તો સર્વ પ્રકારે સંપૂર્ણ રીતે સાવદ્ય પદાર્થોનો ત્યાગ અને બીજો દેશ—અમુક અંશે સાવદ્ય પદાર્થોનો ત્યાગ. ૨૭૫ તેમાં પ્રથમનો સર્વ સાવદ્ય ત્યાગ વ્રતધારી સાધુઓથી જ પાળી શકાય છે પણ બીજો દેશત ત્યાગ ગૃહસ્થાશ્રમીઓ પણ કરી શકે છે. ૨૭૬ પ્રથમનો સર્વ સાવદ્યત્યાગ, જેઓએ સર્વ પ્રકારના સંગનો ત્યાગ કરેલો હોય છે તેવા સાધુઓ અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ—આ પાંચ મહાવ્રતોદ્વારા પાળી શકે છે, ૨૭૭ પણ બીજા દેશતઃ સાવદ્ય ત્યાગને અમુક અંશેજ સંગનો ત્યાગ કરી અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ—આ પાંચ અણુવ્રતોદ્વારા, દિગ્વિરતિ આદિ ગૃહસ્થાશ્રમીઓના ત્રણ ગુણવ્રતો તથા સામાયિક આદિ ચાર શિક્ષાવ્રતોદ્વારા પાળી શકે છે. આ પ્રમાણે ગૃહ-

સ્થાશ્રમીઓનો ધર્મ બાર પ્રકારનો થાય છે. તે ધર્મના દાન, શીલ, તપ તથા ભાવ—આ ચાર ભેદો પણ છે. તે દ્વારા એ ગૃહસ્થધર્મનું વિશેષે કરી આરાધન કરવું જોઇએ. ૨૭૮-૨૮૦ આ ધર્મનું મૂળ કારણ દાન કહેવાય છે. એ દાન ઉત્તમ પ્રકારનું હોઇને નિરંતર સુપાત્રનેજ આપવું જોઇએ, કેમકે સુપાત્રે દાન કરવાથી શંખરાજાની પેઠે આ લોકની તથા પરલોકની લક્ષ્મી મેળવી શકાય છે. ૨૮૧

## પાત્રદાન વિષે શંખરાજ કથા.

જેમકે —

આ જંબુદ્વીપની દક્ષિણ દિશાના તિલક સમાન અને ધર્મ તથા ધાન્યના ઉત્પત્તિક્ષેત્રરૂપ ભરત નામના ક્ષેત્રમાં બરાબર મધ્યપ્રદેશમાં આવેલું રત્નપુર નામનું એક શ્રેષ્ઠ નગર છે, જે નગરને જોઇને દેવો સ્વર્ગલોકથી પણ નિઃસ્પૃહ બની ગયા છે. ૨૮૨-૨૮૩ એ નગરનુ, પોતાના પ્રતાપરૂપ અગ્નિથી શત્રુપક્ષને બાળી નાંખનારો અને રાજાઓની પંક્તિથી સેવવા યોગ્ય નરોત્તમ નામનો રાજા રક્ષણ કરતો હતો. ૨૮૪ ખરેખર આ ચદ્રમા, તે રાજાના મુખથી પરાજય પામી જાણે શરમાયો હોય તેમ આકાશમા ચાલ્યો ગયો. એ રાજાને ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલી અને શ્રેષ્ઠ કળાઓવાળી વસુંધરા નામની પટ્ટરાણી હતી. ૨૮૫ એ બન્ને રાજા રાણીના મન અન્યોન્ય ઉપરના રાગથી વૃદ્ધિ પામેલા પ્રેમમાં મગ્ન થઇ રહ્યાં હતાં, અને તેઓની પાસે કદી નાશ ન પામે તેટલી અઢળક લક્ષ્મી હતી, જેથી તેઓનો કેટલોક કાળ એ પ્રમાણે (સુખમા) ચાલ્યો ગયો. ૨૮૬ એક દિવસે વનમાં સળગી ઉઠેલા દાવાનળના ધૂમાડા સમાન ઘોર અંધકારથી વ્યાપ્ત મધ્યરાત્રિના સમયે (પોતાના શયનમાં ) સૂતેલી રાણી વસુંધરાએ એક સ્વપ્ન જોયું. ૨૮૭ તેમાં તેને એવું જોવામાં આવ્યુ કે, વિષ્ણુએ પોતાનો શંખ પોતાના હાથમાંથી તે રાણીના હાથમાં

આપ્યો અને પછી તે શંખ મોતી જેમ છીપમાં પ્રવેશ કરે તેમ, તેણીના મુખમાં થઇ ઉદરમાં દાખલ થયો. ૨૮૮ આ સ્વપ્ન જોઇને રાણી જાગી ઉઠી. તેનું શરીર હર્ષના આવેશથી જાણે બમણું થઇ ગયું, તેણે પોતાના પતિ પાસે જઇ પોતે જોયેલું સ્વપ્ન આદરપૂર્વક તેને કહી સંભળાવ્યું. ૨૮૯ પોતાના કાનને અમૃત જેવું તે વચન સાંભળીને રાજાનુ શરીર રોમાંચવ્યાપ્ત થઈ ગયું. ૨૯૦ તેણે પોતાની બુદ્ધિ સાથે સ્વપ્ન વિષે વિચાર કર્યો અને પછી રાણી આગળ તે સ્વપ્નનું સંપૂર્ણ ફળ કહ્યુઃ—

" હે સુંદરિ ! સર્વ પ્રકારની પૂજાઓમાં વિષ્ણુની પેઠે વિજયશીલ ( અર્થાત્ વિષ્ણુની પેઠે સર્વ સ્થળે પ્રથમ પૂજાને પામનારો ) પુત્ર તને થશે." ૨૯૧ રાજાનુ એ વચન સાંભળી હર્ષથી, કાકડીના વેલાની પેઠે સર્વાંગે કંટકિત–રોમાચિત થયેલી રાણી પોતાના વસ્ત્રને છેડે ગાંઠ બાંધીને તે સ્વપ્નને પોતે ગ્રહણ કર્યું હોય તેમ કરવા લાગી. ૨૯૨ તે પછી પોતાના પતિની અનુજ્ઞા લઇ પોતાના નિવાસસ્થાનમાં ગઇ એટલે તેજ સમયે તેના ઉદરમાં દેવલોકમાંથી એક દેવ અવતર્યો. ૨૯૩ રોહણાચલની ભૂમિ ચિંતામણિ રત્નને જેમ ધારણ કરે તેમ, તેના ઉદરે સર્વ સંસારમાં સારરૂપ અને સમૃદ્ધિને આપનારા પુત્રને ધારણ કર્યો. ૨૯૪ અનુક્રમે તે ગર્ભ વૃદ્ધિ પામવા લાગ્યો અને દેવની પૂજા, મોટાં દાન તથા ઉપકાર કરવા–વગેરે શુભ દોહલા કરવા લાગ્યો. ૨૯૫ રાજાએ પણ રાણીનાં તે તે સમગ્ર દોહલા પૂર્ણ કર્યા, કેમકે તેવા ભાગ્યશાળી પુરુષોના કાર્યમાં શું કદી વિલંબ થાય ? ૨૯૬ એ રીતે પોતાના મનને અનુકૂળ આહાર, વિહાર, શયન, આસન, વસ્ત્ર તથા અંગવિલેપન–વગેરેથી પ્રસન્ન થયેલી રાણી ગર્ભનું પોષણ કરવા લાગી. ૨૯૭ તે પછી ગર્ભના મહિના તથા દિવસો જ્યારે પૂર્ણ થયા અને સમગ્ર ગ્રહો પોતપોતાના ઉચ્ચ સ્થાનોમાં

સ્થિતિ કરી રહ્યા ત્યારે ઇન્દ્રાણી જેમ જયન્તને જન્મ આપે તેમ પોતાની કાંતિથી દિશાઓને પ્રકાશમાન કરી રહેલા મહાપુણ્યશાળી પુત્રને રાણીએ સુખેથી જન્મ આપ્યો. ૨૯૮–૨૯૯ તે સમયે ગાલો કુલાવીને નાજરોએ તથા દાસીઓએ રાજા પાસે જઇ સ્પષ્ટ રીતે વધામણી આપી અને તેને પ્રસન્ન કર્યો. ૩૦૦ રાજાએ પણ પોતાને વધામણી આપનારાઓને અનેક પ્રકારનાં ઇનામો આપ્યાં. કેમકે જગતમાં પ્રાણ અને ધન કરતાં પણ પુત્ર આધિક હોય છે. ૩૦૧એ વેળા તે પુત્રનો જન્મ સાંભળી શત્રુઓ પણ હર્ષ પામ્યા. કેમકે તેઓએ માન્યું કે, આ જ્યારે મોટો થશે ત્યારે અમારી યુદ્ધશ્રદ્ધાને પૂર્ણ કરશે. ૩૦૨ શાસ્ત્ર કહે છે કે "**आयुर्वै घृतम्**" ઘી પ્રાણીઓનું આયુષ છે વળી "**गुडमाधुर्यमप्यतः**" અર્થાત્ ગોળની મીઠાશ સર્વોત્તમ છે. આવા હેતુથી રાજાએ પુત્ર જન્મના સમયે પુત્રના આયુષની વૃદ્ધિ માટે લોકોને ગોળઘી આપ્યાં. ૩૦૩ વળી તે સમયે પાઠશાળાઓના અધ્યાપકો, માટીના મણકાઓથી મૂળાક્ષરોનો અભ્યાસ કરતા બાળકોના સમુદાયોની સાથે રાજા પાસે આવીને રાજાની ગુણપ્રશંસા કરવા લાગ્યા, ૩૦૪ અને રાજા પણ ભેટણાં લઇ લઇને આવેલા બીજા રાજાઓને તથા સમગ્ર નગરવાસી લોકોને ખુશાલીનાં દાન આપી સન્માન આપવા લાગ્યો. ૩૦૫ વળી તેણે કેદખાનામાંથી કેદીઓને છોડી મૂક્યા તેમજ ભાટ ચારણોને પણ પુષ્કળ દ્રવ્યની ભેટ કરી તેઓના પર કૃપા કરી. ૩૦૬ શહેરમાં પણ દરેક દુકાને તથા દરેક ઘેર માણસો ઉભરાઇ રહ્યાં હતાં અને ધ્વજાઓ ફરકી રહી હતી, તેથી એ નગર રાજાના પુત્રજન્મ સમયે હર્ષથી જાણે નૃત્ય કરતું હોય તેમ લાગતું હતું. ૩૦૭ એ પ્રમાણે પોતાને ત્યાં પુત્રજન્મ થયો તેથી રાજાએ દશ દિવસ સુધી એવા પ્રકારનો ઉત્સવ કર્યો કે જેમાં ઠેરઠેર કપૂરનુ ચૂર્ણ વ્યાપ્ત થયેલું જોવામાં આવતું હતુ, અતિ-

સુગંધવાળાં પુષ્પોના ઢગલાઓ જોવામાં આવતા હતા, અન્યોન્ય પાનબીડાં અપાઈ રહ્યાં હતાં, મોટા મોટા હર્ષનાદો ચોતરફ સંભળાઇ રહ્યા હતા, પ્રત્યેક મનુષ્યનાં રોમાંચ વિકસ્વર થઈ રહ્યાં હતાં, સ્ત્રીઓનાં રાસમંડળ વચ્ચે અંતઃપુરના રક્ષક નાજરો ઉભેલા જોવામાં આવતા હતા, કંકુથી રંગાઇ ગયેલી પૃથ્વી ઉપર નૃત્ય કરતી વારાંગનાઓના હારોમાંથી મોતીઓ તૂટી પડતાં હતાં, તેઓનો દેખાવ પૃથ્વી પર કરેલા સાથીઆ જેવો જણાતો હતો અને ઉત્તમ શણગાર તથા અલંકારોને સજી રહેલાં સ્ત્રીઓનાં ટોળેટોળાં જોવામાં આવતાં હતાં. ૩૦૮-૩૧૧ પછી દશ દિવસનું વૃદ્ધિસૂતક ઉતર્યું અને પોતાનો કુલાચાર પણ બરાબર કરવામાં આવ્યો એટલે સુવાસિની સ્ત્રીઓએ રાજાનું તથા તેના પુત્રનું મંગળ કર્યું. ૩૧૨ પોતાના ગોત્રીઓ, મિત્રો તથા સ્વજનોને નોતરીને રાજાએ ભક્તિપૂર્વક અને પોતાની સાથેજ ભાતભાતનાં ભોજનો જમાડ્યાં. ૩૧૩ અને જમાડ્યા પછી પાનબીડાં તથા વસ્ત્રાદિકથી તેઓનો સત્કાર કરી, બે હાથ જોડી રાજાએ અમૃત જેવી મધુરવાણીથી પોતાનાં સ્વજનો પ્રત્યે કહ્યું કે, આ પુત્ર જ્યારે ગર્ભમાં આવ્યો, ત્યારે સ્વપ્નમાં એની માતાએ વિષ્ણુના હાથમાંથી શંખ મેળવ્યો હતો, માટે આપ સર્વની જો સંમતિ હોય તો તેનું " **શંખ** " એવું નામ રાખીએ; ૩૧૪-૩૧૫ " બહુ સારૂં, એ ઠીક છે " એમ સર્વ સ્વજનોએ કહ્યું ત્યારે મનમાં પ્રસન્ન થયેલી રાજાની બહેને બાળકના મસ્તક પર અક્ષત નાંખીને તેનું નામ પાડ્યુ. ૩૧૬ તે પછી કામાભિલાષ જેમ વિષયેચ્છાઓથી વૃદ્ધિ પામે તેમ, એ પુત્ર પાંચ ધાવમાતાઓના પોષણ તળે રહી પોષાવા લાગ્યો અને શરીરે વધવા લાગ્યો. ૩૧૭ જેમ મેરુ પર્વત કલ્પવૃક્ષનું લાલન પાલન કરે તેમ, રાજા પણ પોતાના પુત્રને ખોળામાં બેસાડી, પ્રીતિરસનું સિંચન કરી આનંદપૂર્વક તેનું પાલન કરવા

લાગ્યો, ૩૧૮ જેમ સૂર્ય ક્ષણેક્ષણે જુદી જુદી રાશિઓમાં સંચાર કરે છે તેમ, એ રાજપુત્ર પણ ક્ષણે ક્ષણે રાજા પ્રત્યે તથા રાણી પ્રત્યે જવા લાગ્યો. ૩૧૯ જે સમયે ધાવણ ધાવવાની ઉત્સુકતાથી તે રાજકુમાર સમીપમાં આવતો હતો ત્યારે રાણી તેને બોલાવીને ભેટી પડતી હતી અને તે વેળા તેના મુખરૂપ મદ્યનું પાન કરીને એટલી બધી મૂર્છિત (મસ્ત) બની જતી હતી કે કોઇ પણ વસ્તુનું તેને સ્મરણ રહેતું ન હતું. ૩૨૦ જેમ બીજનો ચંદ્રમા સર્વને આનદદાયી થાય છે, અને પ્રત્યેક દિવસે એક એક કળાથી વૃદ્ધિ પામે છે તેમ, એ રાજકુમાર પણ સર્વને આનદદાયક થઇ પ્રત્યેક દિવસે શરીરથી તથા તેજથી વૃદ્ધિ પામવા લાગ્યો. ૩૨૧ ક્રમે ક્રમે પગલાં મૂકતાં શીખીને ઘુઘરીઓના શબ્દો સાથે સાથે તે ખેલવા લાગ્યો, જેથી બાળકો સાથે ક્રીડા કરવામાં અજાણ્યા દેવતાઓને પોતે જાણે હસી કાઢતો હોય તેમ લાગતું હતુ. ૩૨૨ તેના પિતાએ પણ પગલાં મંડાવવા સમયનું દાન તથા ક્ષૌરકર્મ ( બાળ મોવાળા ઉતરાવવા તે ) વગેરે સર્વ ક્રિયાઓ મોટા ઉત્સવપૂર્વક કરી. ૩૨૩ તે કુમાર વસંત આદિ પોતાના મિત્રો સાથે જેમ કામદેવ ક્રીડા કરે તેમ, સમાન વયના પોતાના મિત્રો સાથે પોતાની ઇચ્છાનુસાર નિરંતર ક્રીડા કરવા લાગ્યો. ૩૨૪ તે પછી પોતાના પુત્રને અધ્યયન કરવાને યોગ્ય થયેલો જાણી પિતાએ વિદ્યાભ્યાસ કરવા માટે એક ઉપાધ્યાયને સત્કારપૂર્વક અર્પણ કર્યો. ૩૨૫ એટલે તે કુમાર પણ તત્ક્ષણે સમગ્ર કળાઓને ગ્રહણ કરવા લાગ્યો અને ઉપાધ્યાયને પોતાને પણ " આ તે શું પૂર્વ જન્મમાંથી જ ભણી આવ્યો હશે " આવા પ્રકારનું આશ્ચર્ય ઉત્પન્ન કરવા લાગ્યો. ૩૨૬ જેમ અગસ્ત્યે સર્વ સમુદ્રોને કંઠસ્થ કર્યા હતા ( તેઓનુ જેમ પાન કર્યું હતું ) તેમ, એ કુમાર પણ સર્વ કળાઓને કંઠસ્થ કરી જગતમાં અનત મહિમાને પ્રાપ્ત થયો—જગતમાં સર્વોત્કૃષ્ટ—સર્વોત્તમ થયો.

૩૨૭ તેનો કંઠ હંસના જેવો ઉજ્જવળ હોઇને ત્રણ રેખાઓને ધારણ કરતો હતો અને તે શંખકુમાર ખરેખર શંખના જેવો જ પૃથ્વી પર વિસ્તાર પામતા મનોહર શબ્દવાળો થયો.૩૨૮ અનુક્રમે તે બુદ્ધિમાન શંખે, પોતે પહેરેલી પુષ્પની માળાની પેઠે બાલ્યાવસ્થાનો ત્યાગ કર્યો, અથવા ખરૂં છે કે, તેવા કળાસંપન્ન પુરુષોમાં બાળ-ભાવ કયાં રહી શકે? ૩૨૯ જેમ સ્વભાવિક રીતે જ સુંદરતાવાળા સુવર્ણને જો ઉજાળ્યું હોય તો તે જેમ વિશેષ કાંતિમાન થઇ પડે તેમ, તે શંખકુમારનું શરીર યૌવનથી ઉન્નત બનીને અત્યંત મનોહર થઈ પડયું.૩૩૦ એ રાજપુત્ર, પ્રતિદિન મહાન ઉદયને પામવા લાગ્યો અને મિત્રમંડળના મધ્યમાં નિરંતર ઘૂમવા લાગ્યો છતાં પણ આશ્ચર્ય એ હતું કે, તેની ગતિ કદી વક્ર થઇ નહિ—હંમેશાં તે સરળ સ્વભાવનો—સૌમ્ય જ રહ્યો.૩૩૧ એટલું જ નહિ પણ સમુદ્રના જેવો તે ગંભીર બન્યો, મેરુના જેવો સ્થિર થયો, દૂધના જેવો સ્વચ્છ યશવાળો થયો, કોકિલની પેઠે પ્રિયભાષી થયો, કલ્પવૃક્ષ જેવો દાતા બન્યો અને સૂર્ય જેવો પ્રતાપી થયો. આ રીતે સમગ્ર ગુણો હોવાને લીધે તે સમયે એ કુમાર જ વર્ણન કરવા યોગ્ય હતો, બીજો કોઇ ન હતો.૩૩૨-૩૩૩ તે કોઇ દિવસે હાથી ઉપર બેસીને તથા કેટલાએક હાથીઓ, ઘોડા તથા પાળાઓને સાથે લઇને ઇન્દ્રની પેઠે રાજવાડી ( રાજસ્વારી ) કરતો હતો.૩૩૪ કોઇ દિવસે પોતે હાથીઓનાં તથા ઘોડાઓનાં શિક્ષણને જાણતો એવો તે શંખ ભદ્રિક સ્વભાવના શિષ્યોની પેઠે તેઓને શિક્ષણ આપતો હતો,૩૩૫ કોઇ દિવસે શિષ્ટોની મર્યાદા પ્રમાણે વિદ્વાનોની સભાઓમાં બેસી અન્યોન્ય સંશય કરતા વિદ્વાનોને શ્રેષ્ઠ તત્ત્વ સમજાવતો હતો.૩૩૬ કોઇ વખતે બાગબગીચાઓમાં જઇને, ઉત્તમ ગાયનો ગાઇને અથવા નાટક વગેરે જોઇને સ્વર્ગમાં જેમ દેવ સમય ગાળે તેમ સુખેથી કાળ નિર્ગમન કરી રહ્યો હતો. ૩૩૭ પછી

રાજાએ કુમારને સ્વર્ગની દેવાંગનાઓનો પણ રૂપમાં પરાજય કરે તેવી 'લક્ષ્મીવતી' વગેરે અનેક રાજકન્યાઓ પરણાવી.[૩૩૮] એટલે તે શંખકુમાર પાંચે વિષયોનું સુખેથી સેવન કરવા લાગ્યો. કેમકે વિવેકી મનુષ્ય પણ જો સમયોચિત આચરણ કરે તો દોષપાત્ર ગણાતો નથી.[૩૩૯] અને તેથી જ વર્ષ જેમ વર્ષાઋતુ, શિશિરઋતુ તથા ગ્રીષ્મઋતુનું અનુક્રમે સેવન કરે છે તેમ, એ રાજકુમાર ધર્મ, અર્થ તથા કામ–એ ત્રણે પુરુષાર્થોનું અનુક્રમે સેવન કરવા લાગ્યો.[૩૪૦] લોકમાં કહેવત છે કે "ધર્મ ધનનો ઉત્પાદક" છે, પણ એ કહેવત ખોટી જણાય છે, કેમકે એ શંખકુમારનુ ધન જ દાન, દેવપૂજન આદિદ્વારા ધર્મનું ઉત્પાદક થઇ પડ્યુ હતું.[૩૪૧] વળી તે સર્વ સ્થળે સચાર કરતો હતો, છતાં તેણે પોતાની મર્યાદા ત્યજી ન હતી; અને આશ્ચર્ય તો એજ હતુ કે, તે પોતાના સુખાસન * ઉપર સ્થિતિ કરીને પણ આનંદથી નગરમા ફરતો હતો.[૩૪૨] તે કુમાર એક દિવસે રાત્રિના સમયે વીરચર્યા કરવા એકલો નિકળ્યો, તેવામાં કોઇથી ભણવામાં આવતો આ શ્લોક તેણે સાંભળ્યો–[૩૪૩].

" यो न निर्गत्य निःशेषां विलोकयति मेदिनीम् ।
अनेकाश्चर्यसंपूर्णां स नरः कूपदर्दुरः " ॥ ३४४ ॥

"જે પુરુષ પોતાના વતનમાંથી બહાર નીકળી જઇને અનેક આશ્ચર્યોથી ભરપૂર આ પૃથ્વીને જોતો નથી તે કુવામાહેનો દેડકો

---

* અહી વિરોધાભાસ અલંકાર છે. સુખાસન એટલે પોતાને બેસવાનું સુખજનક આસન, આ આસન ઉપર બેઠો હતો છતાં નગરમાં કેમ ફરી શકયો ? આ વિરોધ જણાય છે, તેનો પરિહાર આ પ્રમાણે થાય છે–સુખાસન એટલે પાલખી, તે પોતાની પાલખીમાં બેસીને નગરમાં ફરવા નીકળતો હતો.

છે.૩૪૪ આ શ્લોક સાંભળી રાજકુમાર મનમાં પ્રસન્ન થયો તેણે વિચાર કર્યો કે, ખરેખર હું કુવામાંહેનો દેડકો છું. માટે પૃથ્વીને જોવાને હું પ્રયત્ન કરૂં.૩૪૫ મનમાં આવો નિશ્ચય કરી કોઇને પણ જણાવ્યા વિના પોતે એકલો હાથમાં તરવાર લઇ નગરમાંથી નીકળી ગયો.૩૪૬ એ વેળા તેને માતાનુ, પિતાનું, ભાઇનું, સ્રીઓનું, મિત્રોનું સ્મરણ થતું ન હતું, માત્ર એક પૃથ્વીદર્શન કરવાનુંજ તેને સ્મરણ થયા કરતું હતુ.૩૪૭ તે જયારે નગરમાથી ચાલ્યો ત્યારે પાછળથી નગરની પડોશમાં જ કોઇએક પરાક્રમી ક્ષત્રિય મળ્યો, જે કોઇ રાજાની સેવા કરવા માટે પરદેશમાં જતો હતો.૩૪૮ તેણે પ્રણામ કરી બે હાથ જોડીને રાજકુમારને કહ્યું—" હું સેવા કરવા માટે જ બીજે સ્થળે જઇ રહ્યો છું, તો તમારો જ મારા ઉત્તમ સ્વામી માનીને આશ્રય કરૂં છું." ૩૪૯ રાજકુમાર તો ઉદારબુદ્ધિવાળો હતો અને મહાસત્ત્વશાળી પુરુષોમાં શ્રેષ્ઠ હતો જેથી તુરત જ પોતાના મિત્ર તરીકે તેનો આશ્રય કર્યો. કેમકે મહાન પુરુષો શરણે આવેલા ઉપર પ્રેમ રાખનારા હોય છે. ૩૫૦ અહો ! કેવું આશ્ચર્ય !! રાજ્યનો ત્યાગ કરી કુમાર એકલો નગરની બહાર નીકળ્યો, પણ તુરત જ તેને સંઘાત મળી ગયો, ખરૂં છે કે મોટા પુરૂષોનુ ભાગ્ય સતત જાગતુ જ રહે છે.૩૫૧ જેમ દૂધ અને પાણી એકદમ મળી જાય છે તેમ, એ કુમાર અને પેલો ક્ષત્રિય પણ તત્કાળ મળી ગયા અને એક ચિત્ત બની રહ્યા. કેમકે, ' અન્યોન્યનું શુદ્ધ ચિત્ત તેજ પ્રેમનું કારણ છે. ' ૩૫૨ જેમ સ્વર્ગમાંથી બે દેવો ઉતરી આવ્યા હોય તેમ, તેઓ બન્ને જણા, માર્ગમાં અન્યોન્યને મોટી મોટી કથાઓ કહેતા પૃથ્વીને જોવાના કાૈતુકથી ચાલ્યા. ૩૫૩ બરાબર સવા પહોર જેટલો દિવસ ચઢયો એટલે તેઓ એક ગામ પાસે આવી પહોંચ્યા, અને ત્યાં વિશ્રાંતિ લેવા માટે પોતાના મિત્ર સાથે રાજકુમારે એક ઝાડની છાયાનો

આશ્રય કર્યો. ૩૫૪ તેવામાં કોઇ એક ગૃહસ્થ એ ગામની બહાર નીકળી આવ્યો. તેણે વસંતની સાથે રહેલા સાક્ષાત કામદેવ સમાન એ કુમારને જોયો. ૩૫૫ તે ગૃહસ્થ પણ ઉદાર બુદ્ધિનો હતો. તેણે કુમારને પ્રણામ કરી બે હાથ જોડી કહ્યું—" મારે ઘેર પધારીને આપ મારા ઘરને પાવન કરો." ૩૫૬ તેના આગ્રહથી અને પોતાની જમણી આંખના ફરકવાથી કુમારનું મન પણ તેને ઘેર જવા આકર્ષાયું, એટલે પોતાના મિત્ર સાથે ઉઠીને તેની સાથે તેને ઘેર જવા તે ચાલ્યો. ૩૫૭ પછી એ ગૃહસ્થે પોતાને ઘેર જઇ તેઓ બન્નેનો સ્નાન–ભોજન આદિથી સત્કાર કર્યો અને પછી પોતાની " શ્રીમતી " નામની પુત્રીને કુમાર પાસે લાવીને બે હાથ જોડી તેણે કુમારને વિનતિ કરી, કે " હે સ્વામિ ! મારા જીવનતુલ્ય આ મારી પુત્રીનું પરિગ્રહણ કરી આપ તેને કૃતાર્થ કરો." ૩૫૮–૩૫૯ તે પછી રાજકુમારની કેટલીક ભ્રૂકૂટીની ચેષ્ટાઓથી ચેતી જઇને તેનો મિત્ર બોલ્યોઃ–"અરે ભાઇ ! જેનું કુળ તથા શીલ તને જાણવામાં નથી તેવા આ પુરૂષને તું તારી પુત્રી કેમ આપે છે ? કેમકે પૃથ્વીપર ઘણા ધૂર્ત લોકો ગુપ્ત રીતે ફર્યા કરે છે. માટે કાગડાને જેમ કોયલ ન અપાય તેમ, તું આને પોતાની પુત્રી ન આપ," ત્યારે તે ગૃહસ્થે કહ્યું–"ભલા માણસ ! તમે આવા સુજ્ઞ થઇને અજ્ઞાનીની પેઠે કેમ બોલો છો ? સદ્ગુણવાળું માણેક પ્રાપ્ત કરીને કયો માણસ તેનુ કુળ જોવા બેસે ? ૩૬૦–૩૬૨ કોઇએક ઉત્તમ વસ્તુ જેવી જોવામાં આવે કે તુરત જ તેના ગુણો પોતાની મેળે ( જોનારના ) જાણવામાં આવે છે. જેમકે ઉંચી જાતનું કપૂર, તેની પરીક્ષા કરવાથી સુગંધી કેમ બને ? ( અર્થાત્ તેવા કપૂરની તો સ્વાભાવિક રીતે જ સુગંધી હોય છે–પરીક્ષા કરવાની જરૂર રહેતી નથી. ) ૩૬૩ માટે હે દાતા પુરુષ ! મારી આ પ્રાર્થનાને આપે અવશ્ય સ્વીકારવી જોઇએ; કેમકે, કોઈની પ્રાર્થનાનો સ્વીકાર કરવો તે સત્પુરુષોનું પ્રથમ વ્રત છે." ૩૬૪ પછી કુમારે પણ કંઇ

પ્રત્યુત્તર આપ્યા વિના જ તેની પ્રાર્થનાને સ્વીકારી લીધી, કારણ કે કયો બુદ્ધિમાન પુરુષ પોતાને મનગમતી યોગ્ય વસ્તુનો ત્યાગ કરવા ઇચ્છે ? ૩૬૫ તે પછી હિમાલય પર્વત, શંકર જોડે જેમ પાર્વતીને પરણાવે તેમ, એ ગૃહસ્થે ઘણાજ આડંબર પૂર્વક પોતાની પુત્રી રાજકુમારને પરણાવી.૩૬૬ એટલે બે દિવસ સુધી તે શ્રીમતી સાથે પોતાની ઇચ્છાનુસાર તેણે સુખ ભોગવ્યુ અને પછી તે રાજકુમાર દેશો જોવાની ઇચ્છાથી આગળ ચાલ્યો.૩૬૭ તે આ શ્રીમતીએ, તેને ભાતું આપ્યું હતું, અને માર્ગમા ચાલવામાં તેને જ્યારે થાક લાગ્યો ત્યારે માર્ગમાં કોઇએક બંધુ હોય તેવો સુંદર શ્રેષ્ઠ છાયાવાળો એક વડ તેના જોવામાં આવ્યો, ૩૬૮ અને કાન્તા, પર્વત અને વસ્ત્રની જેમ એ વડની છાયા ગ્રીષ્મઋતુમા શીતળ રહેતી હતી, શીતઋતુમાં ગરમ રહેતી હતી, એ રીતે સર્વને સુખજનક થઈ પડતી હતી; તેથી રાજકુમારે એ વડનો આશ્રય કર્યો.૩૬૯ તે સમયે પોતાના મિત્રે આપેલા આસનપર તે કુમાર જેવામાં બેસે છે કે તેજ વેળાએ વડમાં રહેનારા યક્ષે પ્રત્યક્ષ થઇને કુમારને કહ્યું—૩૭૦ " અરે ઓ ! તું કોણ છે ? કોની આજ્ઞાથી આ મારા આશ્રય તળે ઉભો રહ્યો છે ? અરે ઓ સ્વચ્છ મનુષ્ય ! જો તારે જીવવાની ઇચ્છા હોય તો સત્વર અહીંથી ચાલ્યો જા. "૩૭૧ તે સાંભળી પોતાનું પરાક્રમ તથા વિરોધ કરવાની ઇચ્છાને ગુપ્ત રાખી કુમાર બોલ્યો:-"અમને છાયાનો આશ્રય કરવાની ઇચ્છા થઇ તેથી આ વૃક્ષ પાસે અમે આવ્યા છીએ. ૩૭૨ બ્રહ્માએ વૃક્ષોને ઉત્પન્ન કર્યાં છે તે સર્વનો ઉપકાર કરવા માટે ઉત્પન્ન કર્યાં છે. વળી આ વૃક્ષ સરીઆમ રસ્તા-પર આવેલું છે, તો તેના પર તુ પોતાનું સ્વામિત્વ કેમ કરે છે ? ૩૭૩ તું નથી જાણતો કે વૃક્ષો, મેઘ, નદીઓ અને સૂર્ય ચંદ્રનાં કિરણો, પોતાની મેળેજ સર્વનો ઉપકાર કરી રહ્યાં છે. તેઓના પર

કોઇનું સ્વામિત્વ હોઇ શકેજ નહિ. ૩૭૪ માટે વૃથા અમને અટકાવીને તું તારી પોતાની શામાટે હલકાઇ કરે છે? ખરેખર તું તો પારકા ઘરમાં કોઇને પૂછ્યા વિના ઘુસી જઇને મંત્રી થઇ બેઠેલા કોઇ મૂર્ખના જેવો દેખાય છે!" (પાડોશી મટીને ઘરધણી થઈ બેઠેલો જણાય છે!) ૩૭૫ કુમારે એ પ્રમાણે કહ્યું ત્યારે પેલો યક્ષ પણ પ્રત્યક્ષ થઇને કઠોર અક્ષરે બોલ્યો—"રે! રે! ઓ મૂર્ખા! તું નથી જાણતો કે હું આ વડનો સ્વામી છું. માટે તું જાણ કે, આ સમયેજ હું તને યમરાજાનો અતિથિ બનાવું છું. (તું પોતાનો અપરાધ કબૂલ કરતો નથી પણ ઉલટો) મારી સામે ઉત્તર આપે છે; માટે ચાલ, તું તારા ઇષ્ટદેવનું સ્મરણ કરી લે." ૩૭૬–૩૭૭ યક્ષનું એ વચન સાંભળી કુમાર ખડખડાટ હસી પડયો. તેણે કહ્યું કે, તું પોતાની દેવજાતિથીજ શું ગર્વ કરે છે? અરે ઓ! તું નથી જાણતો કે, દેવતાઓ પણ સત્પુરુષોનું દાસત્વ કરે છે. ૩૭૮ વળી ક્ષત્રિયોનો ઇષ્ટ દેવ તો તેઓની તરવારજ હોય છે અને તે, સદાકાળ મારા હાથમાં જ રહે છે; માટે ચાલ, મારી સામે આવ. ૪૭૯ કુમારની એ નિર્ભય વાણીથી યક્ષે તેનું અતુલ સાહસ જાણી લીધુ, પછી તેના પર વૃદ્ધિ પામેલા પ્રેમને લીધે દંતપંક્તિની ઝળહળી રહેલી કાંતિવાળો (અર્થાત્ હર્ષનું અટ્ટહાસ્ય કરી) યક્ષ બોલ્યો કે, હે સ્વામી! તમે તમારા સાહસને લીધે મને વશ કર્યો છે. હું તમારા દર્શનથી પ્રસન્ન થયો છું અને તમારા સેવકભાવને પ્રાપ્ત થયો છુ, માટે (મારી એ પ્રાર્થના છે કે) હું સદાકાળ તમારો અનુચર થાઉ—સેવક ભાવે સાથેજ રહું. ૩૮૦–૩૮૧ તે વેળા રાજપુત્રે પણ પૂર્વ-જન્મમાં જાણે પોતાના પરિચયવાળો હોય તેમ એ દેવ પર પ્રીતી કરી તેને પ્રસન્ન કર્યો. કેમકે સજ્જનોનું હૃદય સદા કોમળ હોય છે—દયાળુ હોય છે. ૩૮૨ એક ક્ષણવાર તે વૃક્ષ નીચે વિશ્રાંતિ લીધા

પછી ત્યાં ભોજન કરીને કુમાર, નંદિ તથા ચંદિ નામના પોતાના બે ગણો સાથે જેમ શંકર જાય તેમ, તેઓ બન્ને સાથે ત્યાંથી આગળ ચાલ્યો. ૩૮૩ માર્ગમાં આકાશ માર્ગે ગમન કરીને યક્ષે, કુમારની દૃષ્ટિને આનંદ આપવા માટે અનેક પ્રકારની ચેષ્ટાઓ કરી અને તેના મનને આશ્ચર્ય પમાડયું. ૩૮૪ વળી તે વેળા કોઇ એક મુસાફર રથમાં બેસીને જતો હતો, તેની સ્ત્રીને યક્ષે હરી લઇને અંતર્હિત કરી દીધી, ત્યારે પેલો મુસાફર, આકુળવ્યાકુળ થઇને કુમારના પગમાં પડ્યો અને વિલાપ કરવા લાગ્યો કે, હે દેવ! કોઇ અલક્ષ્ય પ્રાણીએ મારી સ્ત્રીને હરી લીધી છે. ૩૮૫-૩૮૬ તે સાંભળી કુમારે હસીને તેને કહ્યું—"અલ્યા ઓ બાયલા! પોતાની સ્ત્રીનું પણ જો તું રક્ષણ કરી શકતો નથી, તો પછી મસ્તક શૂન્ય મનુષ્યોનું રાજ્ય ચાલ્યુ જાય, એમાં શું આશ્ચર્ય છે?" ૩૮૭ પછી તે વેળા યક્ષ પણ પ્રત્યક્ષ થઇને બોલ્યો—"હે સ્વામી! આ મુસાફર પોતાના ભાતાની સાથે આખો રથ તમને જો અર્પણ કરી દે તો પોતાની સ્ત્રી મેળવે" ૩૮૮ તે સાંભળી કુમારે કહ્યું—"મારે એના રથની કંઈ જરૂર નથી, તું એને એની સ્ત્રી સોંપી દે." કુમારના એ કહેવાથી યક્ષે તેની સ્ત્રીને પ્રકટ કરી. ૩૮૯ એવા પ્રકારની તે યક્ષની ચેષ્ટાઓ જોઇને કુમારે મનમાં વિચાર કર્યો કે મને, આનંદ આપવા માટે આ નાટકી પણ ઠીક મળી આવ્યો છે. ૩૯૦ ફરી પણ માર્ગમાં પોતાના સ્વામીને વિનોદ આપવા માટે યક્ષે કેટલીક સ્ત્રીઓને વસ્ત્ર-રહિત કરી મૂકી અને કેટલીકને કાપી નાખેલા કેશવાળી કરી મૂકી. ૩૯૧ વળી કોઇ એક મુસાફરના રથને બળદો વિનાનો કરી બળદો વિના પણ વેગથી દોડી જતો બનાવ્યો. ૩૯૨ એ પ્રમાણે તે યક્ષ ભક્તિવાળા સેવકની પેઠે કુમારના પરિશ્રમને દૂર કરવા માટે જાત જાતની ચેષ્ટાઓ કરવા લાગ્યો. ૩૯૩ અને કુમાર પણ તેણે

કરેલી ગમતોથી કોઇ પણ સ્થળે પોતાના પરિશ્રમને જાણી શક્યો નહિ. પછી તે પોતાના સહાયકની સાથે રત્નપુર નામના નગરમાં જઇ પહોંચ્યો. ૩૯૪ તે નગરમાં પ્રવેશ કરતાં જ રાજપુત્રે પટહધ્વનિ સાંભળ્યો, જેથી કંઇ હિતવાક્ય સાંભળતો હોય તેમ તેણે પોતાના કાનને તુરતજ તે તરફ સાવધાન કર્યા. ૩૯૫ ( અને સાંભળ્યું કે, ) "રાજાની વહાલી પુત્રી બક પક્ષીએ ( બગલે ) પકડેલી માછલીની પેઠે ઉગ્રદોષથી સપડાયલી છે; માટે જે પુરુષ એને મુકત કરશે તેને રાજા ઇચ્છિત વસ્તુ આપશે." આ વાત સાંભળીને શંખકુમારે યક્ષના કહેવાથી પટહનો સ્પર્શ કર્યો–તે કામ કરી આપવા પોતે કબુલ થયો. ૩૯૬–૩૯૭ પછી પટહ વગાડનારો, રાજકુમારને રાજા પાસે લઇ ગયો એટલે રાજાએ સ્વાગત વચન કહી તેને પોતાના આસન પર બેસાડ્યો. ૩૯૮ રાજા પણ તે વેળા શંખકુમારને જોઇને મનમાં વિચાર કરવા લાગ્યો કે, આ તે શું ? બે સ્વર્ગવૈદ્યમાંનો એક વૈદ્ય મારી પુત્રીને સાજી કરવા માટે અહીં આવ્યો છે ? ૩૯૯ પછી રાજાએ વિનયપૂર્વક પૂછ્યુ–" હે મહાભાગ ! જેમ ગાય કોઇ એક સિંહના પંજામાં સપડાઇ હોય તેમ, મારી પુત્રી દોષના સપાટામાં સપડાઇ છે. માટે તેને તમે દોષમુકત કરો. ૪૦૦ કેમકે મંત્રવેત્તાઓનો તેવો કોઇ મંત્ર નથી, તંત્રશાસ્ત્રીઓનુ તેવુ કોઇ તંત્ર નથી, વિદ્વાનોની તેવી કોઇ વિદ્યા નથી, વૈદ્યોનું તેવું કોઇ ઔષધ નથી અને ઉત્તમ તીર્થમાંહેનુ કોઇ ઉત્તમ તીર્થ નથી કે જેનો મેં (મારી પુત્રીને સાજી કરવા) ઉપયોગ કર્યો ન હોય ! પણ તે સર્વ ખળ મનુષ્ય પર કરેલા ઉપકારની પેઠે વ્યર્થ થયેલુ છે."૪૦૧–૪૦૨ તે પછી યક્ષની સાથે થોડો કંઇ વિચાર કરીને શંખકુમારે રાજાનું વચન સ્વીકારી લીધું એટલે જે અંતઃપુરમાં તે રાજપુત્રી હતી, ત્યાં રાજા શંખકુમારને લઇ ગયો. ૪૦૩ શંખકુમારે પણ ત્યાં જઇને એક

મંડળ બનાવ્યું અને ચંદન, અગર, કપૂર, કસ્તૂરી તથા કેસર વગેરેથી તે મંડળનું પૂજન કરી તેમાં પેલી રાજપુત્રીને બેસાડી. ૪૦૪ તે પછી પોતે નાસિકાના અગ્રભાગમાં દૃષ્ટિ સ્થાપીને શાંતપણે જાણે કોઇ મંત્રનું સ્મરણ કરતો હોય તેમ, ધ્યાન લગાવીને બેસી ગયો. ખરેખર સર્વ ઠેકાણે આડંબરનોજ જય થાય છે. ૪૦૫ શંખકુમાર જો કે શુદ્ધ હતો–નિષ્કપટી હતો છતાં તે સમયે તેણે હૃદયમાં કુટિલતા કરી હતી. કેમકે જેનું નામ પ્રિયવદ હોય તે મનુષ્ય, શું પોતાના નામને સત્ય કરે છે ? ૪૦૬ જેમ કોઇ એક ધનુષ ઉત્તમ વશ (વાંસ) માં જન્મ્યું હોય અથવા તેનો ગુણ (દોર) પોતાના ગુણનામને ધરાવતો હોય તો પણ કાર્યકાળે તેનામાં વક્રતા થાય તો તે કંઇ નિંદ્ય ગણાય નહિ તેમ, આની વક્રતા પણ અનિંદ્ય છે.૪૦૭ તે પછી પેલી રાજપુત્રીનો દોષ યક્ષની શક્તિથી તુરતજ દૂર કરાયો. યક્ષે તેણીનો દોષ હરી લીધો. કેમકે જગતમાં બળવાનો કરતાં પણ અધિક બળવાન હોય છે. ૪૦૮ જેમ ચંદ્રની મૂર્તિ રાહુરૂપ દોષથી મુકત થાય તેમ, એ રાજપુત્રી પોતાના શરીર દોષથી મુકત થઇ અને સૂર્યોદય સમયની કાંતિની પેઠે શરીરને અધિક શોભાવનારી કાતિથી યુકત થઈ. ૪૦૯ તે વેળા તેણીનાં માતપિતા વગેરે સબધીઓ મદનમંજરીને નીરોગી થયેલી જાણીને તેણીનો પુનર્જન્મ થયો હોય તેમ માનવા લાગ્યાં, ૪૧૦ અને મદનમંજરીનો વર આ ગુણગ્રાહ્ય રાજકુમારજ થાય તો સારૂં, આવો વિચાર કરી કુમારને કહેવા લાગ્યા–૪૧૧ "તમે પોતાનાં દર્શન આપીને જેમ અમારી દૃષ્ટિને કૃતાર્થ કરી છે તેમ, હવે પાણિગ્રહણ કરીને આ અમારી પુત્રીને કૃતાર્થ કરો."૪૧૨ પછી શંખે કહ્યું કે, કોઇ એક પુરુષ કેવા ગુણવાળો છે, ક્યા કુળનો છે–વગેરેનો જ્યાં સુધી નિશ્ચય ન થાય ત્યાં સુધી તેને પોતાની પુત્રી કોઇ રીતે આપવી ન જોઇએ."૪૧૩ શંખનું એ વચન

સાંભળી રાજા બોલ્યો:-" હે બુદ્ધિના ભંડાર કુમાર ! જે વિષયમાં પ્રત્યક્ષથી જ વસ્તુસ્થિતિનું ભાન થાય તેમાં કયો પુરુષ અનુમાન-પ્રમાણ જોવા બેસે ? તમારૂં કુળ વગેરે, ગુણોના આધાર અને સ્થાન-રૂપ આ તમારા દેહથી જ જાણવામાં આવી ગયેલ છે, માટે તમે લેશમાત્ર મારૂં અપમાન કરશો મા.[૪૧૪-૪૧૫] તે પછી શંખકુમાર મૌન રહ્યો; એટલે પોતાના વચનને તેણે સ્વીકારી લીધેલું જાણી રાજાએ, શુભ દિવસે મોટા ઉત્સવપૂર્વક તેની સાથે પોતાની પુત્રીનાં લગ્ન કર્યાં.[૪૧૬] પછી શંખકુમાર કેટલાએક દિવસ ત્યાં રહ્યો અને તેણે કામદેવના ગર્વથી પોતાની ઇચ્છાનુસાર વિષયસુખ ભોગવ્યુ.[૪૧૭] અને પછી ફરી પણ દેશ જોવાને ઉત્કંઠિત બની પોતાની સ્ત્રીની સંમતિ લઈ પેલા બે મિત્રો સાથે તે આગળ ચાલ્યો. અથવા વજ્ર ( સૂર્ય ?) કોઇ સ્થળે શું સ્થિર રહી શકે ?[૪૧૮] પછી તેણે કોઇએક વનમાં આગળ ચાલવા માંડ્યું, અને સાયંકાળનો જ્યારે સમય થયો ત્યારે પરિશ્રમને દૂર કરવા માટે મિત્રે કરી આપેલી પાંદડાંની શય્યા પર સ્વસ્થ ચિત્તે વિશ્રાંતિ કરી.[૪૧૯] બરાબર મધ્યરાત્રિનો સમય થયો, ત્યારે સમીપના પ્રદેશમાં પ્રજ્વલિત જ્વાળાઓવાળા અગ્નિને જોઈને તેણે એ અગ્નિની મૂળ ઉત્પત્તિ જાણવા માટે યક્ષને આજ્ઞા કરી.[૪૨૦] યક્ષ પણ સત્વર ત્યાં ગયો અને તેના સંબંધમાં જાણી લઇ ત્યાં આવીને કુમારને જણાવ્યું કે, હે દેવ ! કોઇએક મહાન્ સિદ્ધ વિદ્યાને સાધી રહ્યો છે; પણ જેમ કોઇ નિર્ભાગ્ય મનુષ્યને ચિત્રક વનસ્પતિનો વેલો જોવામાં ન આવે તેમ, અત્યંત પ્રયાસ કરવા છતાં પણ એ સિદ્ધને વિદ્યાની અધિષ્ઠાત્રી-દેવીનાં દર્શન થતાં નથી. ૪૨૧-૪૨૨ હુ માનું છું કે, તે પોતે જો કે અશક્ત છે તોપણ આપની સહાયથી પોતાની વિદ્યાને સાધી શકશે. જેમકે સારથિ અરુણ સાથળ વિનાનો છે તોપણ સૂર્યનો સ્વીકાર કરી—આશ્રય

કરી આકાશમાં ગતિ કરે જ છે.[૪૨૩] તે પછી બહુ સારૂં, હું મારા શરીરનો નાશ કરીને પણ તેને સહાય કરીશ, એમ રાજકુમારે કહ્યું, અથવા સત્ય છે કે, સત્પુરુષોનો જન્મ પરાર્થે જ હોય છે.[૪૨૪] કુમાર પણ ઉતાવળો ઉતાવળો પેલા યોગી પાસે ગયો અને તેને કહ્યું કે, હું તારી સહાયમાં છું, માટે નિર્ભય થઇને તુ તારી વિદ્યાસિદ્ધિ સમાપ્ત કર.[૪૨૫] એમ કહીને તે શંખકુમાર હાથમાં તરવાર લઇ યોગીની પાસે ઉભો રહ્યો એટલે યોગીએ ચિત્તની એકાગ્રતા કરી મહાવિદ્યાનું ધ્યાન કરવા માંડ્યુ.[૪૨૬] એક ક્ષણ જેટલો સમય ગયો કે તુરત જ જાણે બીજો કાળ હોય તેવો કોઇ દુર્જય રાક્ષસ હાથમા તરવાર લઇ કુમાર આગળ પ્રકટ થયો.[૪૨૭] તેણે ભ્રમર ચઢાવી ભયંકર સ્વરૂપે શંખનો તિરસ્કાર કરી કહ્યુ કે, અલ્યા ઓ મૂર્ખ! શું વિચારીને તું અહીં આવ્યો છે? હું આ યોગીને મારી નાંખીશ, તુ સત્વર અહીંથી ચાલ્યો જા. અલ્યા ઓ ગધેડા! વ્યર્થ ધોબીને ઘેર તું કાં મરે છે?[૪૨૮-૪૨૯] પેલો શંખકુમાર પણ સાહસી હતો. તેણે એ રાક્ષસને ઉત્તર આપ્યો કે, સત્યનો રક્ષક હું અહીં ઉભો છું, તેથી ઇન્દ્ર પોતે પણ પરાભવ કરવાને સમર્થ નથી, તો પછી તું કોણ માત્ર?[૪૩૦] તે સાંભળી રાક્ષસ અત્યંત ક્રોધાયમાન થયો, અને દેવેન્દ્ર સામે જેમ દાનવ ધસી જાય તેમ તરવાર ઉગામીને કુમાર સામે ધસી ગયો,[૪૩૧] શંખકુમારે પણ સિંહની પેઠે નિર્ભય થઇ હર્ષથી તરવાર ઘુમાવા માડી, અને હાથી જેવા તે રાક્ષસને મારવા માટે તૈયાર થયો.[૪૩૨] પેલો રાક્ષસ ઉગ્ર મંડળાકારે તરવાર ઘુમાવી રહ્યો હતો. તેવામાં શંખકુમારે પોતાની તરવારનો પ્રહાર કરી તેની તરવારના બે ટુકડા કરી નાખ્યા.[૪૩૩] એટલે તુરત જ રાક્ષસે તરવાર ફેંકી દીધી અને શંખકુમારને પોતાની બાથમાં લીધો. શંખકુમારે પણ તરવાર મૂકી દઈ રાક્ષસને બાથમાં ઘાલી

ખૂબ રગડવા માંડ્યો.[૪૩૪] એ વેળા વનના બે હાથીની પેઠે તેઓ બન્ને જણા યુદ્ધ કરવા લાગ્યા, અને ત્યાં ઉભેલા રાજકુમારના મિત્ર, યક્ષ તથા યોગીને ભય, વિસ્મય તથા હર્ષાદિના રસને ઉત્પન્ન કરવા લાગ્યા.[૪૩૫] જાણે બે મલ્લ લડી રહ્યા હોય તેમ, તેઓ બન્ને પગની આંટી નાખીને હાથ વડે અન્યોન્યને બાંધીને તથા મુઠીઓના પ્રહાર કરીને એકબીજાને પૃથ્વી પર લોટાવી દેવા લાગ્યા અને પછી તો થાક્યા પણ ખરા.[૪૩૬] તે વેળા શંખકુમારને એક દાવ હાથમાં આવી ગયો. તેણે તુરતજ પોતાનો એ અવસર મેળવી લઈ પેલા રાક્ષસનો પગ પકડ્યો અને પોતાના મસ્તકની આસપાસ એક ક્ષણવાર સુધી તેને ભમાવ્યો.[૪૩૭] તે જ ક્ષણે એ રાક્ષસે પોતાનું રાક્ષસી સ્વરૂપ ત્યજી દીધું, અને પોતાના દિવ્યદેહની કાંતિથી દિશાઓમાં ઝળહળાટ કરતી વિદ્યાની અધિષ્ઠાત્રી દેવી ત્યાં પ્રકટ થઇ.[૪૩૮] પછી તે બોલી કે, હે વત્સ! હું વિદ્યાની અધિષ્ઠાત્રી દેવી છું, મેં તારા સત્ત્વની પરીક્ષા કરવા માટેજ આવું રાક્ષસી સ્વરૂપ ધારણ કર્યું હતું.[૪૩૯] હે સાત્ત્વિકોમાં શ્રેષ્ઠ કુમાર! જેમ ઉત્તમ સુવર્ણ અમૂલ્ય હોય તેમ, તારૂં સત્ત્વ પણ અમૂલ્ય છે—અપ્રતિરૂપ છે. તેથી હું તારા પર પ્રસન્ન થઇ છું, તને જે કંઈ ઇષ્ટ હોય તે વર તું માગી લે. દેવીએ એ પ્રમાણે કહ્યું, ત્યારે કુમાર બોલ્યો:—"હે દેવિ! હું જે સમયે તારૂં સ્મરણ કરૂં તે સમયે તું મારી પાસે આવજે."[૪૪૦–૪૪૧] "તથાસ્તુ" એમ કહીને દેવી અંતર્ધાન થઇ ગઇ. તે પછી પેલો યોગી પણ ઉભો થઇને કુમારને ભેટી પડ્યો અને પોતાનો સ્વાર્થ પૂર્ણ થવાથી મનમાં પ્રફુલ્લ થઇ તે બોલ્યો કે, હે મહાભાગ! આ સિદ્ધિ તમારી કૃપાથી જ મને પ્રાપ્ત થઇ છે. કેમકે ચંદ્રકાંતમણિમાંથી જે અમૃતસ્રાવ થાય છે તેમાં ચંદ્રની ચેષ્ટા જ કારણભૂત હોય છે.[૪૪૨–૪૪૩] ઇત્યાદિ પ્રશંસા કરીને યોગીએ કુમારને અત્યંત આગ્રહપૂર્વક એક ગોળી

આપી, કે જેમાં મનુષ્યને અદશ્ય કરવાની શક્તિ હતી.૪૪૪ એ ગોળી લઇને કુમારે તે આખી રાત્રિ સિદ્ધની સાથે વાતચીત કરવામાં ગાળી કાઢી, અને સવારમાં તે કોઇક નગરની પાસે જઈ પહોંચ્યો. ૪૪૫ એ નગરમાં એક સ્થળે ઘણો જ કોલાહલ થઇ રહ્યો હતો અને ઘણા લોકો એકઠા થયા હતા. તે જોઇને કૌતુક સ્વભાવવાળો કુમાર પણ પોતાના મિત્રને તથા યક્ષને સાથે લઇ ત્યાં ગયો.૪૪૬ તેની વચ્ચે જઇને તેણે જોયું તો કાકડીઓથી ભરેલું એક ગાડું ત્યાં ઉભું હતું અને તેની પાસે જ કોઇએક ધનવાન વાણીઓ ઉભેલો જોવામાં આવતો હતો.૪૪૭ પછી શંખકુમારે કોઇ એક માણસને પૂછ્યું કે, કેમ ભાઇ ! આ વાણીઓ ચીભડાનો વેપાર કરવાને તો અયોગ્ય દેખાય છે, છતાં ચીભડાના ગાડા પાસે કેમ ઉભો છે ?૪૪૮ પછી પેલા માણસે કહ્યું કે, આ તો એક સાર્થપતિ છે, લગભગ કુબેરના જેવો ધનવાન છે. માત્ર ગમ્મતને માટે ચીભડાં લઇને તે આ પ્રમાણે કહી રહ્યો છે કે, જે માણસ એક ઠેકાણે ઉભો રહીને આ બધી કાકડીઓ ખાઇ જાય તેને હુ પૂરેપૂરી એકલાખ સોનામહોરો આપું.

પણ કોઈ મનુષ્ય આવું કઠિન કામ કરવા સમર્થ થઇ શકતો નથી, જેથી તેના ઉત્તર માટેની જાણે છાયા હોય તેમ, આ સર્વલોક અહીં તેની પાસેના ભાગમાં ફર્યા કરે છે." ૪૪૯-૪૫૧ તે પછી શંખ-કુમારે સાર્થપતિના વચનનો સ્વીકાર કર્યો અને યક્ષની શક્તિને લીધે એક રમતમાત્રમાં તે બધી કાકડીઓને એક કોળીયાની પેઠે ખાઇ ગયો.૪૫૨ તે જોઇ સર્વ મનુષ્યો તો વિચારમાં જ પડી ગયા અને કહેવા લાગ્યા કે આ તે કોઇ સિદ્ધ હશે, દેવ હશે કે વિદ્યાધર હશે? ખરેખર આવાં અદ્ભુત કર્મોથી સર્વને આશ્ચર્ય કરનારો આ પુરુષ કોઇ સામાન્ય મનુષ્ય નથી.૪૫૩ એ રીતે માણસો કુમારની સ્તુતિ કરી રહ્યાં હતાં તે વેળા પેલો સાર્થપતિ કુમારની પ્રાર્થના કરી

તુરત જ તેને પોતાને ઘેર લઇ ગયો.૪૫૪ અને ત્યાં ભાતભાતનાં ખાનપાનથી ઘણા જ માનપૂર્વક તેને જમાડીને તેની આગળ પોતાની પુત્રીને હાજર કરી બે હાથ જોડી બોલ્યો કે, હે દેવ! આ મારી પુત્રી આજે આપની સ્ત્રી તરીકે થઇ ચૂકી છે, અને કૃતાર્થ થઇ છે. હું મારી પુત્રી આપને આપું છું, તેમાં જે કારણ છે તેને તમે સાંભળો, ૪૫૫-૪૫૬ "હું આ જ નગરમાં રહું છું. જાતનો વાણીઓ છું. મારૂં નામ સાગર છે. હું પૂર્વે ઘણો જ દરિદ્રી હતો; પણ નિર્જળ પ્રદેશમાં જેમ કલ્પલતા ઉત્પન્ન થાય તેમ જે સમયે આ પુત્રી મારે ત્યાં જન્મી તે દિવસથી આરંભી આ પુત્રોના ભાગ્ય વડે મારે ત્યાં અકસ્માત્ ધન આવવા લાગ્યાં અને અલ્પસમયમાં જ જળવડે જેમ સરોવર ભરાઇ જાય તેમ, હું ધનસમૃદ્ધિથી પરિપૂર્ણ થઇ ગયો. ૪૫૭-૪૫૮ આ મારી પુત્રી રૂપમાં સર્વ દેવાંગનાઓનો પરાજય કરે તેવી છે, સર્વાંગે શુભ લક્ષણવાળી છે અને સર્વના મનને આનંદ ઉપજાવે છે, માટે લોકોએ આનું "મનોરમા" એવું નામ પાડેલું છે.૪૫૯ આ જેમ જેમ મોટી થવા લાગી તેમ તેમ, સર્વ કળાઓને ભણી ગઇ અને અનુક્રમે સુંદર તરુણ અવસ્થાને પ્રાપ્ત થઇ.૪૬૦ આને યુવાન થયેલી જોઈ તેને માટે યોગ્ય વર મેળવવાના ચિંતા સમુદ્રમાં હુ ડૂબી જવા લાગ્યો પણ તેવામાં મારી ગોત્ર દેવીને એક નૌકાની પેઠે મેં પ્રાપ્ત કરી.૪૬૧ તેનો મેં આશ્રય કર્યો એટલે તેણે આપને આના વર તરીકે બતાવ્યા અને આપની પરીક્ષા કરવામાં કાકડીઓના ભક્ષણને અભિજ્ઞાન-ઓળખવાના સાધનરૂપે જણાવ્યું. ૪૬૨ માટે પુણ્યથી પ્રાપ્ત થયેલી આ મારી પુત્રીને તમે પરણો." એ પ્રમાણે સાંભળીને રાજકુમાર જ્યારે મૌન રહ્યો ત્યારે તે અમૂઢ બુદ્ધિવાળા સાગરશ્રેષ્ઠીએ કુમારની સાથે મોટા ઉત્સવપૂર્વક પોતાની પુત્રીનાં લગ્ન કર્યાં. ૪૬૩-૪૬૪ પછી એ નવી પરણેલી મનોરમા

સ્ત્રીએ જેટલામાં તે કુમારના મનને કંઇક આકર્ષ્યું કે તુરત જ દેશો જોવાની ઇચ્છાએ પણ કુમારના તરફ કટાક્ષ કર્યો—અર્થાત્ દેશો જોવાની ઇચ્છા તેને સ્ફુરી આવી.૪૬૫ પોતાની તે ઇચ્છા, મનોરમાને જણાવીને તે રાજકુમાર પોતાના મિત્રોની સાથે ત્યાંથી આગળ ચાલ્યો. કેમકે જાતજાતના અવાંતર પ્રસંગો ચાલુ પ્રસંગનો બાધ કરી શકતા નથી. ૪૬૬ પછી તે રાજકુમાર અનુક્રમે ચાલતાં ચાલતાં પ્રિયભાષી જનસમુદાયથી વ્યાપ્ત એવી મિથિલા-નગરીમાં જઇ પહોંચ્યો; જે નગરી અગ્નિરૂપ મુખવાળા દેવોથી ભય પામી પૃથ્વીપર આવેલા સ્વર્ગ સમાન જણાતી હતી. ૪૬૭ એ નગ-રીમાં જેની આજ્ઞાને શત્રુરાજાઓ પણ વશ થઇને પાળી રહ્યા હતા તેવો એક રાજા, સ્વર્ગ જેવી સમૃદ્ધિઓથી સમૃદ્ધિમાન રાજ્યનું પાલન કરતો હતો. ૪૬૮ તે રાજાને 'સુંદરી' નામની એક પટ્ટરાણી હતી, જે પતિવ્રતા હતી અને જેણીના શીલના પ્રતાપથીજ ચંદ્રમા કંઇક શ્યામ થઇ ગયો છે. ૪૬૯ તે રાણીના ઉદરરૂપી નાની તળાવડીમાં જેમ એક હંસલી ઉત્પન્ન થાય તેમ, રતિસુંદરી નામની એક પુત્રી જન્મી હતી, જેણીની રૂપસંપત્તિ જોવાને માટે ઇન્દ્રને એક હજાર નેત્રો કરવાં પડયાં. ૪૭૦ એ રાજપુત્રી, વિદ્યામાં સરસ્વતી સમાન હતી, રૂપમાં કામદેવની સ્ત્રી સમાન હતી અને સૌભાગ્યમાં લક્ષ્મી સમાન હતી. તેણી અનુક્રમે યુવાવસ્થાને પ્રાપ્ત થઇ; ૪૭૧ પણ કોઇક કારણને લીધે તે રાજપુત્રી પુરુષોનો દ્વેષ કરનાર થઇ અને તેજ કારણથી તે પોતાના પાણિગ્રહણના નામને પણ સહન કરી શકતી નહિ. ૪૭૨ તે સમયે રાજા (તેણીનો પિતા) આવી ચિંતા કરવા લાગ્યો કે, પિતાને ઘેર રહેલી આ પુત્રી ખરેખર અપકીર્તિને માટેજ થઇ પડશે, કેમકે તે વિવાહને ઇચ્છતી નથી; તો હવે આ સંસારમાં મારે શું કરવું, કોનો આશ્રય કરવો ? અથવા હું કયાં જાઉં ? આવા પ્રકારની ચિંતારૂપી

નદીમાં રાજા ડૂબી જવા લાગ્યો, લગભગ બેભાન જેવો બની ગયો અને જાણે દુઃખથી વ્યાકુળ બની ગયો હોય તેમ તેનાથી ખોરાક લઇ શકાતો ન હતો અને તેને નિદ્રા પણ આવતી ન હતી. ૪૭૩-૪૭૪ રાજાની આ વ્યગ્રતાનું કારણ નગરવાસીઓમાં પણ માંહોમાંહે ચર્ચાતું હતુ, તે સાંભળીને રાજકુમાર શંખનું મન તુરતજ તેને (રાજકુમારીને) મળવા માટે આતુર બન્યું. ૪૭૫ તેણે પ્રથમ યક્ષની સાથે કેટલીએક વાતચીત કરી અને પછી સિદ્ધે આપેલી પેલી ગોળીના પ્રભાવથી અદૃશ્ય થઇ યક્ષે બતાવેલા માર્ગે કન્યાના અંતઃપુરમાં તે દાખલ થયો. ૪૭૬ ત્યાં અલૌકિક રૂપવાળી તે રાજકન્યાને જોઇને રાજકુમાર મનમાં વિચાર કરવા લાગ્યો કે, પોતાના પતિ કામદેવનો ત્યાગ કરીને રતિ દેવી પોતેજ આ રતિસુંદરી રૂપે અહીં આવી છે કે શું? ૪૭૭ પછી તે સમયે કુમારની સાથે રહેલા યક્ષે પોતાની શક્તિથી પોપટનું સ્વરૂપ ધારણ કર્યું અને પોતાની પાંખોને ધૂણાવતો ધૂણાવતો પેલી રાજકુમારીની આગળ જઇને ઉભો રહ્યો. ૪૭૮ એટલે તે ઉત્તમ જાતિના પોપટને રાજસભામાં રાખવા લાયક જોઇને રાજકુમારીએ તેને પકડવાની ઇચ્છાથી એકદમ જેવો તેનાપર હાથ નાખ્યો કે તેજ સમયે પોપટે મનુષ્ય ભાષાથી કહ્યું કે, "એ રાજકુમારિ! આ શું? તું તો પુરુષોનો દ્વેષ કરનારી છે, છતાં મને પુરુષને સ્પર્શ કરવા તુ કેમ ઇચ્છે છે? ૪૭૯-૪૮૦ વળી તારૂં શરીર પુરુષનો દ્વેષ કરવારૂપ દોષથી ખરેખર દૂષિત બનેલું છે, જેથી તારો સ્પર્શ પણ કોઢીઆના સ્પર્શની પેઠે સર્વથી અશુભજ ગણાય." ૪૮૧ તે સાંભળી રાજકન્યા હસીને બોલી કે, હે પોપટ! તેં કહ્યું તે યોગ્ય નથી. કેમકે હું જો ગુણોનો દ્વેષ કરનારી ન હોઉં તો આવા તારા ઠપકાને પાત્ર કેમ હોઇ શકું? ૪૮૨ હે પોપટ! પુરુષો વિષે લેશ માત્ર ગુણ જોવામાં આવતો નથી. તેઓનો સ્નેહ સંધ્યાકાળનાં વાદળાં જેવો ક્ષણિક હોય

છે. તેઓમાં પ્રેમનો અંશ પણ હોતો નથી અને તેઓ કેવળ નિર્દયજ હોય છે, ૪૮૩ જેમ એક બળદ, જુદાં જુદાં પ્રત્યેક ઘાસ પર મુખ નાખીને બીજી તરફ ચાલ્યો જાય છે તેમ, પુરુષ પણ સ્ત્રીનો ત્યાગ કરીને ચાલ્યો જાય છે, તો પછી પેલા બળદમાં અને પુરુષમાં શો ભેદ રહ્યો? ૪૮૪ તે સાંભળી પોપટ તેની મશ્કરી કરતો બોલ્યો– "વાહ! વાહ! મિથ્યા પંડિતાઇનો ડોળ ઘાલી બેઠેલી તને ધિક્કાર છે. કેમકે તેં કોઇ એકાદ પુરુષની નિર્ગુણતા ઉપરથી પુરુષની આખી જાતિને દૂષિત ઠરાવી છે. ૪૮૫ ધાર, કે કોઇ એકાદ ઘોડો ખરાબ નીકળ્યો તેથી (ઇન્દ્રનો) ઉચ્ચૈશ્રવા ઘોડો પણ તેવોજ હોય, એમ કેમ કહેવાય? સર્પોમાં કોઇ એક સર્પ ઝેરી હોઇને પૃથ્વીને દૂષિત કરે છે ત્યારે બીજો શેષનાગ પૃથ્વીનો ઉદ્ધાર કરી રહ્યો છે–પૃથ્વીને ધારણ કરી રહ્યો છે;૪૮૬ માટે વિદ્વાન મનુષ્યે, કોઇ એકાદને હલકો જોઇ, તેની આખી જાતિને દૂષિત ગણવી નહિ. કેમકે આપણા પોતાના શરીરમાં પણ સર્વ અંગોની સમાનતા જોવામાં આવતી નથી. ૪૮૭ એ રીતે પોતાના શારીરિક અવયવોમાંજ વિષમતાનુ તારતમ્ય જોઇ તું વિચાર કરી લે, અરે! તેવો કોઈ પિતા કે પુત્ર પણ નથી કે જે અન્યોન્યના ગુણોથી સમાન હોય. ૪૮૮ માટે હે ભોળી રાજપુત્રિ! જેમ વૃક્ષ વિના લતા અને ચંદ્ર વિના ચાંદની આનંદ પામી શકતી નથી તેમ, પતિ વિના સ્ત્રી પણ આનંદ મેળવી શકતી નથી. ૪૮૯ જેમ કોઇ મોતીની માળા, સ્ત્રીના કંઠમાંજ રહેવાને યોગ્ય હોઇને પૃથ્વીપર પડી રહેતી હોય તો શોભતી નથી તેમ, કોઇ ગુણવાન સ્ત્રી પણ પતિના આશ્રય વિના કદી શોભતી નથી. ૪૯૦ જેમ મેઘ, નદીઓને સર્વાંશે ભરપૂર કરી શકે છે તેમ, આ મનુષ્ય લોકમાં સ્ત્રીઓના સર્વ મનોરથને કેવળ તેઓનો એક પતિજ પૂર્ણ કરી શકે છે; ભાઈ કે પિતા સ્ત્રીઓના સર્વ મનોરથો પૂર્ણ કરી શકતા નથી.

૪૯૧ માટે હે ભદ્રે ! પુરુષોનો દ્વેષ કરવાના આગ્રહરૂપ આ તારા દોષનો તું ત્યાગ કર. મનુષ્ય સંબંધી દુર્લભ જન્મ પ્રાપ્ત કરીને તેને વૃથા કેમ ગુમાવે છે?" ૪૯૨ પોપટનાં તે વચન સાંભળ્યા પછી કુમારી બોલી—"હે પોપટ ! તેં મને જે કહ્યું તે યોગ્ય છે, પણ પુરુષોનું નિર્ગુણપણું મેં પ્રત્યક્ષ જોયું છે, સાંભળ. ૪૯૩ પૂર્વ જન્મમાં નંદા નામની હું એક બ્રાહ્મણી હતી. મારો જન્મ શુદ્ધ કુળમાં થયો હતો અને સદ્દઢ નામનો બ્રાહ્મણ મારો પતિ હતો. અમે નંદિગ્રામમાં રહેતાં હતાં. ૪૯૪ હું મારા પતિના જમ્યા પછી જમતી હતી. સૂતા પછી સૂતી હતી અને બેઠા પછી બેસતી હતી. જેમ શરીરની છાયા શરીરને અનુસરે છે તેમ, હું પણ સર્વ વિષયમાં મારા પતિને અનુસરી રહેતી હતી. ૪૯૫ એક સમયે લોકોના અભાગ્યને લીધે એ દેશમાં દુષ્કાળ પડ્યો, જેથી સર્વ લોકો માતા પુત્ર આદિથી રહિત થઇને દુખી થઇ પડ્યા. ૪૯૬ તે પછી ક્ષુધાથી વ્યાકુળ થઇને કોઇ કોઈ લોકો ત્યાંથી વિદેશ તરફ નીકળી ગયા, ત્યારે મારો પતિ પણ મને છોડીને બીજા કોઇ દેશમાં જવા તૈયાર થયો. ૪૯૭ એ વખતે મેં તેને કહ્યું કે, "હે પ્રિય ! મને અહીં મૂકીને તમારે અહીંથી જવું તે યોગ્ય નથી. સર્પ વિના બીજો કયો પુરુષ પોતાની પ્રિય કાંચળીનો ત્યાગ કરે?" ૪૯૮ ઇત્યાદિ યુક્તિવાળાં સુવાકયોથી મેં જ્યારે ખૂબ કહ્યું, ત્યારે મારા પતિની ઇચ્છા ન હોવા છતાં પણ હું તેમની પાછળ પાછળ નીકળી શકી. કેમકે સંધ્યા સૂર્યની પાછળ કેમ ન જાય? ૪૯૯ એક સમયે જંગલમાં અમે મુસાફરી કરી રહ્યાં હતાં તે વખતે રાત્રિના સમયે હું નિદ્રાવસ્થામાં પડી હતી ત્યારે મને ત્યાં એકલી મૂકીને મારો પતિ કયાંક ચાલ્યો ગયો. ૫૦૦ પછી હું જાગી અને મેં મારા પતિને જ્યારે ક્યાંય ન જોયો ત્યારે ભાંગી ગયેલી લતાની પેઠે એકાએક મૂર્ચ્છિત થઇને હું પૃથ્વીપર ઢળી પડી; ૫૦૧ અને મૂર્ચ્છા ઉતરી

ત્યારે આવો વિલાપ કરવા લાગી. હે માતા! હે પિતા! હે મારા પ્રિયપતિ! મને અનાથને આ જંગલમાં મૂકીને તમે કેમ ગયા? ૫૦૨ તે પછી ટોળાંથી વિખૂટી પડેલી મૃગલીની પેઠે અને સથવારાથી જુદી પડેલી સુંદરીની પેઠે હું પણ બરાબર ચાર દિવસ સુધી તે જંગલમાં નિરાધાર સ્થિતિએ મારા પતિની શોધમાં ભટકી. ૫૦૩ પણ જ્યારે મારા પતિને મેં ક્યાંય ન જોયો ત્યારે મે મારા મનમાં વિચાર કર્યો કે, જરૂર મારો પતિ મને છોડીને કોઈ બીજે સ્થળે ચાલ્યો ગયો છે. કેમકે, પ્રથમ પણ તેણે મને એ પ્રમાણે કહ્યુ હતું. ૫૦૪ આવો વિચાર કર્યા પછી કોઇ પણ સ્થાનકે પહોંચવાનો મનમાં સંકલ્પ કરી હું ત્યાંથી ચાલી. જો કે હું ક્ષુધાથી અત્યંત પીડાતી હતી તો પણ માત્ર પાંચ ગ્રાસ લઇને કોઈ એક ગામમાં હું પહોચી ગઇ. ૫૦૫ ત્યાં ભિક્ષાને માટે હું ભટકતી હતી, તેવામાં એક અપાસરામાં કેટલીક સાધ્વીઓને મેં જોઇ એટલે તેઓની પાસે જઇ પ્રણામ કરી તેઓ પાસેથી ધર્મદેશના સાંભળી. ૫૦૬ તેને લીધે પ્રથમથીજ અત્યંત દુખી અને વ્યાકુળ થયેલા મારા હૃદયમાં, વસ્ત્રમાં જેમ રંગ પેસી જાય તેમ, પુષ્કળ ધર્મરાગ દાખલ થયો. ૫૦૭ મેં તે સાધ્વીઓ પાસે દીક્ષા પણ લીધી અને કેટલોક કાળ તેમનું સેવન કર્યું; પછી ત્યાં મરણ પામી હમણાં અહીં રાજાને ત્યા રતિસુંદરીરૂપે હું ઉત્પન્ન થઇ. ૫૦૮ મને અહીં યુવાવસ્થા પ્રાપ્ત થઇ. એક દિવસે રાજમહેલની બારીમાં હું ઉભી હતી તેવામા રાજમાર્ગમાં જઇ રહેલી કેટલીક સાધ્વીઓ મારા જોવામાં આવી. ૫૦૯ તેઓને જોતાંજ મને મારા પૂર્વ જન્મનું સ્મરણ થઇ આવ્યું અને મારા તે પૂર્વજન્મના પતિનું કપટ પણ યાદ આવ્યુ, જેથી મને પુરુષો પર દ્વેષ પ્રાપ્ત થયો. ૫૧૦ આ રીતે પુરુષોનું નિર્ગુણપણુ જોઇનેજ તેઓના તરફ ધિક્કાર હું દર્શાવું છુ, નહિ કે ગુણોનો પણ હું દ્વેષ કરૂં છું. કેમકે ગુણો તો

સજ્જનોને પ્રિયજ હોય છે." [૫૧૧] રાજકન્યાનાં તે વચન સાંભળી પોપટે કહ્યું–" ખરી વાત, તારો તે પૂર્વ જન્મનો પતિ ખરેખર નિર્ગુણ જ ગણાય અને તેથી તેના પરજ તું અત્યંત દ્વેષ રાખે તે પણ યોગ્ય જ ગણાય.[૫૧૨] પરંતુ હે ભીરુ! કદાચ કોઇ એક કાયર પુરુષ રણક્ષેત્રમાંથી નાસી ગયો તેથી બીજા કોઇ શૂરા સુભટનો પણ રાજા શું સત્કાર કરતો નથી? [૫૧૩] તેમજ ધાર, કે કોઇ એક માર્ગમાં ચોર લોકોએ એક વટેમાર્ગુને લૂંટ્યો તેથી બીજા કોઇ મનુષ્યે પોતાને કામ હોય તો પણ તે માર્ગમાં શું ન જ જવું?" [૫૧૪] તે પછી પોપટનાં એ અભિપ્રાયગર્ભિત વાક્યો સાંભળીને રાજપુત્રી બોલી–"હે પોપટ! તારામાં ખરેખર સામાન્ય ગુણો નથી.[૫૧૫] માટે તું મને કહે, તું કયા રાજાનો, અથવા કયા રાજપુત્રનો અથવા કઇ રાજરાણીનો પ્રાણપ્રિય થઇ રહ્યો છે"? [૫૧૬] રાજકુમારીનો એ પ્રશ્ન સાંભળી પોપટ પણ અત્યંત ઉત્સાહમાં આવી ગયો. તેણે કહ્યુ કે, હે સુંદરિ! જેનું નામ કાનને સુખ આપનારૂં હોઇને માંગલિક છે તે રાજકુમાર મારો સ્વામી છે. [૫૧૭] પોપટે એમ કહ્યુ એટલે રાજકુમારીએ પૂછ્યુ—" તે કયો રાજકુમાર?" ત્યારે પોપટ બોલ્યોઃ—"રત્નપુર નામના નગરમાં નરોતમ નામના એક રાજા છે. તેને શંખ નામનો શ્રેષ્ઠ કુમાર છે.[૫૧૮] એ કુમાર સોમ છે–ચંદ્ર જેવો સૌમ્ય છે તો પણ દોષા એટલે કેવળ રાત્રિમાજ શોભાવાળો નથી પણ સર્વકાળ સુશોભિત છે; વળી તે સૂર છે–સૂર્યજેવો પ્રતાપી છે, તો પણ બીજાઓને તપાવનારો—દુઃખ આપનારો નથી, તેમજ એ કુમાર ઇશ છે–ઇશ્વર–શંકર જેવો સમર્થ છે તો પણ વિરૂપ બેડોળ નેત્રવાળો નથી, અર્થાત્ શંકર જેવો સમર્થ હોવા છતાં ત્રણ નેત્રવાળો નથી પણ બેજ નેત્રવાળો છે, અને તે વિષ્ણુ છે–વિષ્ણુ જેવો વિજયી છે તો પણ કોઈ મનુષ્યોને દુઃખ આપનારો નથી.

૫૧૯ વળી તે મુકુટ ધારણ કરતો હોવાથી કિરીટી નામ ધરાવ છે પણ તે કિરીટિ—અર્જુન નથી, અત્યંત બળવાન હોઇને સર્વને આનંદ ઉપજાવે છે માટે રામ—બલરામના નામને ધારણ કરે છે, પણ હળના આયુધવાળો બલરામ નથી, અત્યંત ઐશ્વર્યવાળો હોઇને ઇન્દ્ર કહેવાય છે, પણ ઇન્દ્ર નથી; તો એને કોની ઉપમા આપીને વર્ણવી શકાય ? ૫૨૦ જેના સુંદર સ્વરૂપને જોઇ પોતાના રૂપની તેની સાથે તુલના કરતાં કામદેવને વૈરાગ્ય થઇ ગયો—પોતાનું રૂપ તેના કરતાં ઉતરતું જણાયું તેથી આખા શરીર ઉપરજ કામદેવને વૈરાગ્ય થઇ ગયો અને તેજ દિવસથી આરંભી તેણે પોતાના શરીરનો ત્યાગ કરી 'અનંગ' (શરીર વિનાનો) નામ ધારણ કર્યું. ૫૨૧ લક્ષ્મી ચપળ કહેવાય છે તો પણ એ રાજકુમારની મજબૂત તરવારની સાથે તેની શક્તિરૂપ સાંકળથી જિતાઇને—બંધાઇને નિરંતર (તે લક્ષ્મી) સ્થિર થઇ રહી છે. ૫૨૨ તે સમુદ્ર જેવો ગંભીર છે, તેની યશકળા ક્ષીરસમુદ્ર જેવી ઉજ્જવળ છે અને તેનું બાહુબળ આખી પૃથ્વીના સારનો સમુદ્ધાર કરવામાં સમર્થ છે. ૫૨૩ વળી તે મોટો દાતા છે, સર્વ લોકમાં માન્ય છે, તેનાં સદ્‌ગુણો બીજા કોઇના ગુણોની સમાનતા કરતા નથી. તેનું શરીર સર્વાંગે સુંદર છે અને ઘેર ઘેર સ્ત્રીઓના સમુદાયો તેનું વર્ણન કરી રહ્યા છે. ૫૨૪ અરે! એટલુંજ નહિ પણ જે કોઇ એક સિદ્ધપુરુષની પેઠે સર્વત્ર જઈ શકે છે, વિચરી શકે છે તે મહા-કુશળ શંખકુમાર મારો સ્વામી છે અને હું તેને અત્યંત પ્રિય છું." ૫૨૫ તે સાભળી રાજકુમારીએ પ્રેમપૂર્વક કહ્યું કે, હે પોપટ! એ પ્રિય રાજકુમારને જણાવીને તુ મારો પૂજ્ય બન્યો છે, તો કહે કે હું તેને કેવી રીતે જોઇ શકું? ૫૨૬ ત્યારે પોપટે કહ્યું:—"એ કુમાર સર્વજ્ઞની પેઠે બીજા મનુષ્યના વિચારને જાણી લે છે અને સામા માણસની જો ઇચ્છા હોય તો વિદ્યાધરની પેઠે આકાશમાર્ગે તેની

પાસે તે આવે છે.”૫૨૭ ઠીક છે, ત્યારે તો તે મને પણ ભલે દર્શન આપે. એ પ્રમાણે જેવું રાજકુમારીએ કહ્યું કે તુરત જ કુમારે પોતાના મુખમાંથી પેલી અંતર્ધાન થવાની ગોળીને કાઢી નાખી અને તે ત્યાં પ્રકટ થયો.૫૨૮ તે વખતે સાક્ષાત્ દેવસમાન તે કુમારને જોઇને તે રાજપુત્રી, આનંદરૂપ રસથી છંટાઇને પૃથ્વીની પેઠે રોમાંચરૂપ અંકુરોથી ખીલી નીકળી.૫૨૯ એક ક્ષણવાર તેણીએ લજ્જાથી અસ્થિર નેત્રે શંખકુમારને જોયો અને તેથી શંખકુમાર પણ અમૃતના કુંડમાં જાણે કંઠપર્યંત મગ્ન થઇ રહ્યો હોય તેવો જણાતો હતો.૫૩૦ તે પછી પોપટે કહ્યું, કે, હે ભદ્રે! આ તારો પ્રાણપ્રિય, તારા ચિંતનની સાથે જ અહીં આવ્યો છે, માટે હવે તુ સમયોચિત કરી લે.૫૩૧ વળી તે વેળા શંખકુમારે પણ સ્નેહ બતાવીને કહ્યું કે, હે સુંદર મુખવાળી! હું તારે વિષે ઉત્કંઠિત છું અને તેં સ્મરણ કર્યું કે તુરત જ અહીં આવ્યો છું.૫૩૨ રાજકુમારે એમ કહ્યું એટલે તેણી બોલી—“હે સ્વામિ! તમે અહીં વિલંબ કરો મા. મને અહીંથી બીજે ઠેકાણે લઇ જાઓ. કેમકે આ વાત જો રાજાના જાણવામાં આવશે તો મોટી ફજેતી થશે.”૫૩૩ તે સાંભળી પેલો યક્ષ, પોપટનુ સ્વરૂપ છોડીને બોલ્યો કે, “હે કલ્યાણિ! તારે માટે જ આ મારો પ્રયાસ છે; તો હવે તું સત્વર ચાલ.”૫૩૪ એમ કહીને તે યક્ષે કોઇ પણ મનુષ્યનાં ધનુષ વગેરે આયુધો તથા એક રથ હરી લાવીને સજ્જ કર્યાં અને કુમારની આગળ હાજર કર્યાં.૫૩૫ એટલે રાજકુમાર, પોતાની પ્રિયા રતિસુંદરીની સાથે પોતાનો મિત્ર જેમાં સારથિ તરીકે થયો હતો તેવા એ રથમાં બેઠો, અને પેલા યક્ષની સાથે નગરમાંથી બહાર નીકળી ગયો.૫૩૬ તેવામાં એ વાત અંતઃપુરની રક્ષિકાઓના જાણવામાં આવી અને તેઓએ રાજા પાસે આવીને જાહેર કર્યું કે, “હે મહારાજ! કોઇએક પુરુષ ક્યાંકથી આવીને

રાજકુમારીનું હરણ કરી જાય છે."૫૩૭ તે વેળા રાજાએ પૂછ્યું કે, રાજકુમારી પોતાની ઇચ્છાથી જ જાય છે? અથવા જાણે છળથી હરણ કરાઈ હોય તેવી પોતે ક્રિયા કરી રહી છે? ૫૩૮ ત્યારે દાસીઓ બોલી,–"તેની ચેષ્ટાઓ ઉપરથી જણાય છે કે, તે જાણે હર્ષથી જતી હોય." આ પ્રમાણે દાસીઓના જણાવ્યા પછી રાજાએ સ્પષ્ટ રીતે કહ્યું –૫૩૯ "કુમારી પ્રથમ પુરુષોનો દ્વેષ કરનારી હતી, છતાં આ સમયે પોતાની મેળે જ કોઇ પતિ પાસે જો જતી હોય તો ખરેખર, આ તો આપણી ઇચ્છા હોઇને પોતાની મેળે જ ગુમડું ફૂટયું એમ મનાય.૫૪૦ માટે હવે તેજ પુરુષને અહીં બોલાવીને મારી પુત્રીનાં તેની સાથે લગ્ન કરી આપું. કેમકે અતિથિ, હસવાથી કે રડવાથી પણ જો જતો જ ન હોય તો પછી હસીને જ તેનો સ્વીકાર કરવો તે વધારે સારૂ છે."૫૪૧ આવો વિચાર કરી રાજા, એક વેગવાળા ઘોડા ઉપર બેસીને સત્વર ત્યાં ગયો કે જ્યાં શંખકુમાર નગરની બહાર રહ્યો હતો.૫૪૨ શંખ પણ રાજાને શાંતસ્વરૂપે આવેલો જોઈને હર્ષથી તેની સામે ગયો અને તેને પ્રણામ કર્યા, સત્પુરુષો પોતાના સદાચારથી કદી ભ્રષ્ટ થતા નથી.૫૪૩ પછી રાજાએ પોતાના જમાઇને જોઇને મનમાં વિચાર કર્યો કે, મારી પુત્રીને આવો પતિ મળ્યો તેથી ખરેખર ખીરમાં સાકર પડ્યા જેવું જ થયુ છે.૫૪૪ વળી મને પોતાને ધન્ય છે, કે જેને આવો જમાઇ મળ્યો! ધન્ય છે આ મારી પુત્રીને કે જેને આવો પતિ મળ્યો અને આ બન્નેનો આ રીતે જે સમાગમ થયો, તે પણ ધન્યવાદપાત્ર જ છે. ૫૪૫ તે પછી રાજાએ આનંદપૂર્વક શંખકુમારને તેના મિત્રોની સાથે નગરમાં આણ્યો અને શુભ દિવસે મોટા ઉત્સવપૂર્વક તે બન્નેનાં તેણે લગ્ન કરી આપ્યાં. ૫૪૬ તેમજ હસ્તમોચન સમયે પુષ્કળ હાથી, ઘોડા, સુવર્ણ વગેરેની ભેટ કરીને રાજાએ પોતાનાં

જમાઇને પરમપ્રીતિપૂર્વક એક રાજ મહેલમાં વસાવ્યો. ૫૪૭ કુમાર પણ કેટલીક કાળ ત્યાં રહ્યો અને પછી ત્યાંથી જવાને માટે ઉત્કંઠિત બન્યો. કેમકે ભાગ્યશાળી પુરૂષોની ચેષ્ટા પોતાની ઇચ્છાને અનુસરતી હોય છે. ૫૪૮ તેણે પોતાનો અભિપ્રાય રતિસુંદરીને જણાવ્યો અને ઘોડા વગેરે જે ધન પોતાને ત્યાંથી મળ્યું હતું તે બધું ત્યાં મૂકી દઇને તે રાજકુમાર એ નગરમાંથી ચાલી નીકળ્યો. કેમકે તેને પૃથ્વી જોવા માટેનું કુતૂહલ હતું. ૫૪૯ ત્યાથી જતાં જતાં રાજકુમારે લોકો પાસેથી સાંભળ્યું કે, સૌવીર નગરમાં 'અરિકેસરી' નામનો રાજા છે અને તેને મદનમંજરી નામની પુત્રી છે. ૫૫૦ તેના પિતાએ હમણાં તેણીનો સ્વયંવર ઉત્સવ આરંભ્યો છે અને તે નિમિત્તે દૂતો દ્વારા બોલાવવામાં આવેલા ઘણા રાજાઓ ત્યાં એકઠા થયા છે. આ વાત સાંભળીને શંખકુમારને પણ તે સ્વયંવરરૂપ કસોટીના પત્થર ઉપર પોતાનાં પુણ્યરૂપ સુવર્ણની પરીક્ષા કરવાની ઇચ્છા થઇ આવી; જેથી તે પણ પોતાના બન્ને મિત્રોને સાથે લઇ તે તરફ જવા ચાલી નીકળ્યો. ૫૫૧-૫૫૨ અનુક્રમે તે કુમાર સૌવીર નગરમાં જઇ પહોંચ્યો. તે નગર પાપથી રહિત છે અને અનેક કોટિપતિઓને લીધે ફરકતી ધ્વજાઓ વાળું હોઇને દેવનગર સમાન શોભે છે. ૫૫૩ એ નગરની બહાર, ત્યાંના રાજાએ પોતપોતાના કર્મમાં આસક્ત થયેલી અનેક સ્ત્રીઓથી વ્યાપ્ત એવો સ્વયંવર મંડપ તૈયાર કરાવ્યો હતો; ૫૫૪ જે મંડપમાં ઉત્તમ તોરણો તથા મણિઓની પંક્તિઓનાં કિરણો ઉંચે આકાશમાં ફેલાઈ રહ્યાં હતાં, જેથી તેણે સ્વર્ગનાં વિમાનોને પણ (પોતાના તેજથી) જીતી લીધાં હતાં. વળી તેના ઉપર એક ઉંચી ધ્વજા ફરકી રહી હતી, જે તેની પોતાની શોભા હોય તેવી જણાતી હતી. ૫૫૫ કદાચ કોઇને શંકા થાય કે આ મંડપ દેવેન્દ્રનો આશ્રિત હશે, આવો વિચાર કરીને તે મંડપ પોતેજ પોતાના પર

ફરતી ધ્વજાઓદ્વારા સૂચવતો હતો કે તે ઇન્દ્રનો આશ્રિત નથી; વળી તે, પોતાના પર ફરકતી પતાકાઓથી સ્વર્ગની જાણે તર્જના કરતો હોય તેમ લાગતું હતું. ૫૫૬ એ મંડપમાં હીરા તથા મણિઓ રૂપ ચંદ્રનો ઉદય જણાતો હતો, સોનેરી-રૂપેરી સતારાઓ રૂપ તારાઓ જણાતા હતા અને અગરની સુવાસથી તેમાં અતિ સુગંધી ફેલાઈ રહી હતી તેથી જાણે એક આકાશપ્રદેશ હોય તેવો એ શોભતો હતો.૫૫૭ તે સ્થળે માચડાઓ ઉપર સાક્ષાત્ કામદેવ જેવી શોભાવાળા અનેક રાજપુત્રો તથા મોટા મોટા રાજાઓ સિંહાસન ઉપર બેઠેલા જોવામાં આવતા હતા.૫૫૮ તેઓએ દિવ્ય વસ્ત્રો તથા અલંકારો ધારણ કર્યા હતા. તેઓમાં કોઇ પ્રકારનાં દૂષણો ન હતાં અને તેઓ રાજપુત્રીને જોવાની ઉત્કંઠાથી અત્યંત આતુર થઇ રહ્યા હતા.૫૫૯ તેવામાં પોતાના પિતાની આજ્ઞા થવાથી રાજકન્યા, હાથમાં વરમાળા લઇને સ્વયંવર મંડપમાં આવી પહોંચી. તેણીએ શ્વેત ચંદનનું વિલેપન તથા શ્વેત વસ્ત્રો ધારણ કર્યાં હતાં, મોતીની માળાઓ વડે તે અત્યંત શોભી રહી હતી, તેણી એક પાલખીમાં બેઠેલી હતી અને તેના સમાન વયવાળી તેની સખીઓ તેની સાથેજ હતી. ૫૬૦-૫૬૧ તેનો મધ્ય પ્રદેશ પૃથ્વીના મધ્ય પ્રદેશ જેવો (કટિમેખલાને લીધે) શોભતો હતો, તેના કેશ ઘણાજ સુંદર હતા, તેના શરીર પર સોનેરી-રૂપેરી સતારાઓ પ્રકાશી રહ્યા હતા, જેથી ચળકતા તારાઓવાળી રાત્રિ સમાન તે જણાતી હતી, અને તેની કાંતિ ચંદ્રના જેવી શોભતી હતી. ૫૬૨ જેમ સમુદ્રના કિનારાપર ઉત્તમ શંખલાં પડ્યાં હોય, તેમ તેના મુખભાગ પર ઉત્તમ નાક શોભી રહ્યું હતુ. જેમ એક ડાગેરનો છોડ તેનાં ઉત્તમ ગુચ્છાથી શોભે તેમ, એ રાજકન્યા સુંદર મસ્તકથી શોભતી હતી અને કૌરવોની સેના, કર્ણ તથા ગાંગેય-ભીષ્મકુમારથી જેમ શોભતી હતી તેમ, એ કન્યા પણ કર્ણ-કાનમાં ગાંગેય-એટલે સુવર્ણના

અલંકારોથી શોભતી હતી. ૫૬૩ એ પ્રમાણે તે અદ્‌ભુત રૂપવાળી કન્યા, તે સ્વયંવર મંડપમાં આવી કે તુરતજ વરસાદની ધારાઓ જેમ પર્વતની ભૂમિપર પડે તેમ એકી સાથે સર્વ રાજાઓની દૃષ્ટિ તેના પર પડી. ૫૬૪ પછી તે રાજકન્યા હાથમાં વરમાળ લઇને જેવી સ્વયંવર મંડપમાં ઉભી રહી તેવામાં અકસ્માત કોઇએ આવીને બાજ-પક્ષી જેમ ચકલીને લઇ જાય તેમ તેણીનું હરણ કર્યું. ૫૬૫ તે વેળા "જુઓ, જુઓ, આ કન્યા ગઈ" એમ સર્વ રાજાઓ અન્યોઅન્ય બતાવી રહ્યા હતા તેટલામાં તો આકાશમાં જેમ વિજળી અદૃશ્ય થઇ જાય તેમ એ રાજકન્યા એકાએક અદૃશ્ય થઇ ગઇ. ૫૬૬ રાજા અરિ-કેસરી પણ પુત્રીનાં હરણથી અત્યંત દુ:ખી થયો અને વ્યાકુળ થઇને સર્વ રાજાઓ આગળ આવું વચન કહેવા લાગ્યો કે, ૫૬૭ હે રાજાઓ ! અને હે લોકો ! જે કોઇ મારી પુત્રીને લાવી આપે તેને હું મારૂં અર્ધું રાજ્ય તથા તે પુત્રી અર્પણ કરવા તૈયાર છું. ૫૬૮ તે સાંભળી રાજાઓ તો જાણે જકડાઇ ગયા હોય તેમ મૌનજ રહ્યા; એટલે શંખકુમારે ઘણાજ ઉત્સાહપૂર્વક કહ્યું, " હું તમારી પુત્રીને લાવી આપું." ૫૬૯ તે સાંભળી રાજાએ કહ્યું, " હે પુત્ર ! ખરેખર, તેં મને જીવિતદાન આપવાનું જ જાહેર કર્યું છે, માટે તું હવે સત્વર તૈયાર થા અને રામે જેમ સીતાને આણી હતી તેમ, મારી પુત્રીને તું લાવી આપ." ૫૭૦ તે વેળા શંખે પ્રતિજ્ઞા કરી કે સાત દિવસની અંદર હું તમારી પુત્રીને જો ન લાવી આપું તો મારા પ્રાણની અગ્નિમાં આહુતિ આપીશ. ૫૭૧ આવી પ્રતિજ્ઞા કરીને તે, સર્વ રાજાઓની સમક્ષ ત્યાંથી બહાર નીકળ્યો અને તે વેળા સત્ત્વ-શાળી ઘણા રાજાઓ તેની સામે આશ્ચર્યની સાથે જોઇ રહ્યા. ૫૭૨ પછી તે શંખકુમારે કોઇ એક એકાંત પ્રદેશમાં જઇને પૂર્વે પોતાને વરદાન આપનારી દેવીનું સ્મરણ કર્યું એટલે તેજ સમયે ત્યાં આવીને

દેવીએ કહ્યું કે, હે વત્સ! બોલ, હું તારૂં કયું કાર્ય કરૂં ? ૫૭૩ તે સાંભળી શંખે કહ્યું કે, હે દેવિ ! કાગડો જેમ બાળકના હાથમાંથી પૂરી લઇ જાય તેમ, કોઇએ આવીને સ્વયંવરમાંથી રાજપુત્રીનું હરણ કર્યું છે. ૫૭૪ જો કે સ્વયંવરમાં ઘણા રાજાઓ એકઠા મળ્યા હતા, છતાં તેઓના દેખતાં આગળના ભાગમાંથી જ કોઇએ રાજકુમારીનું હરણ કર્યું છે અને તે હરણ કરનારો કોઇ એક સિદ્ધની પેઠે રાજકન્યાનું હરણ કરીને ક્યાં ગયો છે તે જાણવામાં આવતું નથી,૫૭૫ માટે હે દેવિ ! જ્ઞાનદ્વારા જાણીને તમે મને કહો કે તે કન્યા ક્યાં ગઇ છે અને કોણે તેનું હરણ કર્યું છે ? જેથી તમારી કૃપાને લીધે તેને હું અહીં લાવું. ૫૭૭ પછી દેવીએ કહ્યુ:—"હે વત્સ ! તે રાજકન્યાનું જેણે હરણ કર્યું છે તેને હું જાણું છું, માટે તું કહે તો એક ક્ષણવારમાં હું તને ત્યાં લઇ જાઉં." ૫૭૭ તે સાંભળી "બહુ સારૂ" એમ શંખકુમારે કહ્યું, એટલે દેવીએ જે સ્થળે પેલી કન્યાને રાખવામાં આવી હતી ત્યાં આકાશમાર્ગે તેને લાવી મૂક્યો. ૫૭૮ એ રીતે મણિના અલંકારોથી શોભી રહેલા તે કુમારને દેવીએ ત્યાં ઉતારી મૂક્યો ત્યારે, તે સદાચારી પુરુષ, માતાએ પૃથ્વી પર મૂકેલા બાળકની પેઠે ત્યાં આમ તેમ ફરવા લાગ્યો. ૫૭૯ પછી દેવી તો ત્યાંથી અંતર્ધાન થઇ ગઇ અને શંખકુમાર પણ ત્યાંથી આગળ ચાલવા માંડયો તેવામાં બૌદ્ધસંપ્રદાયની પેઠે અત્યંત શૂન્ય એવું કોઇ એક નગર તેના જોવામાં આવ્યું. ૫૮૦ એ નગર વિન્ધ્યાચલ પર્વતની પેઠે સુંદર હોઇને આસપાસ પડેલા મદમત્ત હાથીઓથી વ્યાપ્ત હતું, વેશ્યાના વાસગૃહમાં જેમ ભોગી પુરુષો કાંચળીઓ છોડી રહ્યા હોય તેમ અનેક સર્પોએ તે નગરમાં કાંચળીઓ છોડેલી જોવામાં આવતી હતી,૫૮૧ જેમ* કોઇ એક ધાર્મિક રાજાના રાજ્યમાં દારૂનાં પીઠાઓનું

* અહીં મૂળમાં શબ્દાલંકારની દૃષ્ટિએ તથા સંસ્કૃત વાક્ય

નામ નિશાન ન હોય તેમ, એ નગરમાં દેવમંદિરોનું નામ નિશાન ન હતુ, જેમ નાસ્તિકોનાં શાસ્ત્રોમાં સ્વર્ગાદિ પરલોકની ગતિ કે સ્થિતિ જોવામાં આવતી નથી તેમ, એ નગરમાં બીજા કોઇ પણ લોકની આવજા કે વસતિ જોવામાં આવતી ન હતી. ૫૮૨ તેમાં કોઈ પણ સ્થળે ચિત્રો જોવામાં આવતાં ન હતાં, પણ યક્ષ તથા ચિત્રક વનસ્પતિ તે સ્થળે દેખાતી હતી, એનો વિસ્તાર ઘણોજ મોટો હતો અને તેમાં ઉંચાં ઉંચાં ઘરોની પંક્તિ અત્યંત શોભી રહી હતી. ૫૮૩ એવા પ્રકારનું તે નગર જોઇને શંખકુમાર અંદર દાખલ થયો અને તેમાં આગળ જતાં સાત માળનો એક રાજમહેલ તેણે જોયો, તે મહેલ સર્વાંગે અત્યંત સુંદર હતો. ૫૮૪ પછી તે મહેલના સાતમે માળે જઇને રાજ-કુમારે જોયું તો અશ્રુઓની અવિચ્છિન્ન ધારાઓથી જેનાં નેત્રો ઉભરાઇ રહ્યાં હતાં તેવી પેલી રાજકન્યા તેના જોવામાં આવી. ૫૮૫ તે સમયે કુમારની સાથે આવેલા પેલા યક્ષે એકાએક તેણીને કહ્યું કે, હે કલ્યાણિ! તારૂં હરણ કરનારાનો નાશ કરવા માટે આ વીર પુરુષ અહીં આવ્યો છે, તેની સામે તું જો. ૫૮૬ યક્ષનાં તે અપરિચિત વચનો સાંભળીને રાજકન્યાએ જેવું ઉંચું જોયું એટલે તુરતજ તેનાં નેત્ર શરમીંદાં તથા હર્ષથી પ્રફુલ્લ થયાં. ૫૮૭ પછી કુમારનું અતુલ સ્વરૂપ જોઇને રાજકન્યા મનમાં વિચાર કરવા લાગી કે, મારા વૃથાજન્મને ધિક્કાર છે! કેમકે મારા જેવી એક કોડીની કિંમતની સ્ત્રી માટે આ કરોડોની કિંમતનો પુરુષ ખરેખર કષ્ટમાં આવી પડશે. ૫૮૮ અરે ઓ દૈવ! મારો જન્મ શા માટે થયો? કદાચ જન્મ થયો તો જન્મીને તુરતજ હું મરણ કેમ ન પામી! કેમકે હું પોતેજ આવા પુરુષરત્નનો નાશકર્તા થઇ પડીશ. ૫૮૯ મનમાં આવો વિચાર

---

રચનાની દૃષ્ટિએ રમણીયતા છે, પણ અર્થાલંકાર તથા આશય સાથે જોતાં જોઇએ તેટલી સુંદરતા જણાતી નથી.

કરીને તે દયાળુ કન્યા બોલી કે, સાહસિકોમાં મુખ્ય એવો એક રાક્ષસ મને અહીં લાવ્યો છે, તેણેજ સ્વયંવરમાંથી મારૂં હરણ કર્યું છે, તે પાપી, હમણાં રાક્ષસદ્વીપમાં ગયો છે, પણ એકાંતરા તાવની પેઠે હમણાંજ આ નગરમાં આવી પહોંચશે. ૫૯૦-૫૯૧ જો કે તમે સર્વ ગુણોથી શ્રેષ્ઠ છો, ઉત્તમગુણવાળા છો અને સાત્વિક છો તો પણ એ દુષ્ટ તમારૂં અનિષ્ટ કરશે માટે તમે સત્વર અહિંથી ચાલ્યા જાઓ. ૫૯૨ રાજકન્યાએ જ્યારે એમ કહ્યું ત્યારે મહાવીર શંખકુમાર બોલી ઉઠ્યોઃ—"હે સુંદરિ ! તું ગભરા મા. મેં રાક્ષસોને શિક્ષા કરવાનોજ આગ્રહ લીધો છે, તે મારૂં વ્રત છે. ૫૯૩ એ રાક્ષસ, પ્રાતઃકાળે અહીં આવે ત્યારે તું પોતેજ આ વાતને પ્રત્યક્ષ જોજે. કેમકે કોઇ સાધ્ય વસ્તુમાં પ્રત્યક્ષ પ્રમાણથીજ સિદ્ધિ થતી હોય તો તે ક્યો વિદ્વાન મનુષ્ય અનુમાન કરવાની ઇચ્છા કરે." ? ૫૯૪ કુમારની આ વાતને અનુમોદન આપતો યક્ષ પણ તે વેળા પ્રત્યક્ષ થઇને બોલ્યો કે, આમાં તારે સંશય કરવો નહિ, કેમકે ઇન્દ્ર પોતે પણ આ કુમાર પાસે તુચ્છ છે, તો પછી રાક્ષસો કોણ માત્ર ? ૫૯૫ હે સુંદરભ્રમરવાળી કન્યા ! જે પુરુષ રમતમાત્રમાં મોટા મેરુપર્વતને ઉપાડી લે તે એક સરસવને ઉપાડે તેમાં શું આશ્ચર્ય ગણાય ? ૫૯૬ આવા હેતુથીજ જેમ વિષ્ણુએ લક્ષ્મી માટે સમુદ્રમથન કર્યું હતું તેમ, આ રાજકુમારે તારા માટે આવુ અસાધ્ય કર્મ પણ સ્વીકાર્યું છે. ૫૯૭ વળી તારે માટે જો કદાચ આનું અશુભ થાય તો પણ તે શુભ થયેલુંજ મનાય, કેમકે રાવણે પણ સીતાને માટે પોતાનાં દશે મસ્તકોનો ત્યાગ કર્યો હતો," ૫૯૮ તે પછી લજ્જાને લીધે ધીમે ધીમે બોલીને નીચા મુખે રાજકન્યાએ કહ્યું કે, મારા પ્રાણુજ આ કુમારને અધીન છે, આથી કંઇ વધારે કહેવું તે વ્યર્થ છે. ૫૯૯ એ પ્રમાણે પ્રીતિરસના ઉલ્લાસને વશ થયેલાં અને પ્રફુલ્લ

મનવાળાં તે ત્રણેની રાત્રિ તથા દિવસ એક ક્ષણની પેઠે સુખેથી પસાર થયો.[૬૦૦] તેવામાં રાક્ષસ ત્યાં આવી પહોંચ્યો, તેણે શંખને કહ્યું કે રે રે નરાધમ! મરવાની ઇચ્છાથીજ તું અહીં આવ્યો છે, માટે તારા ઇષ્ટ દેવનું સ્મરણ કરી લે.[૬૦૧] રાક્ષસનાં એ વચનનો શંખકુમાર ઉત્તર આપતો હતો તેટલામાં તો આકાશમાંથી આવીને દેવીએ તે રાક્ષસને મજબૂત જકડી બાંધ્યો અને પૃથ્વી પર ફેંકી દીધો,[૬૦૨] તે જોઇ શંખે કહ્યું, "હે દેવિ! તમે આ શું કર્યું? મારા હાથની ખરજ તો હજી તેવી ને તેવીજ રહી ગઇ."[૬૦૩] ત્યારે દેવી બોલી—"તારા ભાગ્યના પ્રભાવથી જ હું આ કરી શકી છું, જો એમ ન હોય તો રાક્ષસને શિક્ષા કરવામાં મારી શક્તિજ ક્યાંથી હોય?"[૬૦૪] પછી પેલો રાક્ષસ બૂમો પાડવા લાગ્યો કે, હે નાથ! હે દયાળુ! તમે મને છોડાવો, ફરી કદી પણ આવું દુષ્ટ કર્મ હું નહિ કરૂં.[૬૦૫] તે સાંભળી શંખે કહ્યું કે, હે રાક્ષસ! હું તને તોજ છૂટો કરૂં, કે જો, તું મારી સામે યુદ્ધ કરે, કેમકે મને યુદ્ધ કરવાની ઉત્કટ ઇચ્છા છે અને મહાન પુરુષો રણસંગ્રામમાં આવું છળ કદી કરતા નથી.[૬૦૬] તે વેળા પેલા રાક્ષસે કહ્યું કે, હે દેવ! હું તમારી દૃષ્ટિએ પડ્યો હતો તેજ સમયે ગતપ્રાણ જેવો થઇ ગયો હતો અને તેથીજ દેવીએ મને બાંધ્યો છે, નહિ તો આ દેવી મારી સામે શા હિસાબમાં છે?[૬૦૭] માટે હવે યુદ્ધ કરવાનું મારાથી બની શકે તેમ નથી. અરે ઓ કુમાર! મારા પ્રાણ નિકળી જાય છે, માટે તમે મને છોડાવો, આ વખતે જ્યારે એકની દાઢી સળગી રહી છે ત્યારે બીજો જેમ દીવો કરવાની ઇચ્છા કરે તેવું તમે કરો છો. (અર્થાત્ આ બંધનથી મારા પ્રાણ ચાલ્યા જાય છે ત્યારે તમે યુદ્ધની માગણી કરો છો.)[૬૦૮] તે રાક્ષસે એમ કહ્યું એટલે શંખકુમારે તેને બંધનથી છોડાવ્યો. કેમકે સત્પુરુષો શાંત

થયેલા શત્રુ ઉપર પણ પ્રેમાળ થાય છે. ૬૦૯ તે પછી કુમારે રાક્ષસને પૂછ્યું કે, હે ભદ્ર! જેમ વીજળી અને વાયુનો સમાગમ ન હોય તેમ રાક્ષસ અને માનુષી સ્ત્રીનો સમાગમ પણ નજ હોય. છતાં તે આવો વિરુદ્ધ સમાગમ કેમ કરવા ઇચ્છયો?" ૬૧૦ એ પ્રમાણે કુમારે પૂછ્યું ત્યારે રાક્ષસે પોતાના મસ્તક ઉપર કમળના ડોડાની પેઠે હાથ જોડીને કુમાર આગળ કહ્યુ કે, ૬૧૧ હે દેવ! સામાન્ય એક કીડો પણ કારણ વિના કદી પ્રવૃત્તિ કરતો નથી, તો પછી મારા જેવો દેવ જાતિમાં જન્મેલો અને વિભગજ્ઞાનવાળો તો કારણ વિના પ્રવૃત્તિ કરેજ કેમ? ૬૧૨ હે સ્વામિ! આ કન્યાનું મેં હરણ કર્યું હતું તેમાં જે કારણ છે તેને તમે એકાગ્ર ચિત્તે સાંભળો. આ ભરતક્ષેત્રમાં સુગ્રામ નામનું એક ઉત્તમ ગામ છે. એ ગામમાં જે લોકો રહે છે તેઓની પાસે અનેક પ્રકારના બળદો છે, તેઓમાં અનેક પ્રકારના ધર્મો પણ છે, તેઓ સુવર્ણને ધારણ કરે છે, સદા કાળ અત્યંત પ્રસન્ન રહે છે અને તેઓનાં નેત્રો તથા નામો પણ અત્યંત સુંદર છે. જેથી તેઓ ઇશ્વરને પણ હસી કાઢે છે. મહા સમૃદ્ધિમાન કોઇ રાજા કરતાં પણ તેઓ વધારે સમૃદ્ધિમાન છે. ૬૧૩-૬૧૪ તે ગામમાં ધનદેવ નામનો એક વાણીઓ રહેતો હતો. તેનો વૈભવ મન્ત્રસૂત્રથી યુક્ત હતો, અને ખરેખર તેની સમૃદ્ધિ જોઇને ઇર્ષ્યાથી દૂષિત થયેલો ધનદ-કુબેર પણ કુબેર-દુષ્ટ વૈરી થયો છે. અર્થાત્ ધનદેવની ધનસમૃદ્ધિ કુબેરની સમૃદ્ધિ કરતાં પણ અધિક હતી, જેથી કુબેરને ધનદેવ સાથે જાણે વૈર થયુ હોય અને તેથીજ તે કુબેર (દુષ્ટ વૈરી) નામનો ધારક બન્યો હોય. ૬૧૫ એ ધનદેવને સૂરદેવ નામનો પુત્ર હતો. તે દેવની પેઠે વિદ્વાનોમાં પ્રિય થઇ પડયો હતો અને સંસારરૂપ વનપ્રદેશમાં થનારા પુરુષો રૂપી હાથીઓમાં અલંકારરૂપ હતો. ૬૧૬ પછી તેના પિતાએ સૌભાગ્ય-

સુંદરી નામની અનન્ય રૂપસંપત્તિવાળી કન્યા તેને ઘણાજ આનંદથી પરણાવી.૬૧૭ એટલે તે પોતાની સ્ત્રી સાથે ઘણાજ રાગપૂર્વક વિષયોને સેવવા લાગ્યો, અને તેણી સાથે સ્નેહનો આભ્યંતર રસ તેને પ્રાપ્ત થયો.૬૧૮ તે પછી પોતાનો પિતા મરણ પામ્યો ત્યારે સૂરદેવ પોતાનું ધન સાથે લઇને વિશેષ ભોગસંપત્તિ માટે પોતનપુર નગરમાં ગયો.૬૧૯ ત્યાં તેણે એક મહેલ લીધો અને તેમાં પેલી સ્ત્રી સાથે રહીને તેમજ પોતાની ઇચ્છાનુસાર ધન વ્યય કરીને તે અતુલ આનંદ કરવા લાગ્યો.૬૨૦ ક્રમે ક્રમે તે બન્ને સ્ત્રી–પુરુષો, અન્યોન્ય ઉપર એટલાં બધાં પ્રેમી બન્યાં, કે જેથી તેઓનો સ્નેહ-બંધ, ( નાગરવેલમાં રહેલા ) ગુણનાગની પેઠે અત્યંત એકતાને પ્રાપ્ત થયો.૬૨૧ એક દિવસે સૂરદેવની સ્ત્રી મહેલના ગોખમાં બેઠી હતી. તેવામાં દૈવયોગે પોતનપુરના રાજા જિતશત્રુની દૃષ્ટિ તેના પર પડી.૬૨૨ પેલી સ્ત્રીએ પણ મોહજનક લતાની પેઠે રાજાને એટલો બધો મોહિત કર્યો, કે તેનું મન કેવળ તે સ્ત્રીનુંજ સ્મરણ કરવા લાગ્યું.૬૨૩ ખરૂં છે કેઃ—

**स्त्रीकटाक्षाः कालकूटं ततो वा विषमा हि ते ।**
**उपभुक्ते विषे मोह एषु स्यादीक्षितेष्वपि ॥ ६२४ ॥**
**स्त्रीकटाक्षाः कालकूटादप्येते विषमा यतः ।**
**विषेहे विषमीशोऽपि न कटाक्षान् पुनः स्त्रियः ॥ ६२५ ॥**

સ્ત્રીઓના કટાક્ષ હળાહળ ઝેરરૂપજ છે, અથવા ઝેરના કરતાં પણ વિષમ છે–મહા ભયંકર છે. કેમકે, ઝેરને તો ખાવાથીજ બેભાન થવાય છે, પણ સ્ત્રીકટાક્ષોને તો માત્ર જોવાથીજ મોહિત થવાય છે–સારાસારના વિવેકથી ભ્રષ્ટ થવાય છે.૬૨૪ શાસ્ત્રકારો કહે છે કે સ્ત્રીના કટાક્ષો ખરેખર કાલકૂટ નામના ઝેર કરતાં પણ અતિ વિષમ છે–અતિ દુઃસહ છે, કેમકે શંકરે કાલકૂટ ઝેરને સહન કર્યું હતું પણ

સ્ત્રીના કટાક્ષો સહન કર્યા નહિ.૬૨૫ આંવા હેતુથી તે રાજા મોહના આવેશને વશ થઇ ગયો. તેણે પોતાના કુળ ઉપર પ્રાપ્ત થનારો અપયશનો પણ કંઈ વિચાર કર્યો નહિ અને પોતાના માણસો દ્વારા તે શ્રેષ્ઠ સ્ત્રીનું હરણ કરાવી પોતાના અંતઃપુરમાં તેને રાખી.૬૨૬ પછી સૂરદેવ મહાજનને સાથે લઈ પોતાની સ્ત્રી માટે રાજાની પાસે ગયો અને નમસ્કાર કરી બે હાથ જોડી તેને આ પ્રમાણે કહેવા લાગ્યો,૬૨૭ "પરસ્ત્રીનો જો સ્પર્શ કરવામાં આવે તો મહાન પુરુષ પણ અધમ દશાને પામે છે. જેમકે, પૂર્વે (શિવે) પોતે પણ (તેજ કર્મથી) નપુંસકપણું પ્રાપ્ત કર્યું હતું.૬૨૮ વળી તમે તો સર્વનાં ક્ષેત્રો (ઘર, સ્ત્રી, જમીન વગેરે) ની રક્ષા કરવા માટે એક વાડ જેવા છો છતાં તમે પોતેજ તમારા રક્ષારૂપ કર્મનો નાશ કરો તો પછી રક્ષણ કોણ કરશે ?૬૨૯ હે રાજા ! પરસ્ત્રી, દુર્ગતિનાં દ્વાર દેખાડવામાં એક દીવી છે; માટે તેનાથી તો તાપના ભયથી જેમ દૂર રહેવું જોઇએ તેમ, દૂરજ રહેવું.૬૩૦ હે દેવ ! જે પુરુષે પરસ્ત્રીમાં બુદ્ધિ સરખી પણ કરી હોય તેનો તો આ પૃથ્વી ઉપર અપકીર્તિનો ઢોલજ વાગી ચૂક્યો એમ સમજવું૬૩૧ હે દેવ ! પૂર્વે રાવણ પોતે પણ પરસ્ત્રીનું હરણ કરીને પોતાની ઇચ્છા પૂર્ણ કર્યા વિનાજ મરણ પામ્યો અને મરીને નરકે ગયો.૬૩૨ વળી જેમ આંબાના વૃક્ષ ઉપર તુંબડી લટકાવી હોય તો તે કઇ શોભે નહિ તેમ, તમારી પાસે આ સ્ત્રી શોભતી નથી, માટે હે દેવ ! તમે મારા પર પ્રસન્ન થાઓ અને વાણીયાને યોગ્ય એવી મારી સ્ત્રી મને અર્પણ કરો."૬૩૩ સૂરદેવે એમ કહ્યું તે પછી સર્વ મહાજને નમસ્કાર કરીને રાજાને કહ્યું–"હે દેવ ! આની સ્ત્રી એને પાછી આપો.કેમકે રાજાઓ ન્યાયના સ્થાપક હોઇને કદી અન્યાય કરેજ કેમ ?૬૩૪ વળી બીજી રાજકન્યાઓ ઘણી છે છતાં કલ્પ-લતાઓમાં કડવી ઘીસોડીની જેમ અંતઃપુરમાં આને રાખવાનો આગ્રહ

તે તમને યોગ્ય નથી."[૬૩૫] એ પ્રમાણે નગરવાસી લોકોએ રાજાને ઘણું કહ્યું તો પણ તે સર્વ, વજ્રમાં નખના લખાણની જેમ વ્યર્થજ થયું.[૬૩૬] અને ઉલટા જાણે અપરાધી હોય તેમ, કઠોર ભાષણ કરનારા ઉદ્ધત નીચ માણુસોદ્વારા ધક્કા મરાવીને રાજાની આજ્ઞાથી તેઓને કાઢી મૂકવામાં આવ્યા.[૬૩૭] તે પછી સૂરદેવ પોતાની સ્ત્રીના વિયોગરૂપ અગ્નિથી અંતઃકરણમાં અત્યંત બળવા લાગ્યો અને વૃક્ષની પેઠે સૂકાવા લાગ્યો.[૬૩૮] જેમ ચક્રવાક પક્ષી પ્રિયાના વિરહથી વિહ્વળ થઇને વિલાપ કરે તેમ, એ વિલાપ કરવા લાગ્યો અને જેમ કોઇ તૃષાતુર મનુષ્ય સરોવરની આસપાસ ભમ્યા કરે તેમ, રાજમહેલની આસપાસ ભમવા લાગ્યો.[૬૩૯] તેને, તાપથી તપેલા મનુષ્યની પેઠે માણુસોમાં, વનમાં, કોઇ રંગમેળાપમાં, ગામડામાં કે ધનમાં–કોઇ પણ સ્થળે આનંદ મળતો ન હતો.[૬૪૦] એક દિવસે દુઃખથી વ્યાકુળ થઇને કોઇ એક બગીચામાં તે ગયો અને ત્યાં કોઇ એક શૈવ તપસ્વીનાં તેને દર્શન થયાં. પેલા તાપસે તેને પોતાનાં દુઃખનું કારણ પૂછ્યું.[૬૪૧] ત્યારે તેણે અથેતિ સર્વ વૃત્તાંત તેની આગળ કહી સંભળાવ્યું. પછી પેલા તાપસે દુઃખી માણુસને જેમ ઔષધ આપે તેમ તેને ઉપદેશ આપ્યો અને તે ઉપદેશવડે એક ક્ષણવારમાં મોહનો ત્યાગ કરી વૈરાગ્યથી તેણે દીક્ષા લીધી.[૬૪૨–૬૪૩] એ દીક્ષાનું ઘણા કાળ સુધી પાલન કર્યું અને અંતે આયુષ પૂર્ણ થયે મરણ પામીને તેજ હું રાક્ષસદ્વીપમાં રાક્ષસોનો નાયક થયો.[૬૪૪] મેં વિભંગજ્ઞાનથી જાણી લઇને જિતશત્રુ રાજાનો નાશ કર્યો અને તેના આ દેશને પણ વૈરભાવથી ઉજ્જડ કર્યો.[૬૪૫] જે લોકો આ દેશમાં રહેતા હતા તેઓ સર્વે, મારા અત્યંત ભયથી જીવિત લઇને કાગડાઓની પેઠે સત્વર નાસી ગયા.[૬૪૬] પછી તે દિવસથી આરંભીને હું રાક્ષસદ્વીપમાંથી આવી આવીને કોઇ કોઇ સમયે મારા જાતીય રાક્ષસોની સાથે અહીં ક્રીડા કરું છું અને

તેથીજ આ મારૂં ક્રીડાસ્થાન થયું છે. ૬૪૭ પેલી સૌભાગ્યસુંદરી હતી તે પણ રાજાના અંતઃપુરમાં રહીને કોઇ દિવસે તેણે જૈન સાધુઓ પાસે શ્રાવકનો ધર્મ સાંભળ્યો અને બે વર્ષ સુધી તેનું આરાધન કર્યું, જેથી તે પોતાનું આયુષ પૂર્ણ થયા પછી મરણ પામીને આ મદનસુંદરીરૂપે ઉત્પન્ન થયેલી છે. ૬૪૮-૬૪૯ હું, જો કે આની પર પ્રથમથીજ રાગી હતો પણ તે જ્યાં સુધી કુમારી હતી ત્યાં સુધી મેં તેનું હરણ કર્યું ન હતું, પછી જ્યારે તેનો સ્વયંવર થવા લાગ્યો. ત્યારે અવશ્ય આને કોઇ પરણશે અને તેનો પતિ થશે, એ સહન નહિ થવાથી ક્રોધમાં ને ક્રોધમાં તેને હું અહી લાવ્યો છું. આ રીતે સ્રીના વૈરનુંજ આ ફળ છે. ૬૫૦-૬૫૧ પણ હે કુમાર! તમારા અતુલ ભાગ્યવિલાસથી અને નિઃસીમ સાહસથી હુ પ્રસન્ન થયો છું માટે હે વત્સ! હે કુળધુરંધર! તમે આને પરણો, ૬૫૨ અને આ દેશના રાજ્યનો પણ સ્વીકાર કરો, જેથી સમગ્ર પ્રજાઓ, મકાનો, નગરો તથા ગામડાં ફરી અહીં નિવાસ કરે. ૬૫૩ "બહુ સારૂં" એમ કહીને ફરી પણ શંખકુમારે કહ્યું કે સાત દિવસમાંજ હુ તમારી પુત્રીને લાવી આપીશ, નહિ તો અગ્નિમાં પ્રવેશ કરીશ, એમ આ મદન-સુંદરીના પિતા પાસે મેં પ્રતિજ્ઞા કરી છે, માટે તે પ્રતિજ્ઞા પૂર્ણ કર-વાને હવે મારે વિલંબ કરવો નહિ જોઇએ; અને તેથીજ હાલ તો આ દેશમાં, મારે વાસ કરવો તે પણ યોગ્ય નથી. ૬૫૪-૬૫૫ હમણાં તો આ કન્યા તેના પિતાને મારે સોંપવી જોઇએ. આ વાક્ય સાંભળી મદનમંજરી કન્યા એક ક્ષણવાર શંકાકુલ થઇ ગઇ કે આ કુમાર મને પરણશે કે નહિ? ૬૫૬ પણ તેજ સમયે તેને દુઃખમાંથી મુક્ત કરનાર તેનું ડાબું નેત્ર ફરક્યું અને પાસેના આસોપાલવના વૃક્ષ ઉપર અશોક પક્ષીનો શબ્દ તેણે સાભળ્યો. ૬૫૭ આ બે નિમિત્ત પોતાનાં હિતકારક હોવાથી મદનમંજરીની બુદ્ધિએ પો-

તાના સંબંધમાં માન્યું કે, મારા તરફ દૈવ અનુકૂળ છે.[૬૫૮] પછી પેલા રાક્ષસે અત્યંત ભક્તિપૂર્વક **શંખકુમારને** પોતાના ત્યાં છ દિવસ સુધી રાખ્યો અને પુષ્કળ આદર સત્કાર કરીને તેને સંતોષ્યો.[૬૫૯] તે પછી યક્ષ, રાક્ષસ અને દેવીએ તૈયાર કરેલા વિમાનમાં બેસીને તે બન્ને **શંખકુમાર** તથા **મદનમંજરી** એક ક્ષણ વારમાં આકાશ-માર્ગે જઇને પોતનપુરમાં પહોંચી ગયાં.[૬૬૦] ત્યાં સ્વયંવરમાં "આ તે કોઇ ઇન્દ્ર અહિં રક્ષા કરવા માટે આવે છે? અથવા ઇન્દ્ર ન હોય કેમકે ઇન્દ્ર તો હજાર નેત્રોરૂપી દોષ વાળો છે અને આ તો તેવો નથી. ત્યારે આ શું સૂર્ય છે? પણ તે તો દુરાલોક છે અને આતો પ્રિયદ-ર્શન છે, ત્યારે આ કોઇ વિદ્યાધર કન્યા ઉપર મોહિત થઇને અહિં આવે છે?"[૬૬૨]આવા પ્રકારના અનેક સંશયોને રાજાઓ કરી રહ્યા હતા. તેવામાં આકાશમાંથી જેમ કબુતર ઉતરી આવે તેમ **શંખકુમાર** નીચે ઉતર્યો.[૬૬૩] તે સમયે રાજા, જાણે આનંદજ પ્રત્યક્ષસ્વરૂપે આવ્યો હોય તેમ પોતાની પુત્રીને આવેલી જોઇ પ્રફુલ્લ નેત્ર તેને ભેટી પડ્યો અને તેના મસ્તક ઉપર તેણે ચુંબન કર્યું.[૬૬૪] તેમજ પ્રતિજ્ઞાત કાર્યભારને બરાબર રીતે પરિપૂર્ણ કરનાર **શંખકુમારને** જોઇને "**धरित्री रत्नगर्भा**" પૃથ્વીમાં ઘણાં રત્નો પડેલાં છે, એ વાક્યને સત્ય માન્યું.[૬૬૫] પછી રાજાએ પૂછ્યું કે, હે કુમાર ! આ મારી પુત્રીને ક્યાંથી કેવી રીતે તું લાવી શક્યો અને તેં કેવી રીતે જાણ્યુ હતું કે તે અમુકજ સ્થળે છે? આ સર્વ વાત તું મારી આગળ કહે.[૬૬૬] રાજાએ એ પ્રશ્ન કર્યો કે તેજ સમયે રાક્ષસે પ્રત્યક્ષ થઇને તે સર્વ વૃત્તાંત રાજાને જણાવી દીધું.[૬૬૭] ત્યારે એ સાંભળીને રાજાએ, અત્યંત શોભાયમાન થઇને આવેલા સર્વ રાજાઓને સન્માન આપી વિદાય કર્યા.[૬૬૮] અને પછી શુભ દિવસે તથા શુભ લગ્ને મોટા ઉત્સવપૂર્વક પોતાની પુત્રીનાં રાજકુમાર **શંખ** સાથે

લગ્ન કર્યા.૬૬૯ એ સમયે જ્યારે પહેરામણી આપવાનો વખત આવ્યો, ત્યારે રાજાએ મનમાં વિચાર કર્યો કે, કન્યાને લાવી આપનારા હરકોઈ પુરુષને મારૂં અર્ધું રાજ્ય આપી દેવાનો તો મેં સ્વીકાર કર્યો જ છે, જેથી અર્ધું રાજ્ય તો મારે આને આપવાનું જ છે; વળી મારે પુત્ર નથી માટે કોઇ સુપાત્રને જેમ મન્ત્ર આપવામાં આવે તેમ, આને મારૂં સમગ્ર રાજ્ય અર્પણ કરી દઉં.૬૭૦-૬૭૧ આવો વિચાર કરી તેણે મંત્રીઓ, સામંતો તથા રાણીઓની પણ તે બાબતમાં સંમતિ લીધી અને પછી શંખકુમારને પોતાના મહેલ ઉપર લઈ જઇને પોતાના આસન ઉપર તેને બેસાડી દીધો. ૬૭૨ પછી રાજાએ તેના લલાટમાં ભાગ્યરૂપ આવાસની સ્થિરતા કરવા માટે જાણે શાસનરૂપ પટ્ટી મારવામાં આવતી હોય તેમ, ચંદનનું તિલક કર્યું,૬૭૩ અને ડાબા તથા જમણા હાથથી તેનું મસ્તક પકડી રાખી, જાણે અક્ષર લખતો હોય તેમ, તિલક ઉપર ચોખા ચોઢ્યા.૬૭૪ તે પછી રાજા, પોતે મસ્તક નમાવીને તે રાજકુમારને નમ્યો એટલે મન્ત્રીઓ, સામંતો તથા સર્વ નગરવાસીઓ પણ તેને નમ્યા.૬૭૫ તે સમયે માંગલિક આચારની પ્રવૃત્તિ ચાલુ થઇ, વાદિત્રો વાગવાં લાગ્યાં, મંગલધ્વનિ થવા લાગ્યાં અને રાજાની રાણીઓના તથા ભાટ ચારણોના જયજય શબ્દ થઈ રહ્યા.૬૭૬ જેમ વિષ્ણુની અર્ધાંગના લક્ષ્મી છે તેમ, શંખકુમારની મુખ્ય પટ્ટરાણી તરીકે મદનમંજરીનો પણ તેની સાથે અભિષેક કરવામાં આવ્યો.૬૭૭ એ રીતે રાજાએ પોતાનાં નગરો, ખાણો, ઉત્તમ ગામો, મહેલો, ખજાના, ઘોડા તથા હાથીઓ-આ સર્વ તથા બીજું જે કંઇ હતું તે બધું રાજકુમારને અર્પણ કરી દીધુ.૬૭૮ માત્ર એ રાજકુમાર પોતે લગભગ સર્વ વિષયોને જાણતોજ હતો, જેથી રાજાએ તેને શિખામણ આપવી અયોગ્ય માનીને કોઈ પ્રકારની શિખામણ આપી નહિ. કેમકે સરસ્વતી

શું લેખશાળાને યોગ્ય ગણાય. સરસ્વતીને કદી ભણાવવી પડે ખરી ? ૬૭૯ તે પછી રાજાએ મંત્રીઓ તથા સામંતો આદિ રાજ-લોકને તથા સર્વ નગરવાસીઓને કહ્યું કે, હે લોકો ! તમે આ સાંભળો. તમારે મનમાં આવો વિચાર ન કરવો કે, આ કોઇ પરદેશી, રાજા થઇ બેઠો ! કેમકે, સૂર્ય બીજે દિવસે પણ દિવસનો ઇશ્વર બને છે. ૬૮૦-૬૮૧ વળી એવો કંઇ નિશ્ચય નથી કે રાજ્ય કોઇના કુળક્રમથી ચાલ્યુંજ આવે ! સર્વ સ્થળે આપણે સાંભળીએ છીએ કે, પૃથ્વી વીર પુરુષોએજ ભોગવવા યોગ્ય છે. ૬૮૨ સિંહો તથા સાત્ત્વિક-વીર પુરુષોની સ્થિતિ લગભગ સમાન અને એકજ હોય છે. તેઓ જે ક્ષેત્રમાં જાય છે તે ક્ષેત્ર, તેઓના બાપદાદાઓએ ઉપાર્જન કરેલુંજ થઇ પડે છે. ૬૮૩ માટે આ કુમારને તમારે મારા કરતાં પણ અધિક ગણવો. કેમકે, આ સિંહસમાન છે અને પોતાનું ઉપાર્જન કરેલુંજ પોતે ભોગવે છે. ૬૮૪ મેં તો મારા પિતાએ આપેલા રાજ્યનેજ સદા ભોગવ્યું છે. (અને તેમાં કાંઇ આશ્ચર્ય નથી ) કેમકે કૂતરાઓ પણ પોતાના સ્વામીએ આપેલા ખોરાકને આનંદપૂર્વક ખાય છે. ૬૮૫ માટે તમારે કદી પણ મદમત્ત બની જઇને આની આજ્ઞાનું અપમાન કરવું નહિ, કેમકે આ પરદેશી છે, તેથી તમારા અલ્પ અપરાધને પણ સહન કરશે નહિ." ૬૮૬ રાજાના આ શાસનને શિષ્યોજેમ ગુરુના શાસનનો સ્વીકાર કરે તેમ, તેઓએ ભક્તિથી નમ્ર મસ્તકે સ્વીકાર કર્યો. ૬૮૭ તે પછી અરિકેશરી રાજાએ, દીન આદિ સર્વને દાન આપ્યાં અને પોતે વનવાસનો આશ્રય કરી તપ કરવાનો આરંભ કર્યો. ૬૮૮ રાજા શંખ, પોતાને પુષ્કળ વૈભવ પ્રાપ્ત થયો તો પણ પોતાના મિત્રને ભૂલી ગયો નહિ. કેમકે વર્ષાઋતુમાં પુષ્કળ જળની આવક હોવા છતાં પણ સમુદ્રની સ્થિતિમાં કદી ફેર-ફાર થાય છે ? ૬૮૯ આ વિષયમાં કમળ તો ધિક્કાર પાત્ર છે. કેમકે તે, પોતાનો મિત્ર (પોતાને પ્રફુલ્લ કરનારો સૂર્ય ) જ્યારે ચાલ્યો

જાય છે ( અસ્ત પામે છે ) ત્યારે પોતાના કોશને ( ખજાનાને-કળીને ) પૃથ્વી પર ગુપ્ત કરી રાખે છે, ( સંકોચી દે છે, ) છતાં આ શંખરાજાના હસ્તકમળે તો પોતાના મિત્રને દીનાવસ્થા ભોગવી રહેલો જોઇને કોશ-ખજાનાને ઉલટો-પ્રફુલ્લ કર્યો-ખુલ્લી રીતે અર્પણ કર્યો. ૬૯૦ વળી તે શંખરાજાએ અત્યંત ભક્તિપૂર્વક સત્કાર કરીને પેલી દેવીને રજા આપી તથા પેલા યક્ષને પોતાના રાજ્યના અધિષ્ઠાયક સર્વ દેવોનો રાજા બનાવ્યો. ૬૯૧ તેવામાં પેલા રાક્ષસે આવીને વિનતિ કરી કે હે દેવ ! પેલા ઉજ્જડ દેશને તથા નગરને હવે વસાવો. ૬૯૨ આ પ્રાર્થનાને શંખરાજા નિષ્ફળ કરી શક્યો નહિ. તેણે રાક્ષસનું વચન સ્વીકારીને પેલા ક્ષત્રિય મિત્ર સામે દૃષ્ટિ કરી. ૬૯૩ એટલે તે બુદ્ધિમાન મિત્રે પણ પૃથ્વી પર મસ્તક નમાવીને રાજાને વિનતિ કરી કે, હે દેવ ! હું આપનો અનુચર છું મને આજ્ઞા આપીને આપ મારા પર કૃપા કરો. ૬૯૪ પછી રાજાએ કહ્યું કે, તું આ રાક્ષસ સાથે જા અને ત્યાંના ઉજ્જડ દેશને તથા નગરને સારી રીતે વસાવ. ૬૯૫ તું એ દેશના ઐશ્વર્યનો સ્વીકાર કરી સુખેથી રહેજે અને યોગ્ય સમયે આવીને ફરીથી મારી દૃષ્ટિનો અતિથિ થજે-મને મળજે. ૬૯૬ " જેવી આજ્ઞા " એમ કહીને તે પેલા રાક્ષસ સાથે વિમાનમાં બેસીને ત્યાં ગયો અને ક્રમે ક્રમે તે નગરને તેણે વસાવ્યું. ૬૯૭ તેમજ પેલા રાક્ષસે પણ સર્વ ઠેકાણે ભ્રમણ કરીને સર્વ લોકને ત્યાં મેળવી આપ્યા અને આખા દેશને સારી રીતે વસતિવાળો કર્યો. કેમકે દેવનું ધાર્યું શું ન થઈ શકે ? ૬૯૮ પછી રાક્ષસ, તે ક્ષત્રિયને ત્યાં રાજા તરીકે સ્થાપીને પોતે જ્યાંથી આવ્યો હતો ત્યાં ચાલ્યો ગયો. અને પાછળથી તે રાજાએ પણ ઉત્તમ પ્રકારની નીતિથી સર્વ કંઈ સ્વસ્થ કર્યું; ૬૯૯ ત્યાંની સર્વ પ્રજાઓ પણ જળોની પેઠે એ રાજા વિષે અત્યંત આસક્ત બની, સંતાપને હરણ

કરનારી થઇ અને રાગી થઇને રાજાને અત્યંત આકર્ષક થઇ પડી. ૭૦૦ અહો ! શંખરાજાને ધન્યવાદજ અપાય. કેમકે, તેણે પરોપકાર કરવામાં તત્પર થઇને પોતાના અલ્પ સમયના પ્રીતિપાત્ર મિત્રને આખું રાજ્ય આપી દીધું. ૭૦૧ અરે ! વિધાતા પોતે પણ રાજાને કદી મિત્ર કરી શકતો નથી, પરંતુ આ તો કોઇ અપૂર્વજ વિધિ બન્યો કે રાજાએ પોતાના દૃઢમિત્રને રાજા બનાવ્યો. ૭૦૨ હવે આ તરફ શ્રીશંખરાજા, શ્રીમાન પોતનપુર નગરમાં નગરવાસી સર્વ લોકોનું ઘણીજ શાંતિથી શાસન કરી રહ્યો હતો. ૭૦૩ તે, શ્રીરામની પેઠે ન્યાયથી સર્વત્ર પૂજ્ય થઇ પડયો અને તેના રાજ્યમાં કોઇ પણ ઠેકાણે "તમે મને આપો" એવું વચન ઉચ્ચારવામાં આવતું ન હતુ— અર્થાત્ તેના રાજ્યમાં કોઇ પણ સ્થળે કોઇ યાચક ન હતો. ૭૦૪ એ રાજાનો યશ મોગરાના પુષ્પ સમાન તથા ચંદ્ર સમાન ઉજ્જવળ હોઇને આકાશમાં ફેલાઇ ગયો હતો અને જગત ઉપર ધોળા રેશમનો જાણે ચંદરવો હોય તેવો શોભતો હતો. ૭૦૫ એ રાજા ઉપર ન્યાયને લીધે લોકોની પ્રીતિ થઇ, લોકપ્રીતિથી અદ્ભુત સંપત્તિ પ્રાપ્ત થઇ, સંપત્તિથી દાન અને દાનથી યશ પ્રાપ્ત થયો. આ રીતે સર્વ ઉત્તરોત્તર તેને પ્રાપ્ત થયુ. ૭૦૬ વળી એ રાજાએ પોતાની બુદ્ધિરૂપ સૂત્ર ( બાંધવાની દોરી ) થી શત્રુને વશ કર્યા, કેમકે જે કામ ગોળ આપવાથી થતું હોય તેમાં કયો માણસ ઝેરનો ઉપયોગ કરે ! ૭૦૭ તે પછી કેટલાએક ભાગ્યશાળી રાજાઓ, પોતાની કન્યાઓને ભેટ રૂપે લાવીને અત્યંત આનંદથી શંખરાજાને પરણાવવા લાગ્યા. ૭૦૮ અને શંખ રાજાએ જુદા જુદા દેશોમાં ભ્રમણ કરતી વેળા જે જે સ્ત્રીઓ સાથે લગ્ન કર્યાં હતાં તેઓ સર્વને પણ તેણે આદરસત્કારપૂર્વક ત્યાં તેડાવી લીધી. ૭૦૯ એ રીતે મહા સમૃદ્ધિવાળાં બે રાજ્યોનો તે સ્વામી થયો અને સૂર્યની પેઠે પ્રતાપી થઇને સર્વોત્તમ પ્રસિદ્ધિને

પ્રાપ્ત થયો. ૭૧૦ તે પછી એના પિતા નરોત્તમ રાજાને પોતાના પુત્રની શોધ મળી એટલે તુરતજ તેણે તેને બોલાવવા માટે બે ઉંટ-સ્વારોને શંખરાજા પાસે મોકલ્યા.૭૧૧ તેઓ, ઘણી ઝડપથી ત્યાં આવ્યા અને શંખરાજાના દ્વારમાં ઉભા રહ્યા. છડીદારે એ ખબર રાજાને આપી અને પછી રાજાની આજ્ઞાથી તેઓને અંદર દાખલ કરવામાં આવ્યા. ૭૧૨ તેઓએ અંદર જઇને રાજાને પ્રણામ કર્યો ત્યારે રાજા પણ તેઓને પોતાના પિતાના સેવક તરીકે ઓળખીને હર્ષથી પ્રફુલ્લ થયેલા શરીરે એકાએક ભેટી પડયો. ૭૧૩ ઉપરાત પોતાના દેશનો વાયુ પણ આનંદ ઉપજાવે છે તો પછી પોતાના દેશનો માણસ આનંદ ઉપજાવે તેમાં શું નવાઇ હોય ? ૭૧૪ પછી સ્વચ્છ મનવાળા શંખકુમારે, પોતાનાં માતા પિતાનુ, સમગ્ર પરિવારનું તથા આખા રાજ્યનું કુશળ વૃત્તાંત તેઓને પૂછ્યુ, ૭૧૫ ત્યારે તેઓએ કહ્યું કે, હે દેવ ! ત્યાં સર્વે કુશળ છે, તો પણ આપના દર્શનરૂપી મહાન ઔષધિથી હવે ત્યાં વિશેષ કુશળ થશે. ૭૧૬ એમ કહીને તેઓએ નરોત્તમ રાજાનું આજ્ઞાપત્ર શંખરાજાને નિવેદન કર્યું એટલે શંખે પણ પ્રીતિનું જાણે સર્વસ્વ હોય તેવું એ પોતાના પિતાનું આજ્ઞાપત્ર ભક્તિથી ગ્રહણ કર્યું, ૭૧૭ અને તેને ઉખેળીને સાવધાન મનથી આ પ્રમાણે વાચવા માંડયુંઃ—

" સ્વસ્તિ શ્રીરત્નપુર નગરથી રાજા નરોત્તમ, શંખ સમાન સુશોભિત પુત્ર શંખને અત્યંત પ્રીતિથી પ્રફુલ્લિત અંતકરણે આજ્ઞા કરે છે કે, હે પુત્ર ! જે દિવસે મને પૂછ્યા વિના તેં કોઇક પ્રદેશ તરફ અહીંથી પ્રયાણ કર્યું છે તે દિવસથી આરંભીને મારી નિદ્રા, ભૂખ તથા આનંદ ચાલ્યાં ગયાં છે, માટે સત્વર અહી આવીને તારા દર્શનરૂપ નેત્રાંજનથી મારાં તથા તારી માતાનાં નેત્રના પડળને હવે તુ દૂર કર". ૭૧૮–૭૨૧

એ પ્રમાણે તે લેખનો અર્થ વિચારીને. મયૂરનો શબ્દ સાંભળીને જેમ બાલા ઉત્કંઠિત થાય તેમ પોતાના પિતાનું દર્શન કરવા માટે તે ઉત્કંઠિત થયો. ૭૨૨ તેણે પોતાના મિત્રને બોલાવીને બન્ને રાજ્યની સભાળ રાખવા ભલામણ કરી અને પોતાના પિતાને મળવા માટે શુભ દિવસે ત્યાંથી પ્રયાણ કર્યું. ૭૨૩ એ સમયે તે રક્ષક રાજાની પાછળ અનંત સામંત, રાજાઓ અને અનેક મોટા અમાત્યો, ચતુરંગી સેના સાથે કુટુંબી તરીકે ચાલતા હતા. ૭૨૪ વળી તે વખતે હાથીઓના ગંડસ્થલના અગ્રભાગમાંથી ઝરતી મદધારાઓથી પૃથ્વીમંડળ છંટાઇ રહ્યુ હતું અને પછી તે ઉપર મનુષ્ય આદિ સર્વ પ્રાણીઓનાં પગલાં પડતાં હતાં, જેથી તેનો દેખાવ સવળા પાથરી દીધેલા ચંદરવા જેવો જણાતો હતો. ૭૨૫ પૃથ્વી પર ચાલતાં રથોનાં પૈડાંથી આકાશમાં જે ધૂળ ઉડી હતી તે સર્વ પ્રદેશમાં ઘમઘોર છવાઇ ગઇ હતી અને તેમાં સુવર્ણની છડીઓના ચમકારા, મેઘમાં વીજળીઓ ઝબકતી હોય તેવા પ્રકાશી રહ્યા હતા. ૭૨૬ ચાલતા ઘોડાઓનાં પગલાંઓથી પૃથ્વી પણ શત્રુઓના ઉચ્ચાટન માટે સર્વત્ર મૂકી દીધેલા ઠકારોથી વ્યાપ્ત હોય તેવી જણાતી હતી. ૭૨૭ સેનામાં વિશાલ ઢાલને ધારણ કરનારા પાળાઓ, તાર્ક્ષ્ય ( એટલે ગરુડ તથા ઘોડો ) એવા પોતાના નામ ઉપરથી ઘોડાઓ પરના સ્નેહને લીધે અનેક સ્વરૂપો ધારણ કરીને ગરુડ પોતેજ જાણે ત્યાં આવ્યો હોય તેવા શોભતા હતા. ( કેમકે, તેઓએ હાથમાં પકડેલી ઢાલો પાંખોના આકારની દેખાતી હતી. ) ૭૨૮ એ રીતે લાખો લોકો ગાડાં, બળદો, ઉંટ, ગધેડાં તથા ખચ્ચરો સાથે લઇને તે રાજાની સાથે એ વેળા ચાલ્યાં હતાં. ૭૨૯ રાજા શંખ દરેક ગામે તથા પ્રત્યેક નગરે જુદી જુદી ભેટોને ગ્રહણ કર્યે જતો હતો અને યાચકોને યથેષ્ટ દાન આપ્યે જતો હતો. એમ કરતા કરતાં અનુક્રમે તે રત્નપુર પાસે

જઈ પહોંચ્યો. ૭૩૦ તે વખતે રાજા નરોત્તમે પોતાના પુત્રનું આગમન જ્યારે જાણ્યું ત્યારે, ચંદ્રના આવવાથી જેમ સમુદ્ર આનંદ પામે તેમ, હર્ષ પામીને રોમાંચિત થઇ ગયો. ૭૩૧ તેણે આખા નગરમાં માચડા, ધ્વજાઓ, પતાકાઓ વગેરે બધાવવાની આજ્ઞા કરી, તેમજ વાળી-ઝાડીને સાફ કરવામાં આવેલા નગરમાં મોટા મોટા ઉત્સવો કરવાની પણ આજ્ઞા કરી. ૭૩૨ અને તે આજ્ઞાને નગરના રક્ષક પુરૂષોએ સર્વ ઠેકાણે જ્યારે અમલમાં મૂકી દીધી ત્યારે, રાજા પોતાના અંતઃપુર અને પરિવારની સાથે નગરમાંથી બહાર નીકળ્યો. ૭૩૩ પેલી તરફ શંખ પણ પોતાના પિતાને આવતો જોઇ હાથી ઉપરથી નીચે ઉતરી પડ્યો અને પિતાની આગળ જઈ દેવના કોઇ યાત્રિકની પેઠે પૃથ્વી પર લોટી પડ્યો-પિતાને સાષ્ટાંગ પ્રણિપાત કર્યો. ૭૩૪ પછી રાજા પણ હાથી ઉપરથી ઉતરીને કુમારની સામે ગયો એટલે તેઓ બન્ને પિતા-પુત્ર અન્યોન્યને મળ્યા. ૭૩૫ તે વેળા શંખકુમારે અત્યંત ભક્તિપૂર્વક પિતાના ચરણમાં પ્રણામ કર્યા અને પિતાએ પણ પુત્રને છાતી સાથે ચાંપીને મસ્તક પર ચુંબન કર્યું. ૭૩૬ પછી કાર્તિક સ્વામી જેમ પાર્વતીના ચરણમાં વદન કરે તેમ, શંખકુમારે પોતાની માતાના ચરણમાં વદન કર્યું ત્યારે, તેની માતા પણ હર્ષનાં અશ્રુ વરસાવતી પુત્રને ભેટી પડી. ૭૩૭ તે સમયે માતાનાં એ હર્ષાશ્રુનાં જળથી શંખકુમારના શરીર પર રોમાંચના અંકુરો ફૂટી નીકળ્યા તે તો યોગ્ય જ ગણાય પણ આશ્ચર્ય એ બન્યું કે તેના શોકની લતા એ હર્ષાશ્રુના સિંચનથી એકદમ સૂકાઇ ગઈ. (અર્થાત્ માતાનાં હર્ષાશ્રુથી શંખકુમારને રોમાંચ થયાં અને તેનો શોક દૂર થયો.)૭૩૮ પછી શંખકુમાર પ્રસન્ન થઇને બીજી માતાઓના ચરણમાં પણ પડયો એટલે તે સર્વ માતાઓએ ઓવારણાં લઇને આશીર્વાદ આપ્યા.૭૩૯ તેમ જ બીજા પોતાના પરિવાર

વર્ગે તથા નગરવાસીઓએ પણ શંખકુમારે જ્યારે નમસ્કાર કર્યા ત્યારે યથાયોગ્ય-જેને જે ઘટે તે પ્રમાણે તેને કહ્યું.૭૪૦ જેમકે કોઇએ કહ્યું કે, તું લાંબા કાળ સુધી જીવ, કોઇએ વળી કહ્યું કે, તું લાંબા કાળ સુધી આનંદમગ્ન રહે, કોઇએ કહ્યું કે, લાંબા કાળ સુધી તું પૃથ્વીનું પાલન કર, અને કોઇએ વળી કહ્યું કે, તારી પ્રતિદિન ચઢતી થાઓ તથા તુ સમૃદ્ધિમાન થા. આ પ્રમાણે નગરવાસીઓએ તેને અભિનંદન આપ્યું.૭૪૧ પછી શંખકુમારની સર્વ સ્ત્રીઓ, પોતાની સાસુઓને પગે પડી અને નમ્ર થઇને તેઓએ સાસુઓએ આપેલા આશીર્વાદોનો સ્વીકાર કર્યો.૭૪૨ તે પછી નરોત્તમ રાજા, પોતાના પુત્ર જયંતની સાથે ઇન્દ્ર જેમ ઐરાવત હાથી ઉપર બેસે તેમ, શંખકુમારની સાથે એક મુખ્ય હાથી ઉપર બેઠો.૭૪૩ એ વખતે મનુષ્યોના હર્ષપોકાર થવા લાગ્યા, ભેરીઓના ભણકારા સંભળાવા લાગ્યા અને બીજાં પણ મોટાં મોટાં વાદિત્રો વાગવા લાગ્યાં.૭૪૪ બીજી તરફ સ્તુતિપાઠકોનો જયજયધ્વનિ થઇ રહ્યો ને ઘોડાઓના હણહણાટથી દિશાઓ ગાજી ઉઠી. આ રીતે સર્વ પ્રદેશને કેવળ શબ્દમય કરતો રાજા નરોત્તમ, નગરમાં દાખલ થયો.૭૪૫ તે વેળા નગરની સ્ત્રીઓ, હર્ષના હાસ્યથી સુશોભિત જણાતી દાંતની કાંતિથી પોતાના અધરોષ્ઠને વ્યાપ્ત કરી દઇ, સ્પૃહાપૂર્વક શંખકુમારને માંહોમાંહે બતાવવા લાગી.૭૪૬ દૂધની મલાઇ જેવા ઉજ્જવળ સ્ત્રીઓના કટાક્ષો, શંખકુમારના પ્રત્યેક અંગમાં તે વખતે લાગી પડ્યા, જેથી તેનું આખું શરીર ખરેખર શંખના જેવું જ ગૌર બની ગયું.૭૪૭ નગરની દરેક દુકાનોએ, પ્રત્યેક ઘરે તથા દરેક શેરીએ જાતજાતનાં ભેટણાંઓથી નરોત્તમ રાજાનો સત્કાર કરવામાં આવ્યો અને પછી પોતાના મહેલમાં તે આવ્યો.૭૪૮ ત્યાં પેલા યક્ષે મહા તેજસ્વી શંખકુમારનું ચરિત્ર જ્યારે તે નગરમાંથી બહાર નીકળ્યો હતો

ત્યારથી આરંભીને રાજાની આગળ કહી સંભળાવ્યું.૭૪૯ પછી નરોત્તમ રાજાએ સર્વ લોકોની સંમતિ લઇને પોતાની મેળે પ્રાપ્ત થયેલાં બે રાજ્ય ઉપરાંત પોતાના રાજ્યનો પણ સ્વામી બનાવ્યો. ૭૫૦ અને પોતે રાજ્યનો સર્વ ભાર તેના પર મૂકી દઇ નિશ્ચિંત થયો તથા ચારિત્ર લેવા માટે તત્પર થઈ રહ્યો. કેમકે વૃદ્ધાવસ્થામાં એ જ યોગ્ય ગણાય.૭૫૧ એ પ્રમાણે શાંત થયેલો તે રાજા અને નવીન ઉદય પામેલો પ્રતાપી શંખકુમાર બન્ને જણા, કૃષ્ણપક્ષની પડવાના દિવસના ચંદ્ર-સૂર્યની પેઠે શોભવા લાગ્યા.૭૫૨ અને લોકોનું પાલન કરતા હતા, તેવામાં એક દિવસે ઉદ્યાનપાળે આવીને રાજાને જણાવ્યું કે, હે દેવ ! આજે ઉદ્યાનમાં સર્વના સમગ્ર સંશયોને દૂર કરનારા શુભંકર નામના કેવલી પધાર્યા છે; માટે હે રાજા ! તમે તમારી દૃષ્ટિને કૃતાર્થ કરો.૭૫૩-૭૫૪ આ વૃત્તાંત સાંભળીને નરોત્તમ રાજા, રોગી જેમ પોતાને ઇચ્છિત ઔષધ સાંભળીને પ્રસન્ન થાય અને વૈદ્યને ઇનામ આપે તેમ, પ્રસન્ન થયો તથા ઉદ્યાનપાળને તેણે ઇનામ આપ્યું.૭૫૫ પછી શંખરાજાને તથા અંતઃપુર આદિ પરિવારને સાથે લઇ નરોત્તમ રાજા, મુનિને વંદન કરવા માટે નીકળ્યો.૭૫૬ અને તેઓ બન્ને રાજા, કેવલિને જોઇને હાથી ઉપરથી ઉતરી પડી, રાજ્યનાં ચિન્હોનો ત્યાગ કરી, પાંચ પ્રકારના અભિગમ-પૂર્વક પાંચે અંગોથી પૃથ્વીનો સ્પર્શ કરી મુનિને તેઓએ વંદન કર્યું. મુનિએ પણ ધર્મલાભનો આશીર્વાદ આપી તેઓ બન્નેને અભિનંદન આપ્યું.૭૫૭-૭૫૮ પછી તેઓ બન્ને રાજા, વિનયાધીન થઇ કેવલી આગળ બેઠા એટલે કેવલીએ પણ બોધ આપવા માટે દેશનાનો આરંભ કર્યો.૭૫૯ "હે ભવ્યજીવો ! આ સંસારરૂપ સમુદ્ર સર્વ પ્રાણીઓને ખરેખર દુસ્તર થઇ પડે છે; કેમકે તે સમુદ્રમાં જન્મ, મૃત્યુ તથા જરારૂપ ચંચળ તરંગો ઉપરાઉપરી ઉછળી રહ્યા છે,

વ્યાધિઓ રૂપ જળનું પૂર ચોતરફ ફેલાઇ રહ્યું છે, માનસિક પીડાઓ-રૂપ જળચરજંતુઓ ચોબાજુ તેમાં વસી રહ્યાં છે, મોહરૂપી મોટી ભમરીઓમાં સંખ્યાબંધ પ્રાણીઓ ગેબ થતાં તેમાં જોવામાં આવે છે, તેના મધ્ય વિભાગમાં ક્રોધરૂપી વડવાનળ પ્રજ્વળી રહ્યો છે, તેથી તે મહા ભયંકર છે, માનરૂપી મોટા પહાડો તેમાં આવેલા છે, જેથી મોક્ષમાર્ગમાં સ્થિતિ કરવારૂપ વહાણ તેમાં અથડાઇને છિન્નભિન્ન થઇ જાય છે, માયા-કપટરૂપ લતાઓનાં ગીચ ઝુંડ તેમા વ્યાપ્ત છે જેથી પ્રાણીઓની સદ્ગતિ દુઃસંચાર થઈ પડે છે-સ્ખલિત થાય છે-પ્રાણીઓ સદ્ગતિએ જઇ શકતાં નથી. અને તૃષ્ણા આદિ નદીઓના પૂરથી તે સમુદ્રમાં લોભરૂપ જળનો ઓઘ પ્રતિદિન વધતો જાય છે.[૭૬૦-૭૬૩] આ સંસારસમુદ્રને તરી જવા માટે હવે તમારે અવશ્ય યત્ન કરવો જોઇએ, નહિ તો સર્વ અર્થોને સિદ્ધ કરી આપનારો મોક્ષરૂપ બેટ તમને પ્રાપ્ત થશે નહિ.[૭૬૪] આ સમુદ્રને ઉતરી જવા માટે સર્વજ્ઞોએ આ ઉપાય કહ્યો છે કે, આમાં સંયમરૂપ વહાણ અવશ્ય મેળવવું જોઇએ અને તેને માટે સર્વ કોઇએ મહાન આગ્રહ કરવો જોઇએ.[૭૬૫] આ વહાણ, જો કે પુષ્કળ પરિષહોરૂપ લોખડી ભારથી ભરપૂર છે તો પણ અંતે ઉત્તમ સત્ત્વને પ્રાપ્ત કરી આપનારૂં છે અને તેમાં પણ જો કોઇ ઉત્તમ નાવિક-ખલાસી-સદ્ગુરુ મળી આવે તો તો કયા મનુષ્યને આનંદજનક ન થાય?"[૭૬૬] કેવલીની એ દેશના સાંભળીને નરોત્તમ રાજાનું મન જે પ્રથમ રાગી હતું તે પણ એકદમ સ્થિર થઇને વિરક્ત બની ગયું. અથવા તેમાં અત્યંત આશ્ચર્ય ન જ ગણાય, કેમકે મુનિઓની શક્તિ સર્વ કંઇ કરી શકે છે.[૭૬૭] તે પછી નરોત્તમ રાજાએ નમસ્કાર કરી આનંદપૂર્વક કેવલીને પૂછ્યુ કે, હે પ્રભુ! મારા પુત્રે પૂર્વજન્મમાં શું પુણ્ય કર્યુ હતુ? કેમકે, એ પોતાના રાજ્યનો ત્યાગ કરી પોતે એકલા જ એક મિત્રને સાથે લઇ જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં તેને

અદ્‌ભુત સંપત્તિ પ્રાપ્ત થઇ.⁷⁷७६८-७६९ આ સાંભળી કેવલીએ કહ્યું કે, હે રાજા ! તુ એકાગ્રચિત્તે સાંભળ.

## શંખરાજાના પૂર્વભવની કથા.

"આ ભરતક્ષેત્રમાં સુસ્થિત નામનું એક શ્રેષ્ઠ ગામ છે. તેનો રાજા લલિત નામનો એક ક્ષત્રિય હતો. તે રાજાની તરવાર તેના એક મંત્રીરૂપે હોઇને શત્રુઓને ઉચ્ચાટ ઉપજાવતી હતી.७७०-७७१ એ રાજાને તારાદેવી નામની સ્ત્રી હતી. તે આખા દેશમાં પ્રિય થઇ પડી હતી અને તેણે પોતાના ગુણોરૂપી દોરડાંથી પોતાના પતિના મનરૂપ વાનરને બાંધીને સ્થિર કર્યો હતો.७७२ જેમ ગોવાળ ગાયોનું સમાન રીતે પાલન કરે તેમ, એ રાજા તે ગામની સર્વ પ્રજાઓનું સમાન રીતે પાલન કરતો હતો. અને ગોવાળ જેમ ગાયોમાંથી સ્વચ્છ દૂધનું દોહન કરે તેમ, એ રાજાએ પણ પ્રજાઓમાથી ઉજ્જવળ યશ સંપાદન કર્યો હતો.७७३ એક દિવસે તે ગામના દરવાજામાં બેઠો હતો અને ગામના લોકસમુદાયમાં કંઇ ચર્ચા કરતો હતો તેવામાં ગધેડાના પૂછડાને વળગી રહેલો કોઇએક પુરુષ તેના જોવામા આવ્યો.७७४ તેને ગધેડો ઉપરાઉપરી પાછલા પગની લાતો માર્યે જતો હતો તો-પણ તેણે તેનું પૂછડું છોડયું નહિ, પણ પોતાના શરીરને સંકોચી રાખી પુંછડે પકડેલા સાપની પેઠે ઉલટું પકડીજ રાખ્યું.७७५ ગામના લોકોએ તેને વારંવાર કહ્યું કે, તુ ગધેડાનુ પૂછડું મૂકી દે. તેમજ ગધેડો પણ ઉપરાઉપરી તેને મારતો હતો, છતાં તેણે પૂછડું છોડયું નહિ, જેથી આખરે અશક્ત થઇને ડાળી ઉપરથી પડેલા વાનરની પેઠે તે પછડાઈ પડયો અને મોટેથી રડવા લાગ્યો.७७६ ત્યારે ગામ-ધણી વગેરે સર્વ લોકોએ દયાને લીધે તેને ઉઠાડયો અને વસ્ત્રના છેડાથી તેનું શરીર લૂછી નાખીને ચડુ જળ તેને પીવરાવ્યું. ७७७ પછી લોકના સમુદાયમાં તેને લાવીને પૂછયું કે, તારે

આટલો બધો આગ્રહ પકડવાનું કારણ શું? શા માટે બધાએ કહ્યું છતાં અને ગધેડે માર્યો છતાં તેં તેનું પૂંછડું છોડ્યું નહિ? ૭૭૮ ત્યારે તેણે કહ્યું કે, હે દેવ! મારી માતાએ મને કહ્યું હતુ કે, હે પુત્ર! તુ હરકોઇ કામમાં આવો શિથિલ છે, તેથી તુ તારૂં પેટ કેવી રીતે ભરીશ? માટે તારે બીજા કોઇ, જે કંઇ કરવાનું કહે તેમાં ખૂબ આગ્રહ પકડી રાખવો, જેથી લોકોમાં સદાકાળ તુ પ્રિય થઇ પડીશ. ”૭૭૯-૭૮૦ આ મારી માતાની શીખામણથી મે ખૂબ આગ્રહ કરીને પૂછડું છોડ્યુ ન હતું. કેમકે, એ ગધેડાના માલીકે “ આ ગધેડાને તુ પકડી રાખ ” એમ મને કહ્યું હતું.૭૮૧ આ પ્રમાણે સાંભળીને ગામધણીએ પોતાના મનમાં વિચાર કર્યો કે, આ તરુણ અત્યંત મુગ્ધ છે-અજ્ઞાની છે, માટે આને મારા નીતિગૃહમાં રાખીને હું શિક્ષણ આપું. ૭૮૨ આવો મનમાં વિચાર કર્યા પછી તેણે પેલા મુગ્ધ માણસને પોતાના ઘર કામમાં નીમ્યો અને ખાવામાં તથા વસ્ત્ર પહેરવાં વગેરેમાં તેના પર દયાને લીધે હમેશાં શિખામણ આપવા માંડી.૭૮૩ એક દિવસે ભોજન વખતે તે ગામધણી ગામલોકોની સભામાં બેઠો હતો, ત્યારે તેની સ્ત્રીએ તેને બોલાવવા માટે પેલા મુગ્ધ યુવાનને મોકલ્યો.૭૮૪ તેણે ત્યાં સભામાં જઇને પોતાની મૂર્ખાઇથી સર્વ લોકોના સાંભળતાં મોટા શબ્દથી ખુલ્લી રીતે કહ્યું કે, ચાલો, રાબ ઠંડી થઇ જાય છે. ૭૮૫ તે સાંભળીને સર્વ સહવાસી લોકોએ “ અહો! આ ગામધણી છે, છતાં રાબ ખાય છે ” આવી ગામધણીની હાંસી કરી અને પછી તે ગામધણી પણ “ આની મૂર્ખતાને ધિક્કાર છે ” આમ મનમાં વિચાર કરતો ઘેર ગયો.૭૮૬ તેણે મૂર્ખાને એકાંતમાં બેસાડીને કહ્યું, “અલ્યા ઓ! હું જ્યારે સભામાં બેઠો હોઉં, ત્યારે તારે જે કંઇ કહેવાનું હોય તે કહેવું નહિ; પણ સભામાંથી હું ઉઠું ત્યારે જ

કહેવું." ૭૮૭ આવી શિખામણ આપીને તેણે ભોજન કર્યું અને પેલો મૂર્ખ શિરોમણી તેને કામે લાગ્યો. ૭૮૮ હવે એક દિવસે એવું બન્યું કે પેલો ગામધણી, દેવીની યાત્રા નિમિત્તે ગામમાં જ્યાં ઉત્સવ થતો હતો, ત્યાં બેઠો હતો, તેવામાં તેનું ઘર સળગ્યું, એટલે તેની સ્ત્રીએ પેલા મૂર્ખાને તેને બોલાવવા માટે મોકલ્યો. ૭૮૯ તે વેળા ગામની પાસેના એક બગીચામાં દેવીની યાત્રા નિમિત્તે આવેલા લોકો એકઠા મળ્યા હતા અને તેઓની વચ્ચે ગામધણી બેઠો હતો, જેથી પેલા મૂર્ખાધિરાજને ગામધણીએ આપેલી પ્રથમની શીખામણ યાદ આવી અને તે ઘણા લાંબા સમય સુધી મૌન ધરીને ત્યાં ઉભો રહ્યો. પછી ગામધણીએ જયારે પૂછ્યુ ત્યારે તેણે તેના કાન પાસે જઈને કહ્યું કે, તમારૂં ઘર અગ્નિથી બળી જાય છે. આ સાંભળી ગામ-ધણીએ પોતાના ગામ સામે દૃષ્ટિ કરી, ત્યારે તો દૂધ અને પાણી જેમ એક થઇ જાય તેમ, આકાશમાં કેવળ ધૂમાડો જ તેના જોવામાં આવ્યો. ૭૯૦-૭૯૨ પછી ગામપતિએ કહ્યું કે, અરે ઓ મૂર્ખ! તું આટલે સુધી આવ્યો શા માટે? અને જો આવ્યો તો તેં કહ્યું કેમ નહિ? શા માટે ખીલાથી જડી દીધો હોય તેમ ઉભો રહ્યો? ૭૯૩ ત્યારે તેણે કહ્યું કે, મને મારી શેઠાણીએ મોકલ્યો તેથી હું આવ્યો છું. અહીં તમે લોકના મેળાવડામાં બેઠા હતા તેથી તમારી શિખામણ પ્રમાણે મેં તમને કહ્યું નહિ. ૭૯૪ તે પછી ગામપતિ ગામના લોકોની સાથે ઉતાવળો ઉતાવળો ઘેર ગયો પણ તેટલામાં તો ઘર અગ્નિથી બળીને ભસ્મ થઇ ગયું હતું. ૭૯૫ એ વખતે ગામધણીએ પેલા મૂર્ખ ચાકરને કહ્યું કે, તું કેવો મૂર્ખ દેખાય છે? જ્યાં ધૂમાડો જોવામાં આવે ત્યાં કોઇને પૂછ્યા વિના પોતાની મેળેજ ધૂળ તથા કાદવ વગેરે નાખી દેવાં જોઇએ. ૭૯૬ તે સાભળી પેલાએ કબૂલ કર્યું કે, હવે પછી એમ કરીશ; અને પછી

તે પોતાને કામે લાગ્યો. ગામધણીએ પણ તેજ ક્ષણે નવું ઘર તૈયાર કરાવ્યું.૭૯૭ તે પછી એક દિવસે ગામધણીની સ્ત્રી, પોતાનાં નવાં ધોયેલાં વસ્ત્રોને ઘરના ઓરડાની અંદર રહીને ધૂપ આપીને સુગંધી કરી રહી હતી, જેથી અંદરના ભાગમાં પ્રસરેલો ધૂમાડો વસ્ત્રોમાંથી બહાર નીકળવા લાગ્યો. તે જોઇને પેલા મૂર્ખ ચાકરે તે વસ્ત્રો પર કાદવ, ધૂળ વગેરે નાખ્યાં. આ સમયે ગામધણીની સ્ત્રી–તારા, કોઇ કામ પ્રસંગે ઓરડાની બહાર ગઇ હતી, પણ તે પાછી અંદર આવી અને પોતાના વસ્ત્રોને એ રીતે બગાડેલાં જોઇ તેણે પોકાર કરી મૂક્યો કે,૭૯૮–૮૦૦ અરે ઓ પાપી! દુરાચારી! મૂર્ખ! તેં આ શું કર્યું? હમણાં જ ધોયેલા આ વસ્ત્રોને તેં આ પ્રમાણે કેમ બગાડયાં? ૮૦૧ તે સાંભળી તેણે કહ્યું કે, મને મારા શેઠે આજ્ઞા આપી હતી તેજ પ્રમાણે મેં કર્યું છે. કેમ? આ મને પોતાને હિતકારક નથી? જો હું મારા સ્વામીનુ કહેલું નહિ કરીશ તો પછી બીજું શું કરીશ તે મને કહો."૮૦૨ પછી પેલી સ્ત્રીએ પણ પોતાના ધણીને બોલાવીને નોકરનું તે કૃત્ય બતાવ્યું એટલે તેણે કહ્યું કે, હશે, ફરીથી તુ તારાં વસ્ત્રોને તને રુચે તેવાં ધોઇ લેજે.૮૦૩ ત્યારે પેલી સ્ત્રીએ કહ્યું કે ધોવાની વાત પછી, પણ પ્રથમ આ મૂર્ખાને ઘરમાંથી બહાર કાઢો. કેમકે, તે હમેશાં આવા સંતાપ જ કરાવ્યા કરે છે. ૮૦૪ તે સાંભળી ગામધણી બોલ્યો–આ એકલો જ ઘરનું સઘળું કામ કરવાને સમર્થ છે, માટે સૂર્ય જેમ પોતાના પગ વિનાના સારથિનો ત્યાગ કરતો નથી તેમ, આપણે પણ આનો ત્યાગ કરવો ન જોઇએ."૮૦૫ પછી પેલી સ્ત્રી બોલી, "હે નાથ! ઘરનું સઘળું કામ હું પોતે કરીશ, પણ આ મૂર્ખાને તો હવે કાઢવો જ જોઇએ. કેમકે, જેથી કાન તૂટી જાય તે સોનુ પણ શું કામનું?૮૦૬ વળી હે સ્વામી! આવા મૂર્ખ ચાકરથી તમને કોઇ જાતનો ગુણ

નથી, તેમ તમારી શોભા પણ નથી. કેમ કે, કોઈ એક ઘર ખાલી પડી રહે તે સારૂં; પણ તે ઘર ચોરથી ભરેલું હોય તો સારૂં નહિ." ૮૦૭ પોતાની સ્ત્રીએ એ પ્રમાણે કહ્યું એટલે ગામધણી બોલ્યો– "હે પ્રિયા! આ મૂર્ખનો પણ આપણે સ્વીકાર કર્યો છે, તેમાં લોકો શું કહેવાના છે? મહાદેવે પોઠીયાનો સ્વીકાર કર્યો, તેથી તે 'પશુપતિ' કહેવાય છે; પણ પેલા પોઠીઆનો પોતે ત્યાગ કરે છે?૮૦૮ આને આપણે હમેશાં શિક્ષણ આપીશું, તેથી તે કુશળ બની જશે. કેમકે, પર્વતની નદીનો પત્થર પણ હમેશના અત્યંત ઘર્ષણથી ગોળ બની જાય છે."૮૦૯ પછી પેલી સ્ત્રીએ કહ્યું–"હે સ્વામિ! હું ધારૂં છું કે, આને હમેશાં શિક્ષણ આપવામાં આવશે તો પણ આ કદી કુશળ થશે નહિ. કેમકે કાગડાને સારો અભ્યાસ કરાવવામાં આવે તો પણ તે કદી કોયલનો સ્વર કરે?૮૧૦ વળી હે સ્વામી! શાસ્ત્રમાં પણ આવું સુભાષિત આપણા સાંભળવામાં આવે છે કે પંડિત શત્રુ સારો પણ મૂર્ખ મિત્ર સારો નહિ.૮૧૧ તો પછી હે નાથ! આ તો આપણો મૂર્ખ સેવક છે, તે તો કેમ જ સારો ગણાય? જેમ માટીનો કાચો ઘડો પોતાનામાં રહેલા જળનો તથા પોતાનો પણ નાશ કરે તેમ, આવો સેવક પોતાના શેઠનો તથા પોતાનો બન્નેનો નાશ કરે.૮૧૨ વળી કહેવાય છે કે મૂર્ખ માણસ પોતાને તથા પોતાના આશ્રિતોને પણ સંકટમાં નાખે છે. જેમકે પૂર્વે એક ક્ષુદ્ર તાપસે ગામના સર્વ લોકોને સંકટમા નાખ્યા હતા.૮૧૩ આ સાંભળી ગામપતિએ કહ્યું કે, એ ક્ષુદ્ર તાપસ કોણ હતો? ત્યારે તેણીએ કહ્યું કે–

## તાપસની કથા

વૈતાઢ્ય પર્વતમા વિદ્યુત્પુર નામનું એક નગર છે. તેનો રાજા વેગચૂલ નામનો એક વિદ્યાધર હતો.૮૧૪ એક દિવસે તે સભામાં બેઠો હતો. ત્યારે તેણે સાંભળ્યું કે, શૈવ પંથમાં જડતા ઘણી હોય છે. આ સાંભળીને

તે વિદ્યાધર,એ કહેવતની સત્યતા જોવાને પૃથ્વી પર આવ્યો. ૮૧૫ તે
સમયે પોલાસક નામના ગામમાંથી સમિધો લેવાને ગયેલો કોઇ એક તાપસ
તેના જોવામાં આવ્યો. ૮૧૬ એટલે તે વિદ્યાધરે મુનિની પાસેજ
ચરી રહેલી એક (માયાવી) ગાય ઉત્પન્ન કરી. તે ગાયને સ્થૂલ શરી-
રવાળી જોઇને ઋષિએ માની લીધું કે, આ તો ખરેખર કામધેનુ
છે. ૮૧૭ પછી તે ગાય જ્યારે આકાશમાં ઉડી, ત્યારે પેલો તાપસ
પણ પોતાના મનુષ્ય શરીરથી જ સ્વર્ગમાં જવાની ઇચ્છાથી ગાયને
પુંછડે વળગી પડયો. ૮૧૮ તે જ ક્ષણે વિદ્યાધરની તે માયા, વૈતા-
ઢ્ય પર્વતમાં જઈ પહોંચી અને તેને પુછડે વળગેલા પેલા તાપસે
પણ તે પ્રદેશને જ સ્વર્ગ માની લીધું. ૮૧૯ ત્યાં વિદ્યાધરે તેમને
પોતાને ઘેર લઇ જઇ લાડુ ખવરાવ્યા, ત્યારે મુનિએ તો મોટા મોટા
તે લાડુને જ સ્વર્ગનાં ફળ માની લીધાં. ૮૨૦ અને તે સ્વાદિષ્ટ
લાડુથી તૃપ્ત થઇ હૃદયમાં તેણે વિચાર કર્યો કે ખરેખર આટલા
દિવસ સુધી મારો જન્મ વ્યર્થ જ ગયો; ૮૨૧ પણ હવે સ્વર્ગનુ
આ અપૂર્વ ભોજન પામીને હું કૃતાર્થ થયો છું; અને ગામના સર્વ
લોકોને પણ આ ભોજનનાં હું દર્શન કરાવું, કેમકે પરદેશમાં ગમે
તેટલી લક્ષ્મી સંપાદન કરી હોય તો પણ તેથી શું? એ લક્ષ્મી,
બીજા બેટમાં જેમ સૂર્યની શોભા જોવામાં આવતી નથી તેમ, પોતાના
માણસોના જોવામાં આવતી નથી. ૮૨૨-૮૨૩ આવો નિશ્ચય કરી
તે મુનિ, ચરવા માટે જતી પેલી ગાયના પુછડે ફરીથી વળગી પડયો
અને સુતરના તાંતણાની પેઠે પૃથ્વી પર આવી પહોંચ્યો. ૮૨૪ તેણે
સત્વર પોતાના ગામમાં જઇ સ્વર્ગના મોદક-ભોજનની વાત સર્વ
માણસો આગળ કહેવા માંડી. કેમકે કુતરાના પેટમાં ગયેલી ખીર
કદી સ્થિર રહે? ૮૨૫ પછી તો તેણે વારંવાર ગાલ ફુલાવી ફુલા-
વીને સ્વર્ગનાં ફળોનું વર્ણન કરવા માંડયું અને ગામનાં લોકોને તે

જોવા માટે આતુર બનાવી મૂક્યાં. ૮૨૬ એ પ્રમાણે તે મૂર્ખ ઋષિનાં વચનથી ગામના મૂર્ખ લોકો પણ સ્વર્ગ જોવા તૈયાર થઇ ગયાં અને ઋષિનાં રાગી બની રહ્યાં. કેમકે, સમાનને સમાન ઉપર જ રાગ બંધાય છે. ૮૨૭ પછી તે ઋષિ, સર્વ લોકોને સાથે લઇ જ્યાં પેલી ગાય ચરતી હતી ત્યાં ગયો અને પોતે તે માર્ગને જાણતો હોઇને ગાયની પાછળ જ્યારે તે ઉડ્યો ત્યારે તેના પગે બીજો, બીજાને પગે ત્રીજો અને ત્રીજાને પગે ચોથો—એમ સર્વ લોકો સાંકળના આંકડાઓની પેઠે અન્યોન્યને વળગી ચાલ્યાં. ૮૨૮—૮૨૯ તે વખતે ગાયના પૂંછડે વળગેલી લોકોની પંક્તિ આકાશમાં જ્યારે દૂર પહોંચી, ત્યારે સ્વર્ગ પૃથ્વીના અંતરના માપવા માટે જાણે કોઈ એક દોરી હોય તેવી શોભવા લાગી. ૮૩૦ પછી એ પંકિતમાંહેના કોઇએક વચ્ચે રહેલા માણસે પેલા અગ્રેસર ઋષિને પૂછ્યુ કે, સ્વર્ગનાં એ ફળનું માપ કેવડું હોય છે? ૮૩૧ આ સાંભળી તે દુષ્ટબુદ્ધિ ઋષિએ ફળનું માપ કહેવા માટે મૂર્ખાઇથી હાથમાથી ગાયનુ પૂંછડું મૂકી દઇ બે હાથ પહોળા કર્યા એટલે તેજ ક્ષણે સમુદ્રમાં જેમ વહાણ તળીએ બેસે તેમ, ગામ લોકોની આખી તે પંકિત, આકાશમાંથી પૃથ્વીપર પડી. તે એક મૂર્ખની સાથે સર્વ લોકોનાં હાડકાં ભાગી પડ્યાં તથા સર્વનો નાશ થયો. ૮૩૨—૮૩૩ માટે હે સ્વામી! તમે પણ આ મૂર્ખ શિરોમણી સેવકનો ત્યાગ કરો. કેમકે, બાળકોનું તથા સ્ત્રીઓનું પણ હિત વચન સ્વીકારવામાં આવે છે, ૮૩૪ પછી તે ગામપતિએ "બહુ સારૂં" એમ કહીને તે સેવકને કાઢી મૂક્યો. ખરૂં છે કે, પુરુષો ઘણુકરીને સ્ત્રીઓના હાથમાં રહેલા રવૈયા જેવા હોય છે. ૮૩૫ તે પછી એ ગામધણીએ બીજો એક સુભગ નામનો નોકર પોતાને ત્યાં રાખ્યો અને તે નોકર પણ ભદ્રક પ્રકૃતિવાળો હોઇને ચાલાક તથા સ્વામીનો ભક્ત નીવડ્યો. ૮૩૬ તે વખતે ગામપતિ પણ સર્વ

કામ કરવામાં સમર્થ એ નોકરને લીધે ગરુડને લીધે જેમ વિષ્ણુ સુખી થાય તેમ, સુખી થયો. ૮૩૭ એક સમયે બરાબર ભોજનના સમયે તે ગામપતિને ઘેર સાક્ષાત્ ધર્મના જેવા એક માસના ઉપવાસી મુનિ, પારણુ કરવાના હેતુથી વહોરવા માટે આવ્યા; ૮૩૮ એટલે જંગમ કલ્પવૃક્ષ જેવા તે મુનિને પોતાને ઘેર આવેલા જોઇ, ગામધણી પ્રસન્ન થયો અને પેલા મુનિની સામે ગયો. ૮૩૯ એ સમયે અત્યંત હર્ષને લીધે તેનાં ગાત્રો પ્રફુલ્લ થયાં અને મુનિના પગમાં પડી તેણે પોતાની પત્નીને આજ્ઞા કરી કે,૮૪૦ હે પ્રિયા! જે સુંદર દૂધપાક તૈયાર કર્યો છે તે અહીં લાવ અને આ સુપાત્રને તેનું દાન કર. કેમકે આવું દાન અનંતગણું થાય છે. ૮૪૧ તે સાંભળી પેલી સ્ત્રી પણ અત્યંત પ્રસન્ન થઇ અને દૂધપાક, સાકર તથા ઘી પેલા સેવક દ્વારા મંગાવીને મુનિ આગળ હાજર કર્યો. ૮૪૨ પછી શુદ્ધ ભાવવાળી તે સ્ત્રી, પોતાના પતિની આજ્ઞા પ્રમાણે પરમ ભક્તિપૂર્વક એ શુદ્ધ દૂધપાકનું દાન કરવા માટે તૈયાર થઇ. ૮૪૩ ત્યારે સાધુએ તેની આગળ, સંસાર સમુદ્રથી તરી જવા માટેનું જાણે એક વાહન તૈયાર કર્યું હોય એવું પોતાનું પાત્ર ધર્યું. ૮૪૪ પેલી સ્ત્રીએ પણ સાકર તથા ઘીની સાથે પરમ હર્ષપૂર્વક દૂધપાકનુ દાન કર્યું અને તે દાન કરાવનાર તેના પતિએ 'આપ આપ' એમ વારંવાર કહ્યું, ૮૪૫ જેથી દાન કરનારી પેલી સ્ત્રી તથા દાન આપનારો તેનો પતિ પ્રસન્ન થયાં અને તેઓએ મનની ઉદારતા, ધનની સંપત્તિ તથા સુપાત્રના યોગથી અનંત પુણ્ય ઉપાર્જન કર્યું. ૮૪૬ વળી દાન આપતાં આપતાં પેલી સ્ત્રી મને ધન્ય છે એમ અત્યંત હર્ષ પામતી હતી તથા દાન ગ્રહણ કરનારો મુનિ પણ આવા પ્રસન્ન મનથી મને દાન અપાય છે એમ માનીને પોતાને ધન્ય માનતો હતો. ૮૪૭ તેમજ પેલા સેવકે પણ હર્ષથી અપાતા તે દાનની "અહો

અતુલ દાન, અહો અદ્ભુત પુણ્ય" એમ કહીને અનુમોદના કરી હતી, જેથી તેણે પણ પુણ્ય સંપાદન કર્યું. ૮૪૮ અરે! સુપાત્ર દાન વડે (પ્રાપ્ત થતા) દાનરૂપ રાજ્યનાં હું શું વખાણ કરૂં? કેમકે જગતમાં પૂજ્ય એવો સાધુ પણ એને કર આપે છે. એની આગળ પોતાનો હાથ લંબાવે છે. ૮૪૯ ખરેખર! સુપાત્ર દાનનુ ફળ કોઇક અદ્ભુત છે. કેમકે, દાન કરનારો મનુષ્ય માત્ર અન્નનું જ દાન કરીને અનંત સંપત્તિઓ પ્રાપ્ત કરે છે. ૮૫૦ તે પછી પેલા મુનિ, દાન લઇને બીજે સ્થળે ચાલ્યા ગયા અને તે ત્રણ જણાઓ પણ પોત પોતાનુ આયુષ્ય પૂર્ણ કરીને ચિત્તની એકાગ્રતાપૂર્વક મરણ પામ્યાં. ૮૫૧ હે રાજા! પછી તેઓ ત્રણે જણાં સૌધર્મ દેવલોકમાં અન્યોન્યની સાથે જ રહેનારા ત્રણ દેવ થયા અને ત્યાં સ્વર્ગનાં સુખ ભોગવીને અનુક્રમે આ ત્રણરૂપે ઉત્પન્ન થયા છે. ૮૫૨ પૂર્વે જે ગામપતિનો જીવ હતો તે તારો પુત્ર થયો છે, તેની પત્નીનો જીવ હતો તે આના મિત્રરૂપે ઉત્પન્ન થયો છે અને તેઓના સેવકનો જીવ હતો તે વચ્ચે કોઇ મિથ્યાત્વિના સંસર્ગથી એક મનુષ્યભવ કરી અજ્ઞાનકષ્ટ ભોગવીને આ યક્ષરૂપે ઉત્પન્ન થયો છે, જે હમણાં તારા પુત્ર ઉપર પ્રીતિ રાખે છે.૮૫૩-૮૫૪

એ પ્રમાણે પોતાના પુત્રનો પૂર્વ ભવ સાંભળી નરોત્તમ રાજા સંસારથી વિરક્ત મનવાળો થયો અને તેણે ગુરૂને નમન કરી વિનતિ કરી કે– ૮૫૫ "હે પાલક પ્રભુ! પ્રાણી માત્રને ભય આપનારા અને પરિણામે દારુણ આ કાળસ્વરૂપ સંસારરાક્ષસથી તમે મારૂં રક્ષણ કરો." ૮૫૬ તે સાંભળી ગુરુએ કહ્યુ કે, "હે મહારાજા! જે મનુષ્ય જિનમુદ્રા (જૈની દીક્ષાથી) યુક્ત થાય છે અને ઉત્તમ આગમોરૂપ મહા મંત્રોનો આશ્રય કરે છે, તેને આ સંસારરાક્ષસથી ભય નથી. ૮૫૭ ગુરુએ એમ કહ્યું એટલે નરોત્તમ રાજાએ નગરમાં,

આવેલાં જિનમંદિરોમાં અઠ્ઠાઇ ઓચ્છવ કર્યા, દીનઆદિને–ગરીબ લોકોને દાન આપ્યાં અને પછી સર્વ ઋદ્ધિવડે શંખ રાજાની સાથે ગુરુ પાસે જઇને હર્ષપૂર્વક દીક્ષા લીધી. ૮૫૮–૮૫૯ શંખ રાજા પણ ગુરુને તથા પિતાને પ્રણામ કરી પિતાના વિયોગથી વ્યાકુળ અંતઃકરણે નગરમાં પાછો આવ્યો. ૮૬૦ તેણે પોતાના રાષ્ટ્રના દરેક ખેતરોને પાણી પૂરૂં પાડી ધાન્યસંપત્તિ વધારી મૂકી અને વર્ષાકાળના ઉન્નત મેઘની પેઠે પ્રજાને ધનવાન બનાવી. ૮૬૧ પેલી તરફ **નરોત્તમ** મુનિ ગુરુ સાથે પૃથિવિ ઉપર વિહાર કરતા કરતા અનુક્રમે ગીતાર્થ બન્યા અને સર્વ સાધુઓમાં શ્રેષ્ઠ થયા.૮૬૨ એક દિવસે તે મુનિ વિહાર કરતા કરતા રત્નપુર આવ્યા, એટલે શંખરાજા તેમનું આગમન સાંભળી તેમને વાંદવા માટે ગયો.૮૬૩ રાજા, વિનયથી નમ્ર થઈ ગુરુની પાસે બેઠો એટલે ગુરુએ સંસાર સમુદ્રમાં નૌકા સમાન દેશના આપવાનો આરંભ કર્યો:—૮૬૪

"આ અનંત સંસારમાં ભ્રમણ કરી રહેલા સંસારીઓ માટે કોઇ એક છાયા વૃક્ષની પેઠે આ મનુષ્ય જન્મ, અમૂલ્ય તથા દુર્લભ છે.૮૬૫ વળી હે ભવ્ય જીવો ! તે મનુષ્ય જન્મમાં પણ આર્યક્ષેત્ર તથા ઉત્તમ કુળ વગેરે દુર્લભ છે, અને તેમાં સુગુરુનો સંયોગ થવો તે પણ અતિદુર્લભ છે. કદાચ પુણ્યયોગે તેવો સંયોગ જો પ્રાપ્ત થાય તો પરદેશ ગયેલા વેપારીઓ જેમ રત્નો લાવે તેમ જરૂર તે ગુરુના હાથમાંથી મહાવ્રતરૂપી રત્નો તમે લઇ લેજો.૮૬૬–૮૬૭ નહિ તો યાદ રાખજો કે, એવા રત્ન આપનાર ગુરુ ફરી દુર્લભ થઈ પડશે અને પછી તમે મેળવેલો ખજાનો ગયો એટલે હાથ પંપાળતા રહેશો."૮૬૮ આ દેશના સાંભળીને મહારાજા શંખે, વીર્ય તથા બળથી ઉલ્લાસમાં આવી જઈ મહાવ્રતરૂપ રત્નોની માગણી કરી.૮૬૯ ત્યારે ગુરુએ કહ્યું:–હે મહાભાગ! આમાં વિલંબ કરવો ન

જોઇએ. મહાવ્રતરૂપ મહારત્નોનો સંગ્રહ કરવાનો તમે આદર કરો-તુરત જ આરંભ કરો."૮૭૦ "બહુ સારૂ" એમ કહીને શંખરાજા નગરમાં ગયો અને તે ન્યાયી રાજાએ સૂરપાલ નામના પોતાના પુત્રને રાજ્યાસને બેસાડયો.૮૭૧ તે સમયે એ નવો રાજા જ્યારે રાજ્યાસને બેઠો ત્યારે, જો કે તે કુશળ હતો તોપણ તેના પિતાએ પ્રેમથી આવી શીખામણ આપવા માંડી,૮૭૨ "હે પુત્ર ! તારે ન્યાયથી જ લક્ષ્મી મેળવવી, કેમકે તેવી લક્ષ્મી સ્થિર થાય છે અને કીર્તિ કરનારી થઇ પડે છે. જેમ શરીરમાં બળપૂર્વક જે વધારો થાય છે તેજ ઉત્તમ ગણાય છે નહિ કે સોજા આવવાથી ।૮૭૩ હે પુત્ર ! તારે પૃથ્વી પર અત્યંત રાગી ન થવું તેમ સર્વથા વિરક્ત પણ ન થવું, પણ મધ્યસ્થપણે વશમાં રહેનારી કોઇ સ્ત્રીનો ઉપભોગ કરવામાં આવે તેમ તારે પૃથ્વીનો ઉપભોગ કરવો.૮૭૪ આ પૃથ્વી, વેશ્યા સ્ત્રીની પેઠે કોઇની થઇ નથી અને કોઇની થશે નહિ. તે કોઇને અત્યંત સ્વાધીન કે વશ થતી જ નથી. ૮૭૫જો કે પૃથ્વીનો મોટો ભાગ તારા તાબામાં છે તો પણ તેથી તારે પ્રમાદી બનીને ગર્વ કરવો નહિ. કેમકે, આપણે સાંભળીએ છીએ કે રાવણ પોતે પણ ગર્વથી દુર્દશાને પામ્યો હતો. ૮૭૬હે વત્સ ! તારે કોઈનો પણ કદી વિશ્વાસ કરવો નહિ, કેમકે વડવાનલે સમુદ્રને વિશ્વાસ પમાડીને શું કર્યું છે તે તું જાણે છે ? ૮૭૭ હે પુત્ર ! ઉત્તમ, મધ્યમ કે અધમ હરકોઈ તારા સેવક ઉપર તારે સમાન ભાવ રાખવો, અને ત્રાજવાના કાંટાની પેઠે સમાન સ્થિતિમાં રહેવું, જેથી તું પ્રમાણપાત્ર થઇશ.૮૭૮ વળી જેમ નદીઓ પર આગ્રહ ન કરવો જોઇએ તેમ, તારે કોઈ સ્ત્રીઓ પર પણ આગ્રહ કરવો નહિ-સ્ત્રીઓને વશ થવું નહિ. કેમકે નદીઓ જેમ સમુદ્રમાં ઘસડી જાય છે તેમ, સ્ત્રીઓ પણ ( પુરુષોના મનરૂપ ) જોતરાંને ખેંચીને તેઓને સંસારરૂપ સમુદ્રમાં ઘસડી જાય છે.૮૭૯ હે વત્સ !

તારે સર્વદા ધર્મ કરવામાં જ ઉદ્યમ કરવો. કેમકે, ધર્મ સર્વ વસ્તુને આપનારો છે. અરે ! સૂર્ય પોતે પણ વૃષલગ્નનો (ધર્મનો) આશ્રય કરવાથી જ અત્યંત તેજસ્વી થાય છે."૮૮૦ એ પ્રમાણે પુત્રને શિખામણ આપ્યા પછી શંખરાજાએ ભક્તિથી સાધર્મિકોનું વાત્સલ્ય કર્યું–સમાનધર્મ-વાળાઓનો ભોજનાદિ સત્કાર કર્યો અને દીનઆદિને ધનનું દાન કર્યું.૮૮૧ તેમ જ પરમભક્તિપૂર્વક મુનિઓને વહોરાવી, પુસ્તકોની પૂજા કરી, જૈન દેરાસરોમાં ઘણા જ આનંદજનક અઠ્ઠાઈ ઓચ્છવો કર્યા.૮૮૨ પછી અંતપુર તથા રત્નો વગેરે શ્રેષ્ઠ વસ્તુઓથી સુશોભિત એવા સર્વ રાજ્યનો ત્યાગ કરી તે રાજા દીક્ષા લેવા તત્પર થયો.૮૮૩ તે સમયે મોટા શબ્દ કરનારાં જાત જાતનાં વાદિત્રો રસ-પૂર્વક વગડાવવામાં આવ્યાં અને નગરવાસીઓ તથા પોતાના પુત્રથી અનુસરાયલો શંખરાજા, સુવર્ણ તથા મણિઓના અલંકારોથી સુશોભિત થઇ પાલખીમાં બેસીને દીક્ષા લેવાની ઉત્કંઠાથી નગરની બહાર નીકળ્યો.૮૮૪–૮૫

## શંખરાજાએ દીક્ષા લીધી.

ત્યાં મુનિની પાસે જઈ શંખરાજાએ દીક્ષા માગી એટલે તેમણે પણ તેને પાંચ મહાવ્રતો રૂપ મણિઓ અર્પણ કર્યા.૮૮૬ મદનમંજરી વગેરે તેની ઘણી સ્ત્રીઓ પણ પોતાના પતિને અનુસરી–તેઓએ પણ દીક્ષા લીધી. અથવા સ્ત્રીઓને એજ યોગ્ય છે.૮૮૭ પછી શંખ-રાજાના મિત્રે પણ શંખરાજાની દીક્ષા સાંભળીને પોતાનાં બન્ને રાજ્યો સૂરપાળને સોંપી દીધાં અને પોતે ગુરુ પાસે દીક્ષા લીધી.૮૮૮ સૂરપાલ રાજા, પોતાના પિતાને તથા દાદાને વંદન કરી પોતાના નગરમાં ગયો અને આખી પૃથ્વીનો શાસ્તા થયો,૮૮૯ બીજી તરફ શંખમુનિએ પણ ગુરુની સાથે વિહાર કર્યો અને સર્વ સાધ્વીઓ પણ ગુરુની આજ્ઞા લઇ સાધ્વીઓની પાસે ગઇ.૮૯૦

## શંખમુનિનો મોક્ષ.

એ પ્રમાણે લાંબા કાળ સુધી દીક્ષા પાળીને તથા કેવળજ્ઞાનરૂપ સંપત્તિ સંપાદન કરીને શંખમુનિએ અનેક ભવ્ય જીવોને બોધ પમાડયો અને આખરે પોતાના મિત્રની સાથે તે મોક્ષે ગયો.૮૯૧ આ શંખરાજાનું ચરિત્ર, ધર્મશ્રવણ કરવામાં પ્રીતિવાળા મનુષ્યોની શ્રવણેન્દ્રિયનું આકર્ષક છે, માટે તેનું શ્રવણ કરી ભવ્ય જીવો કોઇ પણ જાતના નિયાણા રહિત એવા દાનધર્મમાં નિરંતર આસક્ત થાઓ કેમકે, દાનધર્મ મોક્ષસુધી લઇ જનારો છે.૮૯૨

## દાનના વિષયમાં શંખરાજાની કથા સમાપ્ત.

(ગુરુ આશાધરને કહે છે-)

તેમજ શીલ પણ સર્વ કલ્યાણોનું મૂળ છે, માટે વિવેકી પુરુષે તેનું પાલન કરવું. આ શીલના પ્રભાવથી સિંહ, હાથી વગેરે દુર્દમ પ્રાણીઓ પણ વશ થાય છે.૮૯૩ વળી બાર પ્રકારનું જે તપ કહેવામાં આવ્યું છે તેનું પણ વિદ્વાન મનુષ્યે સેવન કરવું, કેમકે તપથી નિકાચિત કર્મોનો પણ નાશ થાય છે. ૮૯૪ તેમજ સ્વચ્છ આશયવાળા પુરુષોએ નિરંતર ભાવના પણ ભાવવી જોઇએ, કેમકે ભાવના ભાવવાથી દાન, શીલ અને તપ સફળ થાય છે. ૮૯૫ હે સત્પુરુષ ! દાન, શીલ, તપ અને ભાવના—આ ચારેમાં ભાવના સર્વ કરતાં શ્રેષ્ઠ છે અને તે બીજા સર્વને જિતનારી છે—સર્વ કરતાં વિશેષ ફળદાયી છે. માટે ગૃહસ્થાશ્રમીઓએ તીર્થયાત્રા આદિ ધર્મકૃત્યો કરીને ભાવના હમેશાં ભાવવી જોઇએ.૮૯૬ વળી હે આશાધર ! સંઘનું અધિપતિપણું પ્રાપ્ત કરવું, કેમકે તે ચક્રવર્તીઓને પણ દુર્લભ છે. અને તેથી તીર્થંકરનું નામ-ગોત્ર પણ મેળવી શકાય છે."૮૯૭ ગુરુનો આ ઉપદેશ આશાધરના હૃદયમાં વજ્રલેપની પેઠે લાગી ગયો અને તે ઉપદેશમાં મગ્ન થયેલી એની ધર્મબુદ્ધિ નિશ્ચળ

થઈ. ૮૯૮ અને પછી શુદ્ધ બુદ્ધિવાળા તે આશાધરે, સમગ્ર દેશોમાંથી સંઘ એકઠો કર્યો અને શત્રુંજય મહાતીર્થ આદિ સાત તીર્થ ક્ષેત્રોમાં જિન ધર્મની મોટી પ્રભાવના કરવા માંડી તેમજ નિષ્કપટભાવથી યાત્રા કરીને સંઘપતિપણું સંપાદન કર્યું. ૮૯૯–૯૦૦ પછી બે વર્ષો વીતી ગયાં એટલે તે અમાપ બુદ્ધિવાળા સંઘપતિએ, સંઘના સાત નાયકો સાથે જિનયાત્રા કરી,૯૦૧ તેમજ નવી નવી જિનપ્રતિમાઓ સ્થાપીને તથા પુસ્તકો લખાવીને તેણે જિનમંદિરોને અને પોષધ-શાળાઓને ભરપૂર કર્યા. ૯૦૨

## આશાધરનું સ્વર્ગગમન.

એ રીતે જાત જાતનાં ધર્મકૃત્યો હમેશાં કરીને સાધુ આશાધર સુખના સ્થાનરૂપ સ્વર્ગમાં ગયો.૯૦૩

આશાધરના નાનાભાઇનું નામ દેશલ હતું; તેનો યશ દેશ–વિદેશમાં પ્રસરી રહ્યો હતો અને આશાધરના સ્વર્ગગમન પછી વિષ્ણુના વક્ષઃસ્થળમાં જેમ કૌસ્તુભ મણિ રહે છે તેમ, એના પર ઘરનો સમગ્ર ભાર પ્રાપ્ત થયો ૯૦૪ દેશલની સ્ત્રીનું નામ 'ભોલી' હતું. તેનું મન માયા–દંભથી રહિત હતું અને તેણી તે કાળની સતી સ્ત્રીઓમાં શિરોમણી હતી.૯૦૫ જો કે, કામરૂપી કેસરીસિંહ અત્યંત બળવાન છે તોપણ તેણીએ શીલરૂપ ખીલા સાથે તેને એવો તો જકડી દીધો હતો, જેથી એના મૂળરૂપ પાંજરામાંથી તે બહાર નીકળી શકતો નહતો.૯૦૬

## દેશળનો વંશ.

એ સ્ત્રીએ ત્રણ પુત્રોને જન્મ આપ્યો. જેઓના જન્મ સમયે લોભ, પાપ તથા કલિયુગ–આ ત્રણેને ભયની કંપારી છૂટી ગઈ. ૯૦૭ તેમાં સૌથી મોટાનું નામ સહજ હતું. એ સદા ધર્મકર્મમાંજ

તત્પર રહેતો હતો અને પાપકર્મથી અલગ રહેતો હતો. તેથી જાણે એમ લાગતું હતું કે, ધર્મકર્મતત્પરતા એની સાથેજ જન્મી હતી કે શું ? ૯૦૮ કામધેનુ એના દાનથી પરાજય પામીનેજ ઇન્દ્ર પાસે ચાલી ગઇ અને કલ્પવૃક્ષ તો મેરુ પર્વતમાં તપશ્ચર્યા કરવા માટે જ નીકળી પડ્યુ (અર્થાત્ કામધેનુ તથા કલ્પવૃક્ષ કરતાં પણ સહજ વધારે દાતા હતો.) ૯૦૯ વળી તેના દાનથી પરાજય પામેલા ચિંતામણી રત્નને તો ચિતાજ થઇ પડી, (કે હવે ક્યાં જવું ?) આવા કારણથી તે ત્રણે પદાર્થો (કામધેનુ, કલ્પવૃક્ષ તથા ચિંતામણિ રત્ન) પૃથ્વીનો ત્યાગ કરીને હાલમાં ક્યાંક ચાલ્યાં ગયાં છે.૯૧૦

સહજના નાનાભાઇનું નામ સાહણ હતું, તે સ્વભાવે સજ્જન હોઇને અતિ ઉજ્જવળ ગુણોનો આશ્રય હતો અને હું માનું છું કે ચંદ્રમા, એના યશરૂપ સરોવરનો જાણે એક હંસ હોય તેવો જણાતો હતો. (અર્થાત્ એના સમયમાં એનો યશ ચંદ્ર કરતાં પણ અતિ ઉજ્જ્વળ હતો.૯૧૧ લોકો, સાહણને સૂક્ષ્મદર્શી કહેતા હતા પણ તે યોગ્ય નથી, કેમકે સાહણ બીજાઓના સ્થૂલ દોષોને પણ જોઇ શકતો નહતો. (અર્થાત્ સાહણ, બીજાઓના સ્થૂલ દોષોને પણ લક્ષ્યમાં લેતો નહતો, તો પછી સૂક્ષ્મ દોષોને તો કેમજ લક્ષમાં લે ?) ૯૧૨

આ સાહણથી પણ નાનો જે ત્રીજો ભાઈ હતો તેનું નામ સમરસિંહ હતું. તે ગુણોને લીધે પોતાને અગણિત કહેવરાવતો હતો; (અર્થાત્ તેનામાં અગણિત ગુણો હતા) પણ તે પોતેજ મનુષ્યોમાં અત્યંત ગણત્રી કરવા યોગ્ય થઈ પડયો હતો–ગુણોને લીધે મનુષ્યો તેને અગ્રેસર ગણતા હતા. ૯૧૩ વળી તેનામાં જે અપૂર્વ ગુણો

હતા તે કયા મનુષ્યને વિસ્મય પમાડતા ન હતા ? કેમકે તેઓ લોકોને બંધનથી છોડાવતા હતા.[૯૧૪]

દેશલના નાનાભાઈનું નામ લાવણ્યસિંહ હતું. તેને વિષ્ણુને જેમ લક્ષ્મી નામની સ્ત્રી છે તેમ, પ્રાણી માત્રનું હિત કરનારી લક્ષ્મી નામની સ્ત્રી હતી. [૯૧૫] એ લાવણ્યસિંહ, દાન વડે યાચકોને પાંચ શાખાવાળા કલ્પવૃક્ષ જેવો થઇ પડયો હતો અને કામધેનુ, ચિંતામણિ રત્ન તથા પારિજાતક–એ ત્રણેના અધિષ્ઠાયક દેવો કરતા પણ ઉચ્ચ સ્થાને પહોંચ્યો હતો–તેઓના કરતાં પણ અધિક દાતા હતો. [૯૧૬] જેમ આકાશ, સૂર્ય તથા ચંદ્રરૂપ પુત્રને ઉત્પન્ન કરે છે તેમ, એની સ્ત્રી લક્ષ્મીએ બે પુત્રોને જન્મ આપ્યો હતો. આ બે પુત્રો પણ સમગ્ર જગતનો ઉપકાર કરવામાં ધુરંધર હતા. તેમાંના પહેલાનું નામ સામંત હતું, જે શમ, શૌચ, સત્ય, શીલ, સત્ત્વ તથા સંયમશાળી પુરુષોમાં સદા અતિ ઉત્તમ હતો. [૯૧૭–૯૧૮] આના નાના ભાઇનું નામ સાંગણ હતું. તે પણ જગતમાં પ્રખ્યાત હોઇને તેના ગુણો, મનુષ્યોના કાનમાં આવીને લાગલાજ હૃદયમાં ચોંટી જતા હતા અર્થાત્ તેના ગુણો કર્ણપ્રિય હોઇને હૃદયાકર્ષક પણ હતા. [૯૧૯] લાવણ્યસિંહ સ્વર્ગે ગયો એટલે તેનો મોટો ભાઇ દેશલ, જે સર્વદા મોટો ભાગ્યશાળી હતો તેણે ઘરનું સમગ્ર ઐશ્વર્ય પોતાને સ્વાધીન કર્યું. અને પાંચ શુભાવહ અણુવ્રતોથી યુકત મૂર્તિમાન ગૃહસ્થ ધર્મની પેઠે પાંચ પુત્રોથી યુકત હોઈને શોભવા લાગ્યો. [૯૨૦–૯૨૧] પિતા–દેશલે પોતાના મોટા પુત્ર સહજને વિશેષ ગુણવાન જાણી શ્રીમાન દેવગિરિ નગરમાં રહેવા માટે મોકલ્યો. [૯૨૨] અને તેનાથી નાના સાહણને સર્વ કળાઓમાં કુશળ જાણી સ્તંભતીર્થ નગરમાં રહેવા માટે મોકલ્યો. [૯૨૩] આ રીતે તેણે સર્વ પુત્રોને, સારથિ જેમ ઘોડાઓને ચાબુક મારીને સન્માર્ગે લઇ જાય તેમ, શિખામણ રૂપી ચાબુકો મારી મારીને સન્માર્ગે જનારા કર્યા. [૯૨૪]

જિનમંદિર માટે જગ્યા લીધી. કેમકે ધર્મકાર્યમાં કોણ વિલંબ કરે? ૯૩૬ તે પછી થોડાજ દિવસમાં નિરંતર પુષ્કળ ધન આપવાને લીધે કારીગરોના ઉત્સાહથી દેવમંદિર તૈયાર થઇ ગયું. ૯૩૭ પછી દેશલે નરદમ આરસના પત્થરની અને તેથી ચંદ્રમા જેવી જણાતી મૂળનાયકજીની પ્રતિમા, બીજી બે મોટી પ્રતિમાઓ અને ચોવીશ નાની પ્રતિમાઓ તૈયાર કરાવી, તેમજ સત્યા દેવી, અંબિકા દેવી, સરસ્વતી દેવી અને ગુરુની મૂર્તિઓ પણ કરાવી. ૯૩૮-૯૩૯ તેમજ સિદ્ધસૂરિનો આદરસત્કાર કરી, તેમને સાથે લઇ, દેશલ મજૂરો પાસે પ્રતિમાઓ ઉપડાવીને દેવગિરિ તરફ જવા ચાલતો થયો. ૯૪૦ સહજપાલ પણ ગુરુ તથા પ્રતિમાઓનું આગમન સાંભળી આનંદપૂર્વક ચાર પ્રયાણ સુધી સંઘ સાથે સામે આવ્યો. ૯૪૧ અને ગુરુ તથા મૂળનાયક ભગવાન, દેવ-ગિરિમાં જ્યારે આવી પહોચ્યા ત્યારે સહજે પ્રવેશનો મહોત્સવ કર્યો. ૯૪૨ તે વખતે પ્રવેશમંગળનાં વાદિત્રોના પડઘા ચોતરફ સંભળાવા લાગ્યા; જાણે કળિકાળમાં નિદ્રાવશ થયેલા ધર્મને જગતમાં જાગ્રત કરતા હોય તેવા જણાવા લાગ્યા. ૯૪૩ નગરના પ્રત્યેક ઘરનાં બાર-ણાઓ પર તોરણો શોભી રહ્યાં હતાં, જેઓ ભવ્યજીવોની પુણ્યલતા-ઓમાંથી નીકળેલા ફણગા હોય તેવાં દેખાતાં હતાં. ૯૪૪ વળી ઘેર ઘેર સ્થાપવામાં આવેલા પૂર્ણ કલશો, પુણ્યરૂપ રત્નોથી ભરપૂર હોઇને પ્રકટ થયેલા નિધિઓ સમાન શોભતા હતા. ૯૪૫ એ રીતે અતુલ મહોત્સવ ચાલી રહ્યો હતો, ત્યારે સહજપાલ, પ્રતિમાઓને દેવમંદિરમાં, અને ગુરુમહારાજને પોષધશાળામાં લઇ ગયો. ૯૪૬ પછી અનુક્રમે સિદ્ધ-સૂરિએ જળયાત્રા આદિ મહોત્સવપૂર્વક પ્રતિષ્ઠાના મુહૂર્તનો સમય સાધ્યો-પ્રતિષ્ઠા કરી. ૯૪૭ તે સમયે સારી રીતે પ્રસિદ્ધ થયેલા શ્રેષ્ઠી દેશલે, ઉત્તમ પ્રતિનાં ભોજનોથી તથા વસ્ત્રોથી ચારે પ્રકારના સંઘનું સન્માન કર્યું. દેરાસરની આગળ વિશાળ મંડપ બંધાવી તેની ચોતરફ મોહના પ્રવે

શને અટકાવવા માટે દુર્ગમાં એક કિલ્લો કરાવ્યો. એ કિલ્લામાં ચોવીસ નાની નાની દહેરીઓ આવેલી હતી તથા સુંદર હવેલીઓની શ્રેણિ શોભતી હતી. ૯૪૮–૯૫૦ પછી દેશલે પોતાના કુળને પ્રકાશમાં લાવવાનો પ્રદીપ્ત દીવો હોય તેવો એક સુવર્ણકલશ દેરાસર ઉપર સ્થાપ્યો,૯૫૧ તેમજ જગતમાં ભ્રમણ કરતી પોતાની કીર્તિને એક સ્થળે સ્થિર કરવાનો દાંડો હોય તેવો એક સુવર્ણનો ધ્વજદંડ પણ દેરાસર ઉપર સ્થાપ્યો.૯૫૨ એ પ્રમાણે અનેક પ્રકારનાં ધર્મકૃત્યોથી આ દેશમાં શ્રીજિનશાસનની ઉન્નતિ કરીને દેશલ કોઇક મોટા કાર્યની સિદ્ધિ માટે ગુરુની સાથે ગૂર્જરભૂમિના અલંકારરૂપ પાટણ નગરમાં ગયો.૯૫૩

બીજો પ્રસ્તાવ સમાપ્ત.

---

# પ્રસ્તાવ ૩

## સુલતાન અલ્લાઉદ્દીન.

तदा तत्र सुरत्राणोऽलावदीनो नदीनवत् ॥
उद्वेलद्वाजिकल्लोलोर्वराव्यापी नृपोऽभवत् ॥ ५ ॥

તે સમયે એ પાટણનગરમાં, સમુદ્રની પેઠે ઉછળતા ઘોડાઓ રૂપી તરંગોથી પૃથ્વીમાં વ્યાપ્ત થયેલો સુલતાન અલાવદ્દીન નામનો રાજા હતો.[૧] જેણે દેવગિરિમાં જઇને ત્યાંના રાજાને કેદ કર્યો હતો અને પછી તેજ રાજાને પોતાના જયસ્તંભની પેઠે ત્યાં (રાજા તરીકે) સ્થાપ્યો હતો[૨]. વળી તેણે સપાદલક્ષ દેશના અધિપતિ અને અભિમાની એવા વીર હુમીર રાજાનો વધ કરીને તેનું સર્વસ્વ લઇ લીધું હતું.[૩] શ્રીચિત્રકૂટ દુર્ગના રાજાને પણ કેદ પકડીને તેણે તેનું ધન લઇ લીધુ હતું અને ગળે બાંધેલા વાનરની પેઠે તે રાજાને નગરે નગરે ભમાવ્યો હતો.[૪] ગૂજરાત દેશનો રાજા કર્ણ પણ જેના પ્રતા-

પથી સત્વર નાસી ગયો હતો અને પરદેશમાં ભટકી ભટકીને રંકની પેઠે મરણ પામ્યો હતો.[૫] માળવ દેશનો રાજા પણ જેના ભયથી ઘણા દિવસ સુધી કિલ્લામાં ભરાઇ પેઠો હતો અને કેદીની પેઠે ત્યાંજ પુરુષાર્થ રહિત મરણ પામ્યો.[૬] તેમજ ઇન્દ્ર સરખા પરાક્રમથી પ્રકાશી રહેલા તે રાજાએ કર્ણાટ, પાંડુ, તિલંગ—આદિ ઘણા દેશના રાજાઓને વશ કર્યા હતા.[૭] વળી તેણે સમિયાનક તથા જાબાલિપુર વગેરે વિષમ સ્થાનો પોતાને કબજે કર્યા હતા, જેઓની સંખ્યા કરવી પણ અશક્ય છે.[૮] ખર્પરાદિની સેનાની ટોળીઓ પોતાના દેશમાં જે ભમતી હતી, તેઓના સંબંધમાં તેણે એવું કર્યું હતુ કે, જેથી ફરી તેઓ કદી દેખાયા જ નહિ.[૯]

## અલપખાન અને સમરસિંહ.

તે વખતે પાટણમાં સુલતાનનો માનીતો અલપખાન નામે સુબો રહેતો હતો, જે નગરનાં સર્વ લોકોનો નાયક હતો.[૧૦] એ સુબાના શત્રુઓની સ્ત્રીઓ, પોતાના પતિઓ પરલોકમાં ચાલ્યા ગયેલા હોવાથી કદી નિદ્રા લઈ શકતી ન હતી અને નિદ્રાથી વ્યાકુળ એવાં તેણીઓનાં નેત્રમાંથી નિરંતર અશ્રુધારાઓ સ્રવ્યા કરતી હતી.[૧૧] કેટલીએક રાજરાણીઓ પણ એ સુબાની સ્તુતિપાઠિકાઓ તરીકે તેની પાસે રહેતી હતી અને શબ્દાયમાન કંકણોના ખણખણાટથી તેના ગૌરવને જાણે કહી રહી હોય તેવી જણાતી હતી.[૧૨] શ્રેષ્ઠી દેશલનો પુત્ર શ્રીસમરસિંહ આ સુબાની હમેશાં સેવા કરતો હતો. કેમકે સેવા સર્વકાર્યને સિદ્ધ કરી આપનારી છે.[૧૩] અલપખાન પણ તેના ગુણોથી પ્રસન્ન થઇ પોતાના ભાઇની પેઠે તેના પર પ્રીતિ રાખતો હતો; કેમકે ગુણોજ મનુષ્યોના ગૌરવનું કારણ બને છે.[૧૪] કેટલાએક

ક્ષુદ્ર મનુષ્યો, સૂર્યના તાપથી તપેલી ધૂળની પેઠે કોઇ સામાન્ય મિત્રની સહાયથી પણ જગતમાં અસહ્ય થઈ પડે છે–અભિમાનથી છકી જાય છે, પણ એ સમરસિંહ, પોતાના પર સુબાની કૃપા હતી છતાં પણ ચંદ્રના કિરણસ્પર્શથી ચંદ્રકાંત મણિ જેમ શીતલ બને છે તેમ, શીતલ રહેતો હતો.[૧૫] જેમ મેઘ, સમુદ્રમાંથી જળ મેળવીને દેશનાં ખેતીવાડી જેવાં કામ કરી આપે છે, તેમ સમરસિંહ પણ સુબાની કૃપા મેળવીને પોતાના દેશના રાજાઓનાં કામ કરી આપતો હતો.[૧૬] તે સમરસિંહ મનુષ્યોને આનંદકર્તા હતો, સદાચારી હતો અને મહા તેજસ્વી હતો, તેથી સમુદ્ર જેમ ચંદ્રમા વડે શોભે તેમ, એનો પિતા દેશલ તેના વડે શોભતો હતો.[૧૭] જેમ કુબેર સમગ્ર ઐશ્વર્યશાળી હોવાથી સુખપૂર્વક કાળ નિર્ગમન કરે છે તેમ, દેશલ પણ સમગ્ર ઐશ્વર્યશાળી તથા સરળ મનનો હોઇને પાટણમાં સુખેથી કાળ નિર્ગમન કરી રહ્યો હતો.[૧૮]

## શત્રુંજય તીર્થનો ભંગ.

હવે એક દિવસે એવું બન્યું કે, દુઃષમાકાળના પ્રભાવથી અથવા પૃથ્વીપરના સર્વ પદાર્થો અસ્થિર હોવાથી કે કલ્યાણના ક્ષેત્રો સર્વદા વિઘ્નોથીજ ભરપૂર હોય છે તેથી શ્રીશત્રુંજય તીર્થના નાયક શ્રીઆદિનાથ ભગવાનની પ્રતિમાનો દૈવયોગે મ્લેચ્છો (મુસલમાનો)ના સૈન્યોએ નાશ કર્યો.[૧૯–૨૦]

કાનમાં શળ ભોંકયા જેવી આ વાત જ્યારે સાંભળવામાં આવી, ત્યારે સમ્યગ્દૃષ્ટિ સર્વ મનુષ્યોનાં મન એટલાં બધાં પરવશ થઇ ગયાં કે તેઓને પોતાનાં સ્વરૂપનું પણ ભાન રહ્યું નહિ.[૨૧] કેટલાકે તો તે દુઃખથી મનમાં દુઃખી થઇને અનશન કર્યાં અને કેટલાક અશ્રુથી ઉભરાઇ જતાં નેત્ર

રડવા લાગ્યા.[૨૨] એ વખતે એવો કોઇ બાળક, તરુણ કે વૃદ્ધ શ્રાવક અથવા શ્રાવિકા ન હતી કે જેણે (એ વાત સાંભળીને) પાણી પણ પીધું હોય.[૨૩] દેશલ પણ એ વાત સાંભળીને જાણે વજ્રથી હણાયો હોય તેમ (મૂર્છિત થઇને) પૃથ્વી પર પછડાઇ પડ્યો અને પછી શીતલ ઉપચારો કરવાથી તેને જ્યારે ભાન આવ્યું ત્યારે તે આ પ્રમાણે વિલાપ કરવા લાગ્યો,[૨૪] "અરે! ઓ કલિયુગ! તને ધિક્કાર છે, કેમકે તું પાપી છે, ધર્મના વિઘ્નોનો નાયક છે, તીર્થોનો વિનાશક છે અને સત્ય, પવિત્રતા તથા સજ્જનોપર દોષારોપ કરનાર છે.[૨૫] આહ! ઓ પાપી! આ શત્રુંજય મહાતીર્થ, જે સંસાર સમુદ્રના પાર પહોંચાડવામાં સમર્થ છે, તેનો પણ તેં નાશ કર્યો!![૨૬] ખરેખર આ કલિકાળ, પિશાચના જેવો દુષ્ટબુદ્ધિ છે; કેમકે તે, સંતોષને પ્રાપ્ત થયેલા વિવેકી મનુષ્યની પણ વિટંબના કરે છે–તેની પણ આખા જગતમાં ફજેતી કરે છે.[૨૭] જેમ એક શ્યામ કાગડો, પવિત્ર જળથી ભરેલા સુંદર ઘડામાં પોતાની ચાંચ બોળીને તેને વટલાવે છે તેમ, આ કળિયુગ પણ પુણ્યરૂપ જળથી ભરેલા ભવ્ય જીવરૂપ ઘડામાં પોતાનો પેસારો કરીને તેને વટલાવે છે, દુરાચારી–અભવ્ય કરી મૂકે છે.[૨૮] આવો શોક કરી દેશલ, ગુરુ સિદ્ધસૂરિ પાસે ગયો અને ત્યાં જઈને તીર્થમાં કરવામાં આવેલુ મ્લેચ્છ લોકોનું સર્વ કૃત્ય તેણે કહી સંભળાવ્યુ.[૨૯] તે સાંભળીને શાસ્ત્રજ્ઞાનના સમુદ્રરૂપ શ્રીસિદ્ધસૂરિએ કહ્યું કે, હે શ્રેષ્ઠી! તું ખેદ કર મા. સંસારની સ્થિતિ એવીજ હોય છે, સાંભળ.[૩૦] આ સંસાર અસાર છે. તેમાંની સર્વ વસ્તુ સદાને માટે ક્ષણવિનાશી છે. એવો કોઇ પણ પદાર્થ નથી કે જેને સ્થિરતા પામેલો કોઇએ જાણ્યો હોય.[૩૧] જેમ નદીના તથા સમુદ્રના તરંગો ચંચળ છે તેમજ પ્રાણી માત્રનુ જીવન, યૌવન તથા ધન ચંચળ છે, એટલું જ નહિ પણ જેનાથી સર્વ પુરુષાર્થો સાધી

શકાય છે તે આ શરીર પણ વિજળીના ચમકારા જેવું અસ્થિર છે-ક્ષણભંગુર છે.[૩૨] સર્વ ભોગ-વૈભવો તથા કોઇ પ્રિય સાથેના સમાગમો પણ વાયુએ ઉરાડેલા આકડાના રૂ જેવા અસ્થાયી છે અને નગરો, ખાણો, તળાવો તથા ગામડાં વગેરે જે કંઇ વસ્તુ જોવામાં આવે છે તે સમગ્ર ચંચળ છે.[૩૩] વળી ઓછામાં પૂરૂં હમણાં આ દુઃષમાકાળ ચાલી રહ્યો છે, જેના સંબંધમાં તીર્થંકરોએ કહ્યું છે કે, બીજા સર્વકાળો કરતાં દુઃષમકાળમાં અનંતગણી હાનિ જોવામાં આવે છે. [૩૪] માટે હે શ્રેષ્ઠીસત્તમ! સંસારના આ સ્વરૂપનો વિચાર કરી તારે શોક કરવો નહિ, પણ મનમાં એવો વિચાર કરવો કે, [૩૫] આ સમયે જે પુરુષ એ આદિનાથ ભગવાનનો ઉદ્ધાર કરાવશે તેજ ખરો ધનવાન હોઇને ધન્યવાદપાત્ર ગણાશે, કેમકે તેથી તીર્થનો સમૂળગો નાશ નહિ થાય.[૩૬] હે ભદ્ર! આ શ્રીશત્રુંજયનુ તીર્થ એ પર્વત જ્યાં સુધી પૃથ્વી પર રહેશે ત્યાં સુધી સદાને માટે અવિનાશી રહેશે. [૩૭] કેમકે હે શ્રેષ્ઠી! પૂર્વકાળમાં પણ સમુદ્રમાં જેટલા જળબિંદુઓ છે તેટલા આ તીર્થના ઉદ્ધારો થઇ જ ગયા છે.[૩૮] તેઓમાંના પાંચ ઉદ્ધારો પૃથ્વી પર પ્રસિદ્ધ થયા છે (અને તેઓ માત્ર જાણવામાં છે પણ) બાકીનાનું નામ પણ જાણી શકાતુ નથી.[૩૯] પછી દેશલે બે હાથ જોડીને ગુરુને વિનતિ કરી કે, હે પ્રભુ! શ્રીશત્રુંજય તીર્થના ઉદ્ધારોનું તમે અનુક્રમે વર્ણન કરો. કેટલાં વર્ષોની પહેલાં એ મહાતીર્થ પ્રકટ થયું? એનો મહિમા કેવો છે? પૂર્વકાળમાં તેના ઉદ્ધાર કરનારા કોણ થઇ ગયા છે?[૪૦-૪૧]

## શત્રુંજય મહાતીર્થના ઉદ્ધારો.

ગુરુ બોલ્યાઃ—"હે શ્રેષ્ઠી! કેટલીએક ઉત્સર્પિણીઓ તથા અવસર્પિણીઓ ચાલી ગઇ છે; પણ આ તીર્થ તો તે સર્વમાં હતું જ.

આ કંઇ અલ્પકાળનું નથી.[૪૨] વળી તે તે સમયે એનો ઉદ્ધાર કરનારા પણ ઘણા થઇ ગયા છે, જેઓનાં નામ હાલમાં જાણી શકાતાં નથી. કેમકે તે તે ઉદ્ધાર કાળને ઘણો સમય વીતી ગયો છે.[૪૩] આજ અવસર્પિણીમાં પૂર્વે અતિમુક્ત આદિ આચાર્યોએ જે તીર્થમહિમા કહ્યો છે, તેનો કંઇક ભાગ હમણાં હું તને કહું છું.[૪૪] આ ભરતક્ષેત્રમાં પૂર્વે કેવળજ્ઞાનવડે સૂર્યસમાન અને સર્વતીર્થંકરોમાં પ્રથમ શ્રીનાભિનંદન જિનેશ્વર થયા.[૪૫] તેમના ગણધરો ચોરાશી હતા. તેઓમાં ભરતરાજાના પુત્ર પુંડરીક ગણધર મુખ્ય હતા. એક સમયે જ્યારે પોતાનામાં કેવળજ્ઞાન પ્રકટતું ન હતું, ત્યારે તેમણે શોકરૂપ વિષથી મનમાં ખિન્ન થઇને પ્રભુને પ્રણામ કરી કહ્યું કે,[૪૬–૪૭] હે નાથ! જળથી ભરેલા સરોવર પાસે રહ્યા છતાં જેમ કોઇ એક મનુષ્ય તૃષાતુર રહે, લવણ સમુદ્રના કિનારા ઉપર રહ્યા છતાં કોઇ દુર્બળ મનુષ્ય મીઠા વિનાનું અન્નભોજન કરે અને રોહણાચળ પર્વતનું સેવન કરતો હોય છતાં કોઇ મનુષ્ય એક કાંકરો પણ ન મેળવી શકે તેમ, હું તમારો પૌત્ર છું, ભક્તિમાન શિષ્ય છુ તથા સતત આપની પાસેજ રહું છું, છતાં હજી કેવળજ્ઞાન પ્રાપ્ત કરી શકતો નથી. ( એ કેવું આશ્ચર્ય ? )[૪૮–૫૦] એ સાંભળી ભગવાને કહ્યુ—" હે મહાસત્ત્વવાન્ પુંડરીક! તુ ખેદ કર મા. તારામાં હજી પણ મોહાદિ આંતર શત્રુઓ વસી રહ્યા છે.[૫૧] તું જ્યારે શત્રુંજય તીર્થમાં જઇશ, ત્યારે હે મહાસત્ત્વ! આભ્યંતર શત્રુઓને જિતીને કેવળજ્ઞાન પ્રાપ્ત કરીશ.[૫૨] પછી પુંડરીક, પ્રભુને નમસ્કાર કરી પોતાની સ્વાર્થસિદ્ધિની ઇચ્છાથી એકલાજ શત્રુંજય મહાતીર્થ તરફ ચાલી નીકળ્યા, કેમકે શત્રુઓને જિતવામાં કોણ વિલંબ કરે ![૫૩] પુંડરીક ગણધર, એ પ્રમાણે શત્રુંજય તરફ જવા નીકળ્યા ત્યારે ભગવાનના પરિવારમાંથી કેટલાએક સાધુઓ પણ તેમની પાછળ નીકળી પડ્યા.[૫૪] માર્ગમાં

મુસાફરી કરતાં તેઓ એક ગામથી બીજે ગામ જતા હતા અને તે તે સ્થળેથી પાંચ સાત પાંચ સાત સાધુઓ તેમને મળ્યે જતા હતા. ૫૫ એ રીતે પુંડરીક, શત્રુંજય પહોંચ્યા તેટલામાં તેમની સાથે પાંચ કરોડ સાધુઓની સંખ્યા એકઠી થઇ ગઇ.૫૬ અને તે સમગ્ર પરિવારની સાથે ગણધર પુંડરીક, શત્રુઓનો પરાજય કરવાની ઉત્કંઠાથી શત્રુંજય પર્વતપર ચઢ્યા.૫૭ શમગુણનિષ્ઠ તે પુંડરીક ગણધરે, સર્વ સાધુઓની સાથે ત્યાં અનશનવ્રત લીધું અને એક માસમાં કેવળજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષપદ સંપાદન કર્યું.૫૮ આ શત્રુંજય ઉપર ચૈત્રમાસની પૂર્ણિમાને દિવસે પુંડરીક નિર્વાણ પામ્યા હતા, તેથી એનું બીજું નામ 'પુંડરીકગિરિ' પણ કહેવાય છે.૫૯ તે પછી શ્રીનાભિનંદન ભગવાને પુંડરીક ગણધરનું એ સર્વ નિર્વાણવૃત્તાંત ભરત રાજા આગળ કહી સંભળાવ્યું.૬૦ એટલે શરીરે રોમાંચિત થઈને ભરતે પણ ભગવાનને વિનતિ કરી કે, ખરેખર મને ધન્ય છે. કેમકે મારો પુત્ર શત્રુઓને જિતીને સિદ્ધ થયો; હે ભગવાન્! એ શત્રુંજય તીર્થ ઉપર જિનમંદિર બંધાવીને હું પણ પુણ્ય સંપાદન કરૂં અને તે તીર્થ પણ જગતમાં પ્રકટ થાય.૬૧-૬૨ ભગવાને પણ કહ્યું કે, તે યોગ્ય છે. કોઇ સામાન્ય સ્થળે પણ જિનમંદિર બંધાવવામાં પુણ્ય છે, તો પછી આ શત્રુંજય ઉપર બંધાવવાથી કંઇ સામાન્ય પુણ્ય ન થાય-અર્થાત્ અનંત પુણ્ય પ્રાપ્ત થાય.૬૩

## ભરત રાજાનો પ્રથમ ઉદ્ધાર.

તે પછી ભરતચક્રવર્તીએ, ધર્મચક્રવર્તી ભગવાન શ્રીઆદિનાથ મહારાજની આજ્ઞાથી શત્રુંજય ઉપર નરદમ સોના, રૂપા તથા હીરામાણેકનું એક જિનમંદિર બંધાવ્યું. ૬૪ તેમાં શ્રીનાભિનંદન ભગવાનની રત્નમય પ્રતિમાને મૂળનાયક તરીકે ગભારામાં સ્થાપિત કરી તેમજ પુંડરીક ગણધરની રત્નમય પ્રતિમાની તથા બીજી પણ મણિની,

સુવર્ણની તથા રૂપાની જિનપ્રતિમાઓની પ્રતિષ્ઠા કરી. ૬૫-૬૬ તે પછી એ તીર્થ શત્રુંજય, પુંડરીક–ઇત્યાદિ એકવીશ નામથી પૃથ્વી પર પ્રસિદ્ધ થયું. ૬૭ એ પ્રમાણે આ વિમલગિરિ ઉપર ભરત રાજાએ સૌની પહેલાં શ્રીનાભિનંદનજિનનું મંદિર બંધાવ્યું હતું અને તેથી એ રાજા પ્રથમ ઉદ્ધારક કહેવાય છે. ૬૮ શ્રીશત્રુંજય પર્વત મૂળભાગમાં પચાસ યોજન પહોળો ઉપરના ભાગમાં દશ યોજન પહોળો અને તેની ઉંચાઈ આઠ યોજન હતી. ૬૯ ચોથા આરામાં આ પર્વતનું માપ તેટલુંજ રહે છે. પણ પાંચમા આરામાં અનુક્રમે ઓછો થતાં થતાં છેવટ સાત હાથનોજ થઇ જશે ૭૦ પૂર્વ કાળમાં પણ આ તીર્થ ઉપર ઋષભસેન વગેરે અસંખ્યાતા પરમેષ્ઠીઓ સમવસર્યા હતા અને ત્યાંજ સિદ્ધિને પામ્યા હતા ૭૧ વળી માત્ર શ્રીનેમિજિન વિના ઋષભદેવભગવાન વગેરે ત્રેવીશ તીર્થંકરો કેવળજ્ઞાનથી શોભાયમાન થઇને સમવસર્યા હતા, ૭૨ એટલુંજ નહિ પણ શ્રીપદ્મનાભ વગેરે ભવિષ્યકાળના તીર્થંકરો પણ પોતાના ચરણ કમળથી એ તીર્થને પવિત્ર કરશે. ૭૩ શ્રીબાહુબલિએ પણ આ મહાપર્વત ઉપર સમવસરણથી યુક્ત શ્રીમરુદેવીનું મંદિર સુંદર રત્નોથી બંધાવ્યું હતું ૭૪ ઉપરાંત નમિ વિનમિ નામના મુખ્ય વિદ્યાધરો બે કરોડ મુનિઓની સાથે એ તીર્થમાં સિદ્ધિપદને પામી ગયા છે. ૭૫ અને શ્રીનાભિનંદન ભગવાનથી આરંભીને તેમનીજ પરંપરાના અસંખ્યાતા મહાપુરુષો છેક અજિતનાથ તીર્થંકર સુધી આ પર્વત ઉપર મોક્ષે ગયા છે. ૭૬

## સગર રાજાનો બીજો ઉદ્ધાર.

તે પછી અજિતનાથ ભગવાનનો પુત્ર સગર રાજા ભરતખંડનો અધિપતિ થયો અને તેણે પણ શત્રુંજયના ચૈત્યનો ઉદ્ધાર કરી મુક્તિપદ પ્રાપ્ત કર્યું. ૭૭ આ પૃથ્વી પર શત્રુંજય તીર્થના પાંચ ઉદ્ધારો પ્રસિદ્ધ

છે. તેમાંના બીજા ઉદ્ધારક તરીકે સગર ચક્રવર્તી થઇ ગયો છે. ૭૮ તે કાળમાં આ પર્વત ઉપર રામ વગેરે ત્રણ કરોડ સાધુઓ, એકાણું લાખ નારદો અને દશ કરોડ દ્રવિડ–વાલિખિલ્ય વગેરે રાજાઓ આઠ કર્મરૂપ ઘાસને ક્ષણવારમાં બાળી ભસ્મ કરી નાખીને સિદ્ધિપદને પામ્યા છે. ૭૯–૮૦ તેમજ પ્રદ્યુમ્ન–સાંબ વગેરે કુમારો સાડા આઠ કરોડ મુનિઓની સાથે આ પર્વત ઉપર સનાતન મોક્ષ પદને પામ્યા છે. ૮૧

## પાંડવોનો ત્રીજો ઉદ્ધાર.

તે પછી જ્યારે દુષમાકાળ ઉપસ્થિત થયો અને લોકો લોભી થવા લાગ્યા, તે જોઇને પાંડવોએ, સુવર્ણ–રત્નમય તે ચૈત્યની તથા તેમાંની રત્નમય પ્રતિમાની કોઇ ગુપ્તસ્થાનમાં રક્ષા કરી–એટલે માણસો ન જઇ શકે તેવા સ્થાનમાં તેઓનું સ્થાપન કર્યું અને તે સ્થળે ઈંટોનું તથા કાષ્ઠોનું મંદિર બંધાવી તેમાં ચૂના જેવા લેપ્ય પદાર્થોના મૂળ પ્રતિમા સ્થાપિત કરી. આ રીતે તેઓ ત્રીજા ઉદ્ધારક તરીકે લોકમાં વિખ્યાત થયા. ૮૨–૮૪ પછી તે પાચે પાંડવો માતા કુંતીની સાથે તથા વીશ કરોડ મુનિઓની સાથે એ પર્વત ઉપર મોક્ષે ગયા. ૮૫ વળી થાવચ્ચાસૂનુ, શુક વગેરે સાધુઓ અને ભરત આદિ અસંખ્ય રાજાઓ, આ પર્વત ઉપર મોક્ષે ગયા છે. ૮૬ તેમજ બીજા તથા સોળમા તીર્થંકર અજિતનાથ અને શાંતિનાથ ભગવાને પોત પોતાના સમયમાં આ પર્વત ઉપર ઘણાં ચોમાસાં કર્યાં છે. ૮૭ કેમકે શ્રી નેમિનાથના શિષ્ય શ્રીનન્દિષેણ આ પર્વતની યાત્રા કરવા ગયા હતા અને તે સમયે તેણે અજિતશાંતિસ્તવ નામનું સ્તોત્ર રચ્યું છે. (આ ઉપરથી જણાય છે કે તેઓ બન્ને ભગવાને ત્યાં ચોમાસાં કર્યાં હતાં.) આ રીતે શત્રુંજય પર્વત ઉપરના ચૈત્યના તથા પ્રતિમાના પ્રત્યેક કાળમાં

એટલા બધા ઉદ્ધારો થયા છે કે જેઓની સંખ્યા સમુદ્રના જળબિંદુઓની સંખ્યા પ્રમાણે અગણિત છે–ગણી ગણાય તેવી નથી. ૮૮–૮૯ બીજા તીર્થમાં તપ કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે તે ફળ આ તીર્થના ભાવપૂર્વક દર્શન માત્રથીજ પ્રાપ્ત કરી શકાય છે.૯૦ બીજા કોઇ ક્ષેત્રાદિમા એક કરોડ મનુષ્યોને યથેચ્છ ભોજન કરાવવાથી જે ફળ મેળવી શકાય છે તેજ ફળ આ શત્રુંજય તીર્થ ઉપર એક ઉપવાસ કરવાથી મેળવી શકાય છે.૯૧ આ ભૂમંડળ ઉપર બીજા જે કોઇ તીર્થો સર્વોત્કૃષ્ટ ગણાય છે તેઓ સર્વનાં આ મહાતીર્થનાં દર્શનથીજ દર્શન થઇ ચૂક્યાં ગણાય છે. ૯૨ આ તીર્થરાજનાં દર્શન જેવાં થાય છે કે તેજ સમયે ભવિષ્યકાળની નરક–તિર્યંચ આદિ દુર્ગતિઓ દૂર થાય છે, તેમજ કુદેવ અથવા કુમનુષ્યગતિનુ પણ વારણ થાય છે.૯૩ હિંસા કરનારા હિંસક પ્રાણીઓ પણ આ તીર્થમા આવીને ઉભા રહ્યા હોય તો આના પ્રભાવથીજ પાપરહિત થઇને સુગતિને પામે છે ૯૪ આ શ્રી-શત્રુંજય પર્વત ઉપર જઇને જિનેશ્વર ભગવાનના જે દર્શન કરવાં તેજ મનુષ્ય જન્મના જીવનનુ તથા ધનનું ફળ ગણાય છે.૯૫ એટલુંજ નહિ પણ આ પર્વત ઉપર જઇને જે કોઈ ઉપાસના, તપ, દાન, શાસ્ત્રાધ્યયન, શીલ તથા જપક્રિયાનું અનુષ્ઠાન કરે છે તેને સદા અનંતગણુ ફળ પ્રાપ્ત થાય છે ૯૬ જે બુદ્ધિમાન મનુષ્ય આ તીર્થમાં માત્ર અંગુઠા જેવડીજ પ્રતિમાની પ્રતિષ્ઠા કરે છે તે અંતે આ લોકમાં ચક્રવર્તી આદિની સમૃદ્ધિ ભોગવીને સ્વર્ગમાં જાય છે. ૯૭ આ મહાતીર્થમા કપર્દી નામનો યક્ષ, શ્રીનાભિનંદન ભગવાનનો સેવક થઈ રહ્યો છે અને ભવ્ય જીવોની નિરંતર ભક્તિ કરે છે. ૯૮ હે સાધુસત્તમ દેશલ! આ સર્વોત્તમ તીર્થરાજના પ્રભાવનું વર્ણન કરવાને આ જગતમા કોણ સમર્થ છે? ૯૯ શ્રી **વીર** ભગવાનના નિર્વાણ પછી પણ આ મહાતીર્થ ઉપર રાજા

**સંપ્રતિ, વિક્રમ, પાદલિપ્ત, આમ, દત્ત** અને શ્રી**શાતવાહન** વગેરે ઘણા ઉદ્ધારકો થઇ ગયા છે.

પાછળથી આ કળિયુગના સમયમાં શ્રેષ્ઠી જાવડિએ આ તીર્થનો ઉદ્ધાર કરાવ્યો છે. તે **જાવડિ** ધર્મનિષ્ઠ પુરુષોમાં મુખ્ય હતો અને તેણે જે પ્રમાણે આનો ઉદ્ધાર કરાવ્યો છે તે વૃત્તાંત મારા સાંભળવા પ્રમાણે હું તને આદરપૂર્વક કહું છું, સાંભળઃ–૯૯–૧૦૨

## જાવડિનો ચોથો ઉદ્ધાર.

પૂર્વે **મધૂક** (મહુવા)નામના નગરમાં પ્રાગ્વાટ કુળમાં ઉત્પન્ન થયેલો **જાવડ** શ્રેષ્ઠીનો પુત્ર જાવડિ નામનો થઇ ગયો છે. ૧૦૩ તેને **સીતાદેવી** નામની સુશીલ સ્ત્રી હતી. તે જાણે પ્રત્યક્ષ સીતા અવતરી હોય તેવી જણાતી હતી. માત્ર રાવણને પ્રિય ન હતી. ૧૦૪ એક દિવસે **જાવડિ** પોતાની એ ધર્મપત્ની સાથે **શત્રુંજય** પર્વત ઉપર શ્રીનાભિનંદન ભગવાનની યાત્રા કરવા માટે ગયો. ૧૦૫ ત્યાં જઇને તેણે અતિહર્ષને લીધે રોમાંચિત થઇ જળભરેલા કળશોથી જિન ભગવાનને સ્નાન કરાવ્યું. ૧૦૬ તે સમયે સ્નાત્રની જળધારા અવિચ્છિન્ન રીતે પ્રતિમાપર પડતી હતી અને પ્રતિમા તો કેવળ લેપનીજ હતી, જેથી લગાર ખંડિત થઈ ગઇ. ૧૦૭ આ જોઇને જાવડિ અને તેની પત્ની મનમાં ખેદ પામ્યાં. તેઓ ચારે પ્રકારના ભોજનનો ત્યાગ કરી તીર્થંકર ભગવાનની સન્મુખ બેસી ગયા. ૧૦૮ તેઓને વીશ ઉપવાસ થયા ત્યારે શાસન દેવીએ **જાવડિને** કહ્યું કે, જિનેશ્વરસ્વામી તો સિદ્ધ છે અને બુદ્ધ છે, તે તને શું ઉત્તર આપશે? માટે કપર્દી નામનો યક્ષ જે આ તીર્થનો રક્ષક છે તેની આગળ તુ જા અને તારી ઇચ્છામાં આવે તેટલા ઉપવાસ કર. ૧૦૯–૧૧૦ શાસન દેવીના આ વચનથી **જાવડિ** યક્ષના મંદિરમાં ગયો અને પોતાની ઇષ્ટસિદ્ધિ

માટે પત્ની સાથે ત્યાં બેઠો. ૧૧૧ બરાબર છઠ્ઠો ઉપવાસ થયો એટલે યક્ષે પ્રત્યક્ષ થઇને કહ્યું કે, આ ઉપવાસ કરવામા તારો શો હેતુ છે? તે તું મને કહે. ૧૧૨ ત્યારે જાવડિએ કહ્યુ કે, હું ધર્મબુદ્ધિથી ભગવાનને સ્નાન કરાવતો હતો, તેમાં તેમની પ્રતિમા ખંડિત થઇ છે, જેથી મે મહાન પાપ ઉપાર્જન કર્યુ છે. ૧૧૩ મારા ઉપરનો આ કલંક જ્યાંસુધી ચંદ્ર-સૂર્ય રહેશે ત્યાંસુધી મને તપાવ્યા કરશે અને તેને લીધે મારૂં મુખ જગતમાં દર્શન કરવાને અયોગ્ય થઇ પડયુ છે. ૧૧૪ માટે હે યક્ષેશ ! હે સ્વચ્છ આશયવાળા ! તમે મારા પર એવી કૃપા કરો, જેથી આ પાપમાથી મારી કંઇક મુક્તિ થાય. ૧૧૫ પછી યક્ષે કહ્યુ.—"*ગજ્જનક દેશમા શ્રીબાહુબલિએ કરાવેલુ આદિનાથ ભગવાનનુ બિંબ છે. ચક્રેશ્વરી દેવી હમેશાં તેની પૂજા કરે છે અને હમણા તે એક ભોંયરામા રહેલુ છે, માટે તેને અહી લાવીને આ દેરાસરમાં મૂળનાયક તરીકે તેની પ્રતિષ્ઠા કર." ૧૧૬-૧૧૭ તે સાંભળી જાવડિ બોલ્યો—"મારા ઘરમા તેટલુ પુષ્કળ ધન નથી, કે જેથી તે ગજ્જનક જેટલા દૂર પ્રદેશથી તે પ્રતિમાને હુ લાવી શકુ" ૧૧૮ત્યારે યક્ષે કહ્યું—"આ બાબતમાં તારે કોઇ પ્રકારની ચિંતા કરવી નહિ. તે પ્રથમ બારવર્ષ પહેલાં જે અઢાર વહાણો મોકલ્યા છે તે તારા ભાગ્યને લીધે હવે સત્વર ધનથી ભરપૂર થઇ આવી પહોંચશે." ૧૧૯-૧૨૦ યક્ષના આ કહેવાથી જાવડિ પ્રસન્ન થયો અને પોતાની સ્ત્રી સીતાની સાથે તેણે તે કાર્યસિદ્ધિને અવશ્ય થનારી માની લીધી ૧૨૧ પછી બરાબર સત્તાવીશમે દિવસે પોતાની પ્રિયા સાથે તેણે પારણુ કર્યુ, કારણ કે કોઇ પણ સ્થળે મૃત્યુ પ્રાપ્ત કોઇ પણ પંચમ સ્વરે ગાતો નથી. (?) ૧૨૨ તે પછી તીર્થનાયક ભગવાનને વાંદીને જાવડિ પોતાને નગરે

---

* ગજ્જનક દેશ હાલના સમયમા ગીઝની નામથી ઓળખાય છે.

ગયો; કેમકે કપર્દીયક્ષના કહેવાથી તેનું મન નિ:સંદેહ થયું હતું. ૧૨૩ તેણે દાણ લેનારા અધિકારીઓને ત્રણ લાખ દ્રવ્ય આપીને પોતાનાં આવનારાં વહાણોની સંદેહ ભરેલી વસ્તુના સંબધમાં દાણનો નિશ્ચય પણ કરી લીધો. ૧૨૪ તેવામાં પુષ્કળ ધનથી ભરેલાં અઢારે વહાણો અણચિંતવ્યાં આવી પહોંચ્યાં એટલે જાવડિ હર્ષ પામ્યો, ૧૨૫ અને દાણ લેનારા પેલા અધિકારીઓ તો અનેક લાખો રૂપીઆનું પોતાનું દાણ ગયેલુ જોઇને શરમિંદા થઈ ગયા અને ધન ગયા પછી જેમ જુગારી હાથ ઘસે તેમ, પોતાના હાથ ઘસવા લાગ્યા. ૧૨૬ શ્રેષ્ઠી જાવડિએ વહાણમાં આવેલાં કરીઆણાં વેચી નાખ્યાં અને તેથી અનેક કરોડો દ્રવ્યનો તે આસામી બની ગયો. કેમકે, પ્રાણીઓનો પુણ્ય કરવાનો મનોરથ તત્કાળ ફળે છે, ૧૨૭ પછી જાવડિ યક્ષે બતાવેલા જિન ભગવાનના બિંબ માટે મહાકીમતી ભેટણાં લઇને ગજ્જનક દેશમાં ગયો. ૧૨૮ ત્યાં યવન જાતિનો (મુસલમાન) એક સુલતાન રાજ્ય કરતો હતો. તેને જાવડિએ જાત જાતના શ્રેષ્ઠ ભેટણાં ધરી પ્રસન્ન કર્યો. ૧૨૯ એટલે તે સુલતાને કહ્યું:–"હે શ્રેષ્ઠી! બોલ, તારે જે કંઈ પ્રયોજન હોય તે તુ મને કહે, તે બીજા કોઇથી ન સાધી શકાય તેવુ હશે તો પણ હું જાતે કરવા તૈયાર છું." ૧૩૦ ત્યારે જાવડિ બોલ્યો–"હે રાજા! આપ તો યાચકોને કલ્પવૃક્ષ જેવા છો, જો તમે મને મારૂં માગેલું આપતા હો તો હું એક બિંબ માગું છુ તે મને આપો." ૧૩૧ એ સમયે રાજાએ "બહુ સારૂં" એમ કહીને તે આપવા વચન આપ્યું, પણ તે વિષે પ્રશ્ન કર્યો કે એ બિંબ શું છે? કેમકે તે યવન હોઇને બિંબ શબ્દના અર્થથી અજાણ્યો હતો, ૧૩૨ પછી જાવડિએ કહ્યું–"હે પ્રભુ! જે દેવની અમે પૂજા કરીએ છીએ તેની જે મૂર્તિ તે બિંબ કહેવાય છે અને તે અહીં ભોંયરામાં છે." ૧૩૩ રાજાએ કહ્યુ–"ભલે તે ભોંયરાને જો તું જાણતો હોય તો એ બિંબને લઈ જા." રાજાની એ આજ્ઞા થતાંજ

જાવડિએ યક્ષની કહેલી નીશાનીઓ ઉપરથી તે સ્થાન જાણી લીધું અને ભોંયરાની ભૂમિને માણસોદ્વારા જેવી અલગ કરાવી કે તુરતજ બિંબ પ્રકટ થયું. ૧૩૪–૧૩૫ એ બિંબની ચક્રેશ્વરી દેવી જાતજાતના રત્નાલંકારોથી તથા દિવ્યમાળાઓથી નિત્ય પૂજા કરતી હતી ૧૩૬ તે વેળા યવન રાજાએ પ્રતિમાનાં દર્શન કરી મનમાં વિચાર કર્યો કે આ તો સાક્ષાત્ જગતકર્તાજ નિકળેલા છે. પછી તેણે પ્રતિમાને પ્રણામ કરી મોટો ઉત્સવ કરાવ્યો. ૧૩૭ વળી તે સુલતાને જાવડિની પ્રશંસા કરી કે, ખરેખર તુ કોઇ ધન્યવાદ પાત્ર છે અને પુણ્યશાળી છે, કેમકે દેવતાઓ પણ આ રીતે તારાપર પ્રસન્ન છે. ૧૩૮ માટે ખુશીથી, તુ આ પ્રતિમાને લઈ જા અને પોતાનો મનોરથ પૂર્ણ કર. મને પોતાને પણ આ મારા સ્થાનમાથી પ્રતિમા આપવાથી પુણ્યનો લાભ મળવા દે. ૧૩૯ એમ કહી તે સુલતાને રેશમી વસ્ત્રો તથા સુવર્ણના અલંકારો આપી જાવડિનું સન્માન કર્યું અને ઉત્સવપૂર્વક પ્રતિમા સહિત તેને ત્યાંથી વિદાય કર્યો. ૧૪૦ અનુક્રમે મહાવિકટ માર્ગને પણ સુભાગ્યથી કાપીને દેવતાના અતિશયને લીધે તે પ્રતિમા શ્રીશત્રુંજય પાસે આવી પહોંચી. ૧૪૧ પછી જાવડિ, દરરોજ પર્વતની જેટલી ઉંચાઇ સુધી પોતાના માણસો પાસે મહેનત કરાવીને પ્રતિમાને ઉંચે ચઢાવતો હતો તેટલીજ નીચાઇ સુધી એક વ્યંતર, દરરોજ તે પ્રતિમાને પાછી ઉતારી નાખવા લાગ્યો, જેથી એ પરિશ્રમમાંજ તેના છ મહિના વીતી ગયા ૧૪૨–૧૪૩ આખરે જાવડિ થાક્યો, તેણે યક્ષનું મનમાં ચિંતન કર્યું એટલે તેણે પ્રત્યક્ષ આવી જાવડિને આવું સ્પષ્ટ વચન કહ્યું–૧૪૪ “હે શ્રેષ્ઠી! તું અને તારી સ્ત્રી બન્ને આ પ્રતિમાનું ગાડું જ્યારે ચાલે ત્યારે તેના બન્ને પૈડાંના પાછળના ભાગમાં ટેકો મૂકવાના પત્થરની પેઠે ટેકા રૂપે થાઓ.” ૧૪૫ તે સાંભળી બીજે દિવસે શ્રેષ્ઠી પોતાની સ્ત્રી સાથે પૈડાંની

ધારના પાછળના ભાગમાં ટેકો મૂકવાના પત્થરની પેઠે આડો પડયો. ૧૪૬ એટલે તેજ ક્ષણે પ્રતિમા સુખેથી પર્વત ઉપર ચઢી ગઇ. ખરેખર સિદ્ધિનું કારણ સત્ત્વ છે અને સત્ત્વથી સર્વ કંઇ જિતાય છે. ૧૪૭ જાવડિએ વિક્રમરાજા પછી ૧૦૮મા વર્ષે તે બિંબને મૂળ-નાયકજી તરીકે સ્થાપ્યું. ૧૪૮ એ સમયે જ્યારે પૂર્વકાળના લેપ્યમય ભગવાનને પોતાને સ્થાનેથી ઉઠાડ્યા ત્યારે તેના અધિષ્ઠાયક વ્યંતર દેવોએ કોપાવેશથી મહાપ્રચંડ શબ્દો કરી મૂકયા. ૧૪૯ અને તેના ફેલાવાથી આખું ભૂમંડળ કંપી ઉઠયું, શત્રુંજય પર્વત જાણે ચીરાઈ ગયો હોય તેમ જણાવા લાગ્યુ, કડિઆ વગેરે કારીગરો મૂર્છિત થઇને પૃથ્વી પર ઢળી પડયા અને સમુદ્ર ઉછળવા લાગ્યો. ૧૫૦-૧૫૧ એ પ્રમાણે જગતમાં ખળભળાટ થયેલો જોઇ જાવડિનું અંતઃકરણ વ્યાકુળ બની ગયું અને તે લેપ્યમય પ્રતિમાની આગળ ઉભો રહીને નમન-પૂર્વક વિનતિ કરવા લાગ્યો કે, ૧૫૨ હે સ્વામિ ! કારણપૂર્વક કરાયલા મારા અપરાધને ક્ષમા કરો. હે કૃપાનિધિ ભગવન્ ! મારા પર પ્રસન્ન થાઓ, કૃપા કરો. ૧૫૩ આ ગરીબ કારીગરો મારી આજ્ઞાને પરવશ હતા; (અને તેથીજ તેઓએ આ કૃત્ય કરેલું છે) માટે તેઓને તમે જીવાડો. તમે તો પ્રાણીમાત્રનું હિત કરનારા છો. ૧૫૪ હે નાથ ! લોકો પ્રથમ તમારી સ્નાત્ર પૂજા વગેરે ક્રિયાઓ સદા કરશે અને પછી આ નવી પ્રતિમાનું પૂજન-અર્ચન કરશે. ૧૫૫ જાવડિનાં એ વ્યવસ્થા વચન પછી વ્યંતર દેવોએ તત્કાળ તે કારીગ-રોને જીવાડયા, કેમકે દેવો દુર્બળોનો નાશ કરતા નથી. ૧૫૬ પછી શુભ આશયવાળા વજ્રસ્વામી ગુરુદ્વારા જાવડિએ શુભ લગ્નવાળા દિવસે નવી પ્રતિમાની વિધિ પ્રમાણે પ્રતિષ્ઠા કરી. ૧૫૭ એ પ્રતિમા લાવવામાં જાવડિએ નવલાખ સોના મહોરો ખર્ચી હતી અને તેની પ્રતિષ્ઠામાં દશલાખ સોનામહોરો વાપરી હતી. ૧૫૮ તે પછી એ

બન્ને સ્ત્રી પુરુષ જિનમંદિરના ઉપરના ભાગ ઉપર ચઢીને પોતાના સેવકોની સાથે નૃત્ય કરતાં હતાં. તેવામાં વ્યંતર દેવોએ પૂર્વના વૈરથી તેઓને ક્યાંક ગુમ કરી દીધાં, જેથી ફરી તેઓ જણાયાંજ નથી. (કે ક્યાં ગયાં ?) ખરેખર, પૂર્વનું વૈર દુસ્ત્યજ છે–ત્યજવાને અશક્ય છે. ૧૫૯–૧૬૦

## વાગ્ભટનો પાંચમો ઉદ્ધાર.

હવે, જે પાચમો ઉદ્ધારક પ્રસિદ્ધ થયો છે, તે વિષે હું કહું છું તે સાંભળ, શ્રીમાન શ્રીમાળ ( શ્રીમાળી ) વંશમાં પૂર્વે ઔહિત્થ નામનો એક પુરુષ થઇ ગયો છે. તે જહાજની પેઠે સર્વ મનુષ્યોને દરિદ્રતારૂપ સમુદ્રમાંથી તારનારો હતો, તેનો પુત્ર આમ્રેશ્વર હતો, ૧૬૬ તે આમ્રેશ્વરનો પુત્ર દોહિલ્લ નામનો હતો, એ દોહિલ્લને જુજ્ઝનાગ નામનો મહાભાગ્યશાળી પુત્ર હતો અને તેનો પુત્ર બીજા દેવ જેવો વીરદેવ નામનો હતો. આશ્ચર્ય માત્ર એટલુજ હતુ કે એ વીરદેવ સાક્ષાત્ દેવ સમાન હતો છતાં કવિ (શુક્રાચાર્ય અથવા વિદ્વાન) નો દ્વેષી ન હતો અને દાનવશંવદ ન હતો. (અર્થાત્ દાનવોનું કલ્યાણ ઇચ્છનારો ન હતો–દાનવોનો શત્રુ ન હતો પણ દાનને વશ રહેનારો હતો–મોટો દાતા હતો.) ૧૬૨–૧૬૪ તે વીરદેવનો પુત્ર ઉદયન નામનો હતો. તેનો ભાગ્યરૂપી સૂર્ય જગતમાં ઉદય પામીને પોતાનાં કિરણોનો પ્રકાશ સર્વત્ર પાડી રહ્યો હતો. ૧૬૫ એ ઉદયનને બે પુત્રો હતા. મોટાનું નામ વાગ્ભટ હતુ અને નાનાનું નામ આમ્રભટ હતુ. આ બન્ને પુત્રો સજ્જનોનુ સદા હિત કરનારા હતા ૧૬૬ તે સમયે આ શ્રીજયસિંહ રાજાએ પોતાની પૃથ્વીરૂપ મંડપના આધાર તરીકે ઉદયનને એક સ્તંભ રૂપે સ્થાપ્યો હતો–અર્થાત્ જયસિંહે ઉદયનને પોતાનો મંત્રી બનાવ્યો હતો, કેમકે તે મહાસત્ત્વવાન હતો. ૧૬૭ ઉદયનમંત્રી પણ રાજાના મુખ્ય પ્રધાનપદને પામીને રાજ્યનાં એવા કામ

કરવા લાગ્યો, જેથી રાજાને પ્રાણની પેઠે પ્રિય થઇ પડયો. ૧૬૮ પછી રાજા જયસિંહ રાજ્યની સર્વ ચિંતા તે મંત્રીપર મૂકીને પોતે તો કેવળ રાજ્ય સુખજ ભોગવવા લાગ્યો, અને મંત્રી, રાજકારભાર કરવા લાગ્યો. ૧૬૯ એક સમયે શ્રી સિદ્ધચક્રવર્તી–સિદ્ધરાજે (જયસિંહે) સુરાષ્ટ્ર દેશના પોતાના શત્રુ રાજા જૈત્રસિંહને જિતવા માટે મંત્રીને આજ્ઞા કરી. ૧૭૦ મંત્રી ઉદયન પણ રાજાની આજ્ઞાને હર્ષપૂર્વક સ્વીકારીને ઘોડાઓના ખબખબાટથી પૃથ્વીને ધ્રુજાવી મૂકતો ચાલતો થયો. ૧૭૧ તેણે પોતાના તેજથી તથા ચતુરંગી સેનાએ ઉરાડેલી રજથી આકાશમાં સૂર્યને ઢાકી દીધો અને ઘણીજ ઝડપથી તે *વર્ધમાનપુર નગરે પહોંચી ગયો. ૧૭૨ ત્યાંથી પોતાના સૈન્યને જૈત્રસિંહની રાજધાની તરફ રવાના કરી દઇ મંત્રી ઉદયન, થોડા પરિવારની સાથે શ્રીશત્રુંજય પર્વત ઉપર ગયો. ૧૭૩ ત્યાં તેણે પવિત્ર બુદ્ધિથી શ્રીતીર્થરાજ ભગવાનને પ્રણામ કરી સ્નાન કરાવ્યું અને શ્રેષ્ઠ પુષ્પો તથા વસ્ત્રાલંકારોથી તેમની પૂજા કરી. ૧૭૪ પછી ગવૈયાઓથી ગવાતા જૈનગુણના શ્રવણથી અત્યંત ભક્તિયુક્ત થઈ હાથમાં આરતિ લઇને તે જ્યારે ભગવાનની આગળ ઉભો ત્યારે એક ઉંદર બળતી દીવાની દીવેટને ભગવાનની પાસેથી લઈ જઇને ભીંતમાં પેસી ગયો. આ દૃશ્ય જોઇને ઉદયને મનમાં વિચાર કર્યો કે, આ કાળના જિનમંદિરમાં આ રીતે કદાચ અગ્નિ લાગે તો ભગવાનની પ્રતિમા પણ જોખમમાં આવી પડે. આવો મનમાં વિચાર કરી તેણે સંકલ્પ કર્યો કે, આ દેવમંદિરને મૂળમાંથીજ પત્થરોવડે ચણાવીને હું જ્યારે સ્થિર કરીશ ત્યારે દિવસમાં બીજી વખત ભોજન લઇશ, અને જ્યારે મારો આ સંકલ્પ પૂર્ણ થશે ત્યારે હું ખોળ, તેલ તથા જળ એ ત્રણ વસ્તુને એકત્ર કરી સ્નાન કરીશ. ૧૭૫–૧૭૯ આવી પ્રતિજ્ઞા કરીને

* આ વર્ધમાનપુર તે આજનું વઢવાણ હોવું જોઇએ.

તે મંત્રીએ ભગવાનને વાંદી અને પર્વત ઉપરથી ઉતરીને શત્રુ સામે તેણે પ્રયાણ કર્યું. ૧૮૦ તે પછી બન્ને સૈન્યો એકત્ર મળ્યાં અને તેઓ વચ્ચે તરવાર તરવારથી બાણ બાણથી મહાન યુદ્ધ શરૂ થયું. ૧૮૧ અનુક્રમે જૈત્રસિંહના સૈન્યે ચોતરફથી અત્યંત ફેલાઇ જઇને મંત્રીના સૈન્યને ભયભીત કરી મૂક્યું, જેથી સર્વ દિશાઓમાં નાશી જવા માટે તે તૈયાર થયું. ૧૮૨ પોતાના સૈન્યને એ પ્રમાણે નાસતુ જોઇ મહામંત્રી ઉદયને તેને ધીરજ આપી અને પોતે પણ કવચ પહેરી સજ્જ થઇને શત્રુઓનો નાશ કરવા માટે યુદ્ધમા ઉતરી પડયો. ૧૮૩ તે સાહસી મંત્રી, તુરતજ રાજા જૈત્રસિંહ આગળ જઇને ઉભો અને તેને પડકારવા લાગ્યો કે, તારા ઇષ્ટ દેવને યાદ કર અથવા હથિઆર હાથમાં લે. ૧૮૪ હું શ્રીસિદ્ધચક્રવર્તીનો હાથી છુ અને તારી સામે ચઢી આવ્યો છુ, માટે ચાલ, મારા સ્વામીના ચરણ કમળને શરણે થા. ૧૮૫ આ સાંભળી જૈત્રસિંહ પણ બોલ્યો:—"વાણીઆઓનુ સાહસ અમારા જાણવામાંજ છે, માટે તું હાથમાં ત્રાજવા લઇ લે અને આ તરવારને છોડી દે; નકામો મૂઢ ન થા. ૧૮૬ યાદ રાખ કે, જેવી રીતે ચણા ખાઇ શકાય છે તેવી રીતે મરી ખાઇ શકાતાં નથી. જેમ પોતાની સ્ત્રીને મારી શકાય છે તેમ, કોઇ એક સુભટને મારી શકાતો નથી; ૧૮૭ માટે જા, મારી દષ્ટિ આગળથી દૂર થા તારા જેવા વિજાતીય ઉપર મારૂં શસ્ત્ર ક્રોધ કરતુ નથી. ૧૮૮ તારે આવો મદ ન કરવો કે, મને મારા સ્વામીએ સેનાનો નાયક બનાવ્યો છે। કેમકે કુતરાને સિંહનો વેષ ધારણ કરાવવામાં આવે તો પણ તે સિંહની ગર્જના કરતો નથી." ૧૮૯ આ સાંભળી મંત્રીએ કહ્યુ "પોતાનો પુરુષાર્થ, શક્તથી પ્રકટ થાય છે, નહિ કે બહુ બકવાદ કરવાથી।। સોનું સોળ-વલ્લું છે કે નહિ, તેની પરીક્ષા કસોટીના પત્થર ઉપર થઇ શકે છે; ૧૯૦ તરવારરૂપી ત્રાજવામાં રહેલા ગોળના પિંડરૂપ તારા મસ્તકને તોળતા

આ વાણીયાના હાથ ધીર થઇને જો.૧૯૧ આ સાભળીને જૈત્રસિંહનો ક્રોધ એકદમ વધી પડયો, તેનાં નેત્રો લાલચોળ બની ગયાં અને હાથમાં ભાલો લઇ તે મંત્રી સામે દોડયો. ૧૯૨ તેજ સમયે મન્ત્રી પણ ઉઘાડી તરવારે તેની સામે દોડયો. મંત્રી ઘણોજ ચાલાક હતો. તેથી તેણે પોતાની સામે આવતા શત્રુના ભાલાને વચ્ચેથીજ કાપી નાખ્યો. ૧૯૩ પછી તેઓ બન્ને વચ્ચે તરવાર તરવારથી ઘણીજ ઝડપથી યુદ્ધ શરૂ થયું, તેમાં જૈત્રસિંહના પ્રમાદનો લાભ લઇ મંત્રીએ પોતાની તરવારનો પ્રહાર કરીને તેના બે ટુકડા કરી નાખ્યા. ૧૯૪ એટલે તુરતજ "મંત્રી જીત્યા, જીત્યા" એવો સ્તુતિપાઠકોનો શબ્દ ઉંચેથી સંભળાવા લાગ્યો, જેથી શત્રુઓનુ સૈન્ય તેજક્ષણે નાશી ગયું. ૧૯૫ મંત્રી ઉદયન પણ શત્રુની તરવારના પ્રહારથી અત્યંત ઘાયલ થયો હતો તે શરીરે અશકત થઇને પૃથ્વીપર પડી ગયો. ખરેખર કાલાયસ-તરવાર કોઇને પણ પોતાની થઇ નથી. ૧૯૬ તે સમયે રણસંગ્રામની સર્વ વ્યવસ્થા કરીને બધા મંત્રીઓ તથા સુભટો, ઘોડા ઉપરથી પડેલા મંત્રીની આસપાસ આવી મળ્યા. ૧૯૭ તેઓએ, અત્યંત શ્વાસોચ્છ્વાસ લેતા તથા કરુણ શબ્દે કંઇક કહી રહેલા મંત્રીને કહ્યું કે, હે ભદ્ર ! આપને વળી આ કાયરતા શી ? જે સેવક, પોતાના સ્વામીના કામ માટે રણસંગ્રામમાં પ્રાણ ત્યજે છે તે , સૂર્યમંડળને ભેદીને સુખ ભરેલા સ્વર્ગલોકમાં જાય છે. ૧૯૮-૧૯૯ વળી તમે તો રણના મોખરામા રહી પોતાના સ્વામીનુ કાર્ય સંપૂર્ણ કર્યું છે, જેથી આ ઠેકાણે આમ વ્યથાકુલ થઇને શોક શા માટે કરો છો ? ૨૦૦ તમને જે આ ઘાવ થયા છે તેનો આપણે વૈદ્યો પાસે ઉપચાર કરાવીશું. એટલે તુરતજ તમે નીરોગી થશો, માટે ખેદ કરો મા." ૨૦૧ ત્યારે મંત્રી બોલ્યો—"મૃત્યુ પ્રાણી માત્ર માટે નિશ્ચિત છે, તેમાં વિદ્વાનોને શોક હોયજ શાનો ? અને હું તો મારા સ્વામીના કાર્ય માટે મૃત્યુ પામું છું, જેથી મને તો વિશેષ કરીને શોક થાયજ

નહિ; ૨૦૨ પણ મારા ચિત્તમાં જે એક શલ્ય છે, તે મને મારા ઘાવ કરતાં પણ અત્યંત દુ:ખી કરે છે, અરે! તેજ હમણા મને સાલે છે. ૨૦૩ "તે શલ્ય શું છે?" એમ તેઓએ જ્યારે પૂછ્યું ત્યારે મંત્રી બોલ્યો–"મેં શ્રીશત્રુંજય ઉપરનું દેવળ બંધાવવાને મનમા સંકલ્પ કર્યો હતો, તે મારો મનોરથ મારા આ મરણથી મારા મનમાંજ રહી ગયો, બસ આજ શલ્ય મારા હૃદયને સાલે છે." ૨૦૪-૨૦૫ તે સાંભળી મંત્રીઓ બોલ્યા-"હે મંત્રિન્ આ બાબતમાં તમે શોક કરો મા. તમારો પુત્ર વાગ્ભટ, તમને એ ઋણમાથી મુક્ત કરવા સમર્થ છે. ૨૦૬ વળી નીતિશાસ્ત્રનું આ વચન છે કે, પુત્ર, પિતાનું ઋણ અદા કરેજ છે, માટે વાગ્ભટ તમે ઇચ્છેલા દેવળને અવશ્ય બધાવશે. ૨૦૭ અમે તમારા પુત્ર વાગ્ભટને પ્રેરણા કરીશું, જેથી સત્વર તે તમારા મનોરથને પૂર્ણ કરશે." ૨૦૮ તે મંત્રીઓએ એ પ્રમાણે કહ્યુ એટલે ઉદયન મંત્રી પ્રસન્ન થઇને બોલ્યો કે, બસ, ત્યારે તો આટલાથીજ હું કૃતાર્થ થયો છું. વળી તેણે કહ્યું કે, અવશ્ય, હવે મારૂ આયુષ્ય અતિ અલ્પ છે, માટે તમારે ઔષધ આદિ ઉપચારો કરાવવાની કાંઇ જરૂર નથી. હવે તો મારે ધર્મજ ઔષધરૂપ છે, માટે આ સંસારરૂપ સમુદ્રમાંથી પાર લઇ જવામાં એક ખલાસી સમાન કોઇ એક સાધુને સત્વર અહી લાવો, એટલે તેની પાસેથી હું પરલોકનું ભાતુ લઇ લઉં. ૨૦૯-૨૧૧ મંત્રીએ પોતાની એ ઇચ્છા જણાવી એટલે તેઓએ આખી છાવણીમાં તપાસ કર્યો પણ તેવો કોઇ તપોધન-સાધુ તેઓના જોવામાં આવ્યો નહિ, તેથી તેઓએ કોઇ એક રઝળતા વંઠ માણસને મસ્તક મુડાવી સાધુનો વેષ પહેરાવીને મંત્રી આગળ હાજર કર્યો. ૨૧૨ મંત્રીએ તેને સત્ય સાધુ માની ભાવનાપૂર્વક પ્રણામ કર્યા અને તેની આગળ અંતિમ-મરણ કાળની આરાધના કરી. ૨૧૩ પછી ચિત્તની એકાગ્ર-

તાપૂર્વક શુભ ધ્યાનથી યુક્ત થઇ, પરમેષ્ઠી નમસ્કારનો પોતેજ ઉચ્ચાર કરતો એ મંત્રી પ્રાણનો ત્યાગ કરી સ્વર્ગે ગયો. ૨૧૪ સાધુવેષને ધારણ કરનારા પેલા રઝળતા વઠ મનુષ્યે પણ અમૂલ્ય ચિંતામણિ સમાન તે સાધુવેષને અકસ્માત પ્રાપ્ત કરી પુનઃ તેને દુર્લભ માનીને તેનો ત્યાગ કર્યો નહિ.૨૧૫ પણ કોઇ સુગુરુ પાસે જઇ વિધિપૂર્વક તેણે દીક્ષા લીધી અને નિર્મળ ચિત્તથી તેનું પાલન કર્યું. ૨૧૬ મંત્રીઓએ પણ ઉદયનમંત્રીનો દેહસંસ્કાર કરી સુરાષ્ટ્ર દેશમાં શેલ્લહસ્ત-(તે નામનો કોઈ મુખ્ય મંત્રી હોય અથવા જૈત્રસિંહ રાજાનો પુત્ર હોય) ને રાજાની આજ્ઞાથી રાજાના પ્રતિનિધિ તરીકે સ્થાપ્યો ૨૧૭ પછી બીજા સર્વ મંત્રીઓ, સૈન્યતે સાથે લઇ, પાટણ નગરમાં આવી પહોંચ્યા અને તેઓએ જૈત્રસિંહરાજાનુ સર્વસ્વ રાજા જયસિંહને અર્પણ કર્યું.૨૧૮ તે સમયે રાજાએ પણ ત્યાંથી આવેલી તે ભેટ સામે દૃષ્ટિ સરખી પણ ન કરી. તેનાં નેત્રોમાં મંત્રીના દુઃખથી અશ્રુઓ ઉભરાઇ નીકળ્યાં. ૨૧૯ પછી રાજાએ તે સર્વ ભેટ ઉદયનના પુત્ર વાગ્ભટને અર્પણ કરી દીધી, ઉપરાત દુર્જનોનાં જાડાં બંધ કરનારી ઉદયને ધારણ કરેલી મત્રી મુદ્રા તેને અર્પણ કરી. ઉદયનની પેઠે વાગ્ભટને પણ પોતાનો મંત્રી બનાવ્યો ૨૨૦ વાગ્ભટ પણ રાજારૂપ ગુરુપાસેથી લોક સમૂહમાં સિદ્ધિ કરનારી, પોતાનું શાસન ચલાવનારી તે મંત્રીમુદ્રા પ્રાપ્ત કરીને પ્રજાઓનુ એક આશ્રયસ્થાન બન્યો અને દુષ્ટોને શિક્ષા કરનારો થયો. ૨૨૧ એક દિવસે પેલા મંત્રીઓએ વાગ્ભટને પ્રણામ કરીને તેના પિતા ઉદયને જે કહ્યું તે સર્વ જણાવ્યું. ૨૨૨ એટલે વાગ્ભટે પણ પિતાના એ બન્ને અભિગ્રહોનો તેજ સમયે સ્વીકાર કરી લીધો અને પોતાની આજ્ઞામાં રહેનારા કેટલાએક કારીગરોને શત્રુંજય પર્વતપર મોકલ્યા. ૨૨૩ એ કારીગરોએ, શુભ મુહૂર્તે મંદિર ચણવાનું કામ શરૂ કર્યું

અને એક વર્ષમાંજ સંપૂર્ણ તૈયાર થયેલા તે મંદિરપર કળશ પણ ચઢાવી દીધો. ૨૨૪ એ રીતે કારીગર લોકોએ તેનાપર કળશ ચઢાવ્યો ત્યારે, તે વધામણી આપવા માટે તેઓએ એક પુરુષને વિજ્ઞપ્તિપત્ર સાથે વાગ્ભટ પાસે રવાના કર્યો. ૨૨૫ વાગ્ભટમંત્રીએ તે પુરુષદ્વારા આવેલા વિજ્ઞપ્તિપત્રનું સીલ તોડીને તે લેખ વાંચ્યો અને દેરાસરને સંપૂર્ણ તૈયાર થઇ ગયેલું જાણી પોતે અત્યંત પ્રસન્ન થયો. ૨૨૬ તે વખતે મંત્રીનાયક વાગ્ભટે, આનંદથી રોમાંચિત થઇને તે લેખ લાવનારના પુરુષને નરદમ સુવર્ણની એક જીભ અર્પણ કરી. ૨૨૭ તે પછી વાગી રહેલાં વાદિત્રોના ધ્વનિઓથી ગગન મંડળ તથા ભૂમંડળના મધ્ય પ્રદેશને ભરી દેનારો મહોત્સવ ચાલુ થયો. ૨૨૮ એટલે તેજ સમયે બીજો એક પત્ર લાવનારો પુરુષ શત્રુંજય પર્વતથી એક લેખ લઇને ત્યાં આવ્યો અને મંત્રીએ પોતે જ એ લેખને વાંચ્યો. ૨૨૯ તેમાં આ પ્રમાણે લખ્યુ હતુ.—"હે મંત્રિન્ ! દેરાસર, જેવું તૈયાર થયુ કે તુરતજ પાછુ મૂળમાંથી તૂટી પડયુ છે." ૨૩૦ આ જાણીને મંત્રીને તો ઉલટો બમણો આનંદ થયો, ત્યારે ખેદ પામેલા સમગ્ર સભાના લોકોએ મંત્રીને કહ્યુ કે, ૨૩૧ હે મંત્રિન્ ! આ ખેદ કરવાના સમયે તમને બમણો હર્ષ થયો, તેનુ શું કારણ? ત્યારે મંત્રીએ કહ્યું:—"મારા જીવતાજ આવુ બન્યુ તેથી મને હર્ષ થાય છે. કેમકે મારા મરણ પછી જો આ દેરાસર તૂટી પડયુ હત તો તેને કોણ કરાવત? પણ મારાં જીવતાં તે પડી ગયુ છે, તેથી હુ તે ફરીથી બંધાવીશ. ૨૩૨–૨૩૩ મંત્રીના એ વિચાર સાંભળી સર્વ સભાસદો તો ચકિતજ થઇ ગયા. તેઓ પોતાનાં મસ્તક ધૂણાવતા માંહોમાંહે કહેવા લાગ્યા કે, ૨૩૪ અહો ! ધન્ય છે આ મંત્રીશ્વરને ! કે જેની બુદ્ધિ આવા ઉલ્લાસવાળી છે ! ખરેખર પુણ્યશાળી પુરુષોની બુદ્ધિ પવિત્ર અને દીર્ઘદૃષ્ટિવાળી હોય છે. ૨૩૫ પછી મંત્રીએ, તે કામ કરનારા મુખ્ય

કારીગરને બોલાવ્યો એટલે તે પણ તુરત શત્રુંજય પર્વતથી ત્યાં આવ્યો.[૨૩૬] એટલે મંત્રીએ તેને પૂછ્યું કે, હે સૂત્રધાર! આ દેરાસર જેવું તૈયાર થયું કે તુરતજ તૂટી પડ્યું તેમાં શું કારણ છે? [૨૩૬] આના ઉત્તરમાં કારીગરે કહ્યું કે, આપણે બાંધેલા તે દેરાસરને ઘુમટ બાંધવામાં આવ્યો જેથી તેના અંદરના ભાગમાં વાયુ પ્રવેશ કરીને ઘણાજ જોરથી ઘેરાયા કરતો હતો અને તેથીજ દેરાસર તૂટી પડેલું છે: [૨૩૭] આ સાંભળી મંત્રીએ કહ્યું—"જો એમજ હતું તો પછી ઘુમટવાળુ દેરાસર કેમ બાંધ્યું?" મંત્રીએ તેવો પ્રશ્ન કર્યો એટલે મહાબુદ્ધિમાન પેલા કારીગરે ઉત્તર આપ્યો કે, "હે દેવ! જો ઘુંમટવાળું દેરાસર બાંધવામાં ન આવે તો તેને બંધાવનાર પુરુષનો વંશ અતિ અલ્પ સંતતિવાળો થાય-લગભગ તેનો નિર્વંશ જાય. [૨૩૮-૨૪૦]. તે સાંભળી મનને સ્વસ્થ કરી મંત્રી બોલ્યો:—"રે ભાઇ! મોક્ષનુ કારણ શું સંતતિ છે? (નહિજ) પોતાનું પુણ્ય એજ જીવને સ્વર્ગ કે મોક્ષમાં લઈ જાય છે. માટે જા. ફરીથી મૂળભાગમાંથીજ દેરાસરને મજબુત અને નક્કર તૈયાર કર. અને મારી કીર્તિરૂપ સંતતિને જેમ બને તેમ શાશ્વતી કર. [૨૪૧-૨૪૨] પેલો કારીગર પણ મંત્રીની એ આજ્ઞા પ્રાપ્ત કરીને શત્રુંજય પર્વતપર ગયો અને થોડાજ દિવસમાં તેણે મજબૂત અને નક્કર દેરાસર પૂર્ણ કર્યું. [૨૪૩] એ રીતે દેરાસર સંપૂર્ણ તૈયાર થયું એટલે શ્રીમંત મંત્રી વાગ્ભટ, પોતાના સ્વામીની રજા લઈ શત્રુંજયની યાત્રા કરવા ચાલી નીકળ્યો. [૨૪૪] તે વેળા વાદિત્રોના ધ્વનિઓથી સમગ્ર દિશાઓને તેણે ગજાવી મૂકી હતી, આચાર્યો વગેરે સંઘ તેની સાથે હતો અને તેનો દેખાવ બીજા ચક્રવર્તી જેવો જ જણાતો હતો. [૨૪૫] ત્યાં જઇને તેણે અસ્ખલિત અન્નસત્રો ખુલ્લાં મૂક્યાં, મોટા ઉત્સવોનો આરંભ કર્યો અને ચૈત્યની પ્રતિષ્ઠાપૂર્વક શ્રી ઋષભદેવ ભગવાનની સ્થાપના કરી.[૨૪૬] ખરેખર એ મહાતીર્થમાં

દેરાસરનો ઉદ્ધાર કરવાને બહાને મંત્રીશ્વર વાગ્ભટે પોતાના પૂર્વજોનો ઉદ્ધાર કર્યો હતો. ૨૪૭ એ ઉદ્ધારમાં અત્યંત આનંદને લીધે પ્રફુલ્લ થયેલા ચિત્તથી મંત્રી વાગ્ભટે બે કરોડ ને સત્તાણું લાખ દ્રવ્યનુ ખર્ચ કર્યું હતુ. ૨૪૮ એ પ્રમાણે શત્રુજયના પ્રાસાદના ઉદ્ધારરૂપ મહોત્સવને કરીને વાગ્ભટ ધર્મકાર્ય તથા રાજકાર્ય કરવા લાગ્યો. ૨૪૯ આ રીતે એ મહાતીર્થમાં વાગ્ભટ પાચમો ઉદ્ધારક થઇ ગયો છે. બસ, આ પાંચ તીર્થોદ્ધારકો પૃથ્વી પર પ્રખ્યાત થયા છે. ૨૫૦ માટે હે દેશલ ! આ શત્રુજય પર્વત જ્યાંસુધી હયાત છે ત્યાંસુધી કંઇ પણ બગડયુ નથી. માત્ર તીર્થનો ઉદ્ધાર કરનાર જ શોધી કાઢવો જોઇએ." ૨૫૧

## શત્રુંજયના ઉદ્ધારનો દેશલનો નિશ્ચય.

ગુરુનાં એ વચન સાંભળી દેશલ બે હાથ જોડીને બોલ્યો કે આ પર્વત આવું મહાન તીર્થ છે એમ તો મેં હમણાંજ જાણ્યું, માટે હે પ્રભુ ! હું પોતેજ તીર્થનો ઉદ્ધાર કરાવીશ, કેમકે હમણાં મારી પાસે સમગ્ર સામગ્રી છે. ૨૫૨-૨૫૩ ભુજાબળ, ધનબળ, પુત્રબળ, મિત્રબળ, રાજબળ અને ઉત્તમ દાનશક્તિ-આ રીતે સર્વ શક્તિ છે, તો પણ આપનું જો કૃપાબળ મને સહાયકર્તા થાય તો, હું આ તીર્થનો ઉદ્ધાર કરાવું. ૨૫૪-૨૫૫ તે સમયે શ્રીસિદ્ધસૂરિએ પણ કહ્યું કે, ધર્મકાર્યમાં ગુરુની કૃપા સર્વદા સહાય કરવાને તત્પર હોય છે. ૨૫૬ માટે હે દેશલ ! તું આ તીર્થનો સત્વર ઉદ્ધાર કરાવ. કેમકે આ જગપ્રસિદ્ધ કહેવત છે કે, ધર્મની ગતિ સત્વર હોય છે-ધર્મનાં કાર્ય તુરતજ કરવાં જોઇએ. ૨૫૭ તે પછી સાધુસત્તમ દેશલ ગુરુની કૃપા સંપાદન કરીને પોતાને ઘેર ગયો અને પોતાની તે મનઃકામના તેણે સમરસિંહ આગળ નિવેદન કરી. ૨૫૮ સમર પણ કાનને અમૃત જેવું તે પિતાનું વચન સાંભળી તુરતજ અત્યંત પ્રસન્ન થયો. ૨૫૯ તેણે વિનતિ કરી કે, હે પિતા ! તમે મને સત્વર

આજ્ઞા આપો એટલે હું સાવધાન થઇને આ તીર્થોદ્ધારના કૃત્યને સિદ્ધ કરી આપું. ૨૬૦ પુત્ર તો એજ કહેવાય કે જે કાર્યરૂપ ગાડામાં જોડાઈને તેની ઝુંસરીને ઉપાડી લે અને પોતાના પિતાને એક સારથિરૂપે બનાવી તેના કાર્યભારને પાર પહોંચાડે. ૨૬૧ તે પછી દેશલે સિંહ સમાન પરાક્રમી તે **સમરસિંહ** પુત્રને ભાગ્યવાન જાણીને તે કાર્યમાં જોડ્યો. ૨૬૨ એટલે **સમરસિંહ** પણ પિતાની આજ્ઞા સંપાદન કરીને સાવધાન મનથી ગુરુ શ્રી**સિદ્ધસૂરિ** પાસે ગયો અને ત્યાં તેમના ચરણમાં નમન કરી તેણે આ પ્રમાણે કહ્યું. ૨૬૩ હે પ્રભુ! જેથી મારી કાર્ય-સિદ્ધિ તત્કાળ થાય તેવો કોઈ ઉપાય મારા પર કૃપા કરીને તમે બતાવો.૨૬૪ ત્યારે ગુરુએ પણ કહ્યું કે, જ્યાંસુધી આ કાર્ય તારાથી પૂર્ણ ન થાય ત્યાં સુધી તારે અમુક અભિગ્રહોરૂપ બંધનથી બધાયલા રહેવું. તે સાંભળી સાધુ **સમરે** ગૃહાવેશના કલેશથી બુદ્ધિને અલગ કરીને ગુરુ આગળ આવા અભિગ્રહો ગ્રહણ કર્યા.૨૬૫-૨૬૬ "જ્યાંસુધી શત્રુંજયનો ઉદ્ધાર પૂર્ણ ન થાય ત્યાં સુધી હું બ્રહ્મચર્યવ્રત પાળીશ, દિવસમાં બે વખત ભોજન કરીશ નહિ. ખેળ, તેલ, અને જળ- આ ત્રણ વસ્તુ એકત્ર કરીને સ્નાન કરીશ નહિ, કેવળ એકજ વિકૃતિ ગ્રહણ કરીશ અને પૃથ્વી પર શયન કરીશ." ૨૬૭-૨૬૮ આવા અભિગ્રહો ગ્રહણ કરીને સાધુ **સમરસિંહ** જિનમંદિરમાં આવ્યો અને ત્યાં તેના પિતાને તેણે આ પ્રમાણે કહ્યું-૨૬૯ "હે તાત! શ્રીમાન સુબા **અલપખાનને** પ્રસન્ન કરી હું આ તીર્થનો ઉદ્ધાર કરવા માટે તેમની પાસેથી આજ્ઞાપત્ર મેળવી લઉં. ૨૭૦ માટે તમે આજ્ઞા કરો, એટલે શ્રેષ્ઠ ભેટણા મૂકી હું તેમને પ્રસન્ન કરું. કેમકે કોઇપણ કાર્યસિદ્ધિમાં રાજાની કૃપા એ મુખ્ય કારણ છે."૨૭૧ તે સાંભળી એના પિતાએ કહ્યું-"હે પુત્ર! પરિણામે શુભ થાય તેવું તને જે કંઇ રુચે તે તું કર. કેમકે, સર્વકાર્યમાં મેં તનેજ પ્રમાણ કર્યો છે."૨૭૨

## અલપખાન પાસેથી તીર્થોદ્ધારનું ફરમાન મેળવ્યું

પછી શ્રીસમરસિંહે મણિ, મોતી, સુવર્ણ, વસ્ત્ર તથા અલંકાર આદિ પુષ્કળ ભેટ લઈને તેમજ બીજી અનેક વસ્તુઓ સાથે લઇને ગૂર્જરભૂમિના અધિપતિ અલપખાનની શુભ દિવસે મુલાકાત લીધી. ૨૭૩–૨૭૪ રાજા અલપખાન સમરસિંહને પોતાની પાસે આવેલો જોઇ અત્યંત આનંદ પામ્યો, અથવા તેવી વસ્તુઓ પોતાની પાસે આવે તો કોણ આનંદ ન પામે! ૨૭૫ તેણે હર્ષથી હાથ ઉંચો કરીને ઉચ્ચ સ્વરે કહ્યું કે, આવ, ભાઈ! આવ, તું સત્વર અહીં મારી પાસે આવ" ૨૭૬ પોતાના સ્વામીનો એ હર્ષ જોઇને તથા તેવા પ્રકારે પોતાનો આદર સત્કાર થયેલો જોઇને સાધુ સમરસિંહે પોતાની કાર્યસિદ્ધિનું તેને શકુન માન્યું. ૨૭૭ અને તુરતજ પોતે આણેલી બધી ભેટો તેને નિવેદન કરી. ૨૭૮ તે ભેટ જોઇને અલપખાન અત્યંત પ્રસન્ન થયો. તેણે કહ્યું કે, અહો! આજે તો તેં મને પુષ્કળ ભેટ ધરી છે. તું નિત્ય મારી આજ્ઞા પાળનારો હોવાથી મને ઘણો જ પ્રિય છે, અને તને અહીં આવવા માટે કદી પણ મનાઈ કરવામાં આવતી નથી, તો હે મિત્ર! આ સમયે તારે આવવાનું કારણ શું છે તે મને કહે ૨૭૯–૨૮૦ પછી સમરસિંહે પ્રણામ કરીને કહ્યું કે, હે પ્રભુ! જો તમે પ્રસન્ન થયા હો અને મારૂં માગેલું જો તમે આપો તો મારે મારૂં મનવાંછિત કંઈક માગવું છે." ૨૮૧ ત્યારે સુબો બોલ્યો–"હે સમર! તારા કરતા મારો પુત્ર પણ મને પ્રિય નથી: માટે તારી ઈચ્છા હોય તે તું માગી લે, તેમાં વિચાર કર મા.' ૨૮૨ પછી સાધુશ્રેષ્ઠ સમરસિંહે વિનતિ કરી કે, હે સ્વામિન્! હાલમા શત્રુંજયપર્વત ઉપરના તીર્થોનો તમારાં સૈન્યોએ નાશ કર્યો છે. આ તીર્થ જો હયાતીમાં હોય તો સમગ્ર હિંદુઓ ધર્મનિમિત્તે ત્યાંની યાત્રા કરે છે અને પોતાના ધનનો તે સ્થળે ઉપયોગ કરે છે. ૨૮૩–૨૮૪ વળી તમારી હિંદુ પ્રજા

ત્યા જઈને બીચારાં ગરીબ મનુષ્યોને ભોજન વગેરે આપીને તેમજ બીજી જે કોઈ ઇચ્છા હોય તે સર્વ પૂર્ણ કરીને તેઓને પ્રસન્ન કરે છે. ૨૮૫ માટે જો તમે આજ્ઞા આપો તો હું તેનો ઉદ્ધાર કરાવું. આ તીર્થનો પ્રથમ નાશ કરીને તેમજ પાછી તેની પ્રવૃત્તિ કરીને તમેજ એના નવીન વિધાતા બનો." ૨૮૬ આ સાંભળી અલપખાન પણ સમર ઉપર પ્રસન્ન થયો. તેણે કહ્યું કે, હું તારા પર પ્રસન્ન થયો છુ, ભલે, તું તારી ઇચ્છામાં આવે તેમ કર." ૨૮૭ તે પછી ફરી પણ સમરસિંહે કહ્યું કે, હે સ્વામિન્! જો તમે પ્રસન્ન થયા હો તો એને માટે એક પ્રમાણપત્ર (પરવાનો) લખી આપો, જેથી મારૂં આ કાર્ય નિર્વિઘ્ને પૂર્ણ થાય. ૨૮૮ આ સાંભળી ગૂજરાત ભૂમિના અધિપતિ અલપખાને પોતાના વડા પ્રધાન બહિરામખાનને સમરસિંહ માટે પરવાનો લખી આપવાની આજ્ઞા કરી. ૨૮૯ તેણે પણ સાધુ સમરસિંહ પોતાને પ્રાણ કરતા પણ અધિક પ્રિય હોવાથી તે આજ્ઞા થતાંજ પરવાનો લખી આપવામાં ઘણીજ ખુશી બતાવી. ૨૯૦ પછી તેણે પોતાની ઓફીસમાં જઇને રાજાની આજ્ઞા પ્રમાણે સત્વર અત્યંત માનપૂર્વક સમરસિંહને પરવાનો લખી આપ્યો. ૨૯૧ અને તે પરવાનો સાથે લઇ બહિરામ સમરસિંહની સાથે આદરપૂર્વક અલપખાનની પાસે આવ્યો. ૨૯૨ અલપખાને પણ તે પરવાનો હાથમાં લઇને વાંચી જોયો અને પછી તેણે પોતેજ ફરીથી બહિરામખાનને કહ્યુ કે, મસ્તકના ટોપ સહિત એક સુવર્ણની તસરીફ઼ા જે મણિ તથા મોતીઓથી ભરેલી હોય તેને સત્વર આપણા ખજાનામાંથી લાવી આપો. ૨૯૩-૨૯૪ પછી બહિરામે ખજાનામાંથી તે તસરીફ઼ા લાવીને અલપખાનના હાથમાં આપી એટલે તેણે પોતેજ પાનનુ બીડું તેમજ પરવાનો સમરસિંહના હાથમા સોંપીને તે તસરીફ઼ા પણ તેને અર્પણ કરી અને કહ્યું કે, હે સાધુ! નિર્ભય થઇને તુ તારૂં મન-

વાંછિત સિદ્ધ કર. ૨૯૫-૨૯૬ પછી બુદ્ધિમાં બૃહસ્પતિ સમાન સાધુ સમરસિંહે તેને પ્રણામ કરીને હર્ષથી તસરીફા લઇ લીધી અને અત્યંત આનંદપૂર્વક તેને તથા મસ્તકના ટોપને પહેરી લીધાં. વળી પરવાનાને મસ્તક પર મૂકીને તેણે કહ્યું કે પ્રમાણપત્રરૂપી સિંહ મારી પાસે છે, તેથી મને દુષ્ટ લોકો તરફથી અને સમર્થ પુરુષોથી પણ ક્યાંય ભય નથી. ૨૯૭-૨૯૯ મેં તમારી કૃપારૂપી અડગ વહાણ પ્રાપ્ત કર્યું છે, તેથી જલદી મારા કાર્યરૂપી સમુદ્રના પારને હું પહોંચી જઇશ." ૩૦૦ ત્યાર પછી બીજો ઉચ્ચૈઃશ્રવા હોયની, તેવો એક ઘોડો મંગાવીને શ્રીમાન અલપખાને સાધુ સમરસિંહને અર્પણ કર્યો; ૩૦૧ એટલે બહિરામે અલપખાનની આજ્ઞાથી સમરસિંહને તેને ઘેર લઇ જવા માટે ઘોડાપર ચઢાવી દીધો, અને પોતે પણ તેની સાથેજ ચાલ્યો. ૩૦૨ તે વેળા વાદિત્રો વાગવા લાગ્યાં, સ્તુતિપાઠકો સ્તુતિઓ ભણવા લાગ્યા, રાજમાર્ગમાં નગરના લોકો તથા રાજ્યના અધિકારીઓ ચોતરફ સમરસિંહની પ્રશંસા કરવા લાગ્યા, નગરની સ્ત્રીઓ ચંદન તથા અક્ષતથી તેને વધાવવા લાગી અને સંઘના મુખ્ય પુરુષો મનમાં ઉત્કંઠિત થઇને તેની સામા આવ્યા. પછી પોતાની સ્ત્રીઓએ મંગલાચાર કર્યા એટલે સમરસિંહે પોતાના નિવાસસ્થાનમાં પ્રવેશ કર્યો. ૩૦૩-૩૦૫ તેણે પોતાના બાંધવની પેઠે પોતાને ઘેર આવેલા પ્રધાન બહિરામને જાતજાતની ભેટો આપીને પ્રસન્ન કર્યો અને પછી તેને રજા આપી. ૩૦૬ પછી પોતે શ્રીસિદ્ધસૂરિને વંદન કરવાની ઇચ્છાથી નગરના લોકોની સાથે પૌષધશાળામાં ગયો ૩૦૭ ત્યાં ગુરુ મહારાજના ચરણમા વંદન કરી પ્રથમ આશીર્વચન મેળવ્યું અને પછી તીર્થનો ઉદ્ધાર કરવા માટે જે પોતાને પરવાનો મળ્યો હતો તે વાત ગુરુને નિવેદન કરી. ૩૦૮ ત્યારે ગુરુએ કહ્યું કે, તારૂં ભાગ્ય ખરેખર ઉત્તમ પ્રકારે જાગ્રત છે. કેમકે, દેવોના દ્વેષી અલપખાને

પણ આ કાર્યમાં તને સંમતિ આપી છે: ૩૦૯ માટે હે સાધુ! તીર્થનો ઉદ્ધાર કરવામાં હવે તું સત્વર ઉદ્યમ કર. અમે તને ધર્મલાભ આપીએ છીએ, તેના પ્રભાવથી તારી કાર્યસિદ્ધિ નિર્વિઘ્નપણે સફળ થાઓ.'' ૩૧૦

તે પછી સમરસિંહે કહ્યું કે, શ્રીવસ્તુપાલ મંત્રીએ મંમાણ પર્વતની એક શિલા પૂર્વે આણેલી છે અને તે શિલાને તેમણે પોતેજ ભોંયરામાં મૂકી રાખી છે, જે હજી પણ અખંડપણે હયાત છે; તો હે પ્રભુ! તેમાંથીજ એક નવી પ્રતિમા તૈયાર કરવામાં આવે તો કેમ? ૩૧૧–૩૧૨ પછી સૂરિએ પણ પુણ્યશાળી દેશલને પોતાની પાસે બોલાવ્યો અને તેને તથા તેના પુત્રને આદરપૂર્વક કહ્યું કે:–૩૧૩ પૂર્વે મંત્રી વસ્તુપાલ જે મંમાણ શિલા લાવ્યા હતા તે હાલમાં સંઘના તાબામાં છે; માટે ચારે પ્રકારના સંઘની સંમતિ લઇને તેમાંથી એક પ્રતિમા કરાવીને તેની મૂળનાયક તરીકે શત્રુંજય ઉપર પ્રતિષ્ઠા કરી શકાય. ૩૧૪–૩૧૫ વળી એવો નિયમ છે કે, સર્વ પ્રકારનાં ધર્મકાર્ય હમેશાં સંઘની સંમતિથીજ કરવાં, કેમકે તેથી તે સફળ થાય છે અને વિશેષે કરી આવા ધર્મકાર્યમાં તો આવું જોવાય છે. ૩૧૬ ગુરુની એ વાણી સાંભળીને દેશલે તથા સમરે તેમ કરવા કબુલ કર્યું અને ભવિષ્યના કાર્યનો વિચાર કરવામાં ઉત્કંઠિત થઇને પ્રસન્ન ચિત્તે તેઓ પોતાને ઘેર ગયા. ૩૧૭

## તૃતીય પ્રસ્તાવ સમાપ્ત.

# પ્રસ્તાવ ૪

## તીર્થોદ્ધાર માટે સંઘની અનુમતિ

अथान्यदा मुदा युक्तः समस्तान् सूरिपुंगवान् ।
उपासकान् संघमुख्यानपि साधुरमीलयत् ॥ १ ॥

હવે એક દિવસે **સમરસિંહે** મોટા મોટા સમગ્ર આચાર્યોને તથા સંઘના મુખ્ય મુખ્ય શ્રાવકોને એક સ્થળે એકઠા કર્યા.[1] અને શ્રીમાન **અરિષ્ટનેમિ** ભગવાનના મંદિરમાં તે સમગ્ર સંઘને ભકિતપૂર્વક યથા-યોગ્ય રીતે બેસાડયો.[2] પછી તેઓને પ્રણામ કરી, બે હાથ જોડી **સમરસિંહે** કહ્યું કે, આ સમગ્ર સંઘ મારી એક વિનંતિને લક્ષ્યમાં લેશે એમ હું ઇચ્છું છું. તમે જાણો છો કે કલિકાળની પ્રબળતાને લીધે મ્લેચ્છોએ શ્રીશત્રુંજય તીર્થનાયકનો હાલમાં નાશ કર્યો છે.

કેમકે કલિકાળ એ ધર્મનો સદા વૈરીજ છે.[૩-૪] આ તીર્થમાં તીર્થનાયકનો ઉચ્છેદ થતાં શ્રાવકોના સર્વ ધર્મો પણ પૃથ્વી પર જાણે અસ્ત થયા હોય તેમ જણાય છે.[૫] તમે વિચાર કરો કે આવા તીર્થનો જો વિચ્છેદ થાય તો દ્રવ્યસ્તવના અધિકારી ભાવયુક્ત શ્રાવકો દ્રવ્યસ્તવનું આરાધન કેવી રીતે કરશે ?[૬] શાસ્ત્ર કહે છે કે ધર્મના ચાર પ્રકારમાં ભાવનાનું મુખ્ય સ્થાન છે, અને તેના કરતાં મોક્ષરૂપ વૃક્ષને વૃદ્ધિ પમાડવામાં જળસમાન પ્રભાવના વધારે શ્રેષ્ઠ છે.[૭] આ પ્રભાવના યાત્રામાં થઇ શકે છે અને યાત્રા જો તીર્થનાયક હોય તોજ સભવે છે, માટે સંઘ મને અનુજ્ઞા આપે તો હું આ તીર્થ ઉપર તીર્થનાયકની પ્રતિષ્ઠા કરાવું.[૮] મંત્રી વસ્તુપાલે મંમાણખાણથી જે એક શિલા આણેલી છે તે હાલમાં એક ભોંયરામાં અખંડ પડી રહી છે અને તે શિલાને મંત્રીએ સંઘના રક્ષણ તળેજ મૂકી છે, માટે જો સંઘની આજ્ઞા હોય તો તે શિલામાંથી એક મૂળનાયકની પ્રતિમા હું ઘડાવું અથવા બીજી ફલહી મંગાવી ઘડાવું.[૧]"[૯-૧૦]

સમરસિંહના એ વચન ઉપર આચાર્ય મહારાજોએ તથા સંઘપતિ શ્રાવકોએ પણ માંહોમાંહે પ્રથમ વિચાર ચલાવ્યો અને પછી તેઓએ આ પ્રમાણે કહ્યું:[૧૧]–"હે સાધુ સમરસિંહ ! આજકાલ કળિકાળની ભયંકર ઉષ્ણતાથી આ સમગ્ર જગત અત્યંત તપી રહ્યું છે-સંતાપ પામી રહ્યું છે, પણ તેમાં તું એકજ અમૃતના એક તળાવ જેવો શોભે છે.[૧૨] કેમકે આ કળિયુગના દાનવ સૈન્યોથી જે દેવોનો વિનાશ થયો છે અને જેઓ ગતપ્રાણ થયા છે તેઓને પણ પોતાની શક્તિથી સજીવન કરવાને તું ઇચ્છે છે.[૧૩] હે સાધુ ! આવા હેતુથીજ દેશલ પુણ્યશાળીઓમાં મુખ્ય કહેવાય છે. કેમકે આવા કલિકાળમા પણ તીર્થના ઉદ્ધાર કરવાની ઇચ્છાવાળો પુત્ર તેને ત્યાં વિરાજે છે.[૧૪] તું કહે છે તેમ મંમાણપર્વતની શિલા જો કે છે, તો પણ તે કેવળ રત્ન-

તુલ્ય છે અને મંત્રીએ પૂર્વે પુષ્કળ દ્રવ્ય ખર્ચીને તેને આણેલી છે.[૧૫] હાલમાં તેવો સમય નથી કે જેથી શ્રીશત્રુંજયના મંદિરમાં તેની પ્રતિમા કરાવી પ્રતિષ્ઠા કરી શકાય. કેમકે, કળિકાળ કૃતાંતના જેવો દુષ્ટ છે અને તે રત્નોનો દૂષક બને છે.[૧૬] માટે તે તો જેમ રાખવામાં આવી છે તેમજ ભલે રહી, (હમણાં તો) આરાસન (આરસપહાણ)ની શિલામાંથીજ નવી પ્રતિમા તૈયાર કરાવ."[૧૭] સંઘની એ આજ્ઞા સાંભળીને સમરસિંહે મસ્તક ઉપર હાથ જોડીને જાણે પોતાના ભાગ્યરૂપી ગૃહના દ્વારમાં તોરણ બાંધતો હોય તેમ સંઘ પ્રત્યે કહ્યું કે,[૧૮] "મારે સંઘની આજ્ઞા સર્વથા માન્ય છે. કેમકે જિનેશ્વરોને પણ સંઘનો આદેશ પ્રમાણ હોય છે, તો પછી મારા જેવાને પ્રમાણ હોય તેમાં શું આશ્ચર્ય છે"?[૧૯]

## બિંબ માટે ફલહી મંગાવવી

પછી સંઘનો તે આદેશ પ્રાપ્ત કરીને તે પોતાને ઘેર ગયો અને દેશલની આગળ તે સર્વ વૃત્તાંત તેણે જણાવ્યો.[૨૦] દેશલે પણ સંઘની આજ્ઞા માન્ય કરી, જેથી સમરે આરાસન ખાણમાંથી જિનપ્રતિમા માટે શિલા લાવવા માટે પોતાની આજ્ઞા પાળનારા કેટલાએક પુરુષોને રવાના કર્યા.[૨૧] એ પુરુષો સમરસિંહે લખી આપેલી આરાસન ખાણના સ્વામી ઉપરની યોગ્ય વિજ્ઞપ્તિ સાથે લઇને તેમજ પુષ્કળ ભેટો લેઇને હર્ષથી તે તરફ ચાલી નીકળ્યા.[૨૨] તેઓ, ઉત્સાહરૂપ રથમાં બેસી એ દેશના રાજાથી આશ્રિત ત્રિસંગમપુર નામના નગરમાં તત્કાળ જઇ પહોંચ્યા.[૨૩] ત્યાં મહીપાલદેવ નામે રાજા રાજ્ય કરતો હતો, તેણે જન્મથી આરંભીનેજ માંસ, મદિરા કે વિજયા (ભાંગ)નું ભક્ષણ કર્યું ન હતું, તેમજ પોતાના દેશમાં પણ તેણે પ્રજામાં તેનો પ્રચાર અટકાવ્યો હતો.[૨૪] તે પોતાના જીવની પેઠે ત્રસ જીવનો પણ કદી વધ કરતો ન હતો, અને તેના રાજ્યમાં જીવ-

હિંસાનો બોધ આપનાર કોઈ મનુષ્ય ટકી શકતો ન હતો.[૨૫] વળી તેની આજ્ઞાથી રાજ્યમાં કોઇ પણ મનુષ્ય, બકરો, પાડો કે જૂ જેવા હલકા પ્રાણીનો પણ વધ કરી શકતુ ન હતુ, અને ( માંકડનો નાશ કરવા માટે ) ગોદડાં–ગાદલાંને પણ તાપમાં રાખી શકતું ન હતું.[૨૬] તેના રાજ્યમાં જુગાર રમવાને ઠેકાણે પણ પાસા ખેલનારા જુગારીઓ "હું આને મારૂં છું" આવી વાણી કદી બોલી શક્તા ન હતા ( તો પછી પ્રજાઓમાં તો એવી વાણી હોયજ ક્યાંથી ? )[૨૭] તેના ઘોડાઓ પણ હમેશાં ગાળેલું પાણી પીતા હતા, માત્ર કેટલા એક સાધુઓજ પાંચ છ (રાગાદિ કષાયો)નો નાશ કરનારા હતા. અર્થાત તેના રાજ્યમાં અહિંસાનુંજ પ્રાધાન્ય હતુ અને સાધુઓ પણ ચારિત્ર્યવાન હતા.[૨૮] વળી તે રાજા દિવસમાં સદા એક વખતજ ભોજન કરતો હતો, તે શૈવધર્મી હતો છતાં પણ તેની બુદ્ધિ જૈનધર્મમાં દૃઢ હતી.[૨૯] તે પોતાની પ્રજાનું એવા પ્રકારે પાલન કરતો હતો કે જેથી તેની ખ્યાતિ " આ નવો કુમારપાળ છે " એવી જગતમાં પ્રસિદ્ધ થઈ હતી.[૩૦] એનો મુખ્ય મંત્રી સમુદ્રના જેવો ગંભીર પ્રકૃતિવાળો હતો. તેનુ નામ પાતાક હતું. માત્ર આશ્ચર્ય એજ હતુ કે સમુદ્ર જેમ દોષાકર (ચંદ્રમા) ઉપર પ્રીતિ રાખનારો છે તેમ એ મંત્રી દોષાકર ( દોષોના સમુદાય) ઉપર પ્રીતિ રાખનારો ન હતો.[૩૧] સમરસિંહે મોકલેલાં માણસો વિજ્ઞપ્તિ તથા ભેટણાં સાથે લઇને શ્રીમહીપાલદેવને મળવા માટે ગયા.[૩૨] તેઓએ રાણા મહીપાલદેવની આગળ જઇને પ્રણામ કર્યા અને ભેટ અર્પણ કરીને સમરસિંહનો વિજ્ઞપ્તિપત્ર પણ નિવેદન કર્યો.[૩૩] એટલે તુરતજ રાણાશ્રીની આજ્ઞાથી મુખ્ય મંત્રીએ વિજ્ઞપ્તિપત્ર હાથમાં લીધો અને ઉચ્ચ સ્વરે વાંચી સંભળાવ્યો.[૩૪] તે પછી શ્રીમહીપાલરાણાએ તે પત્રનો અર્થ જાણીને પોતાને ઈન્દ્રની લક્ષ્મી પ્રામ

થઇ હોય તેમ મનમાં હર્ષ પામીને આ પ્રમાણે કહ્યું:–૩૫ "ખરેખર, આ સમરસિંહને ધન્ય છે અને તેનો જન્મ પણ સફળ છે. કેમકે આ કળિકાળમાં પણ તેની બુદ્ધિ સત્યયુગને અનુસરનારી છે.૩૬ તેમજ મને પોતાને પણ ધન્ય છે, કે જેના તાબામાં આરાસણ પત્થરની ખાણ છે. જો આ ખાણ મારા તાબામાં ન હત તો આવા પ્રસંગે મારૂં સ્મરણ પણ કોણ કરત ?૩૭ હે પાતાક મંત્રી! સાધુ સમરસિંહ તરફથી આવેલી આ ભેટને તમે પાછી આપી દો. કેમકે આવા ધાર્મિક કાર્યમાં આપણાથી ધન કેમ લેવાય ?૩૮ ધર્મનું તો ધન, પરિવાર તથા જીવિત સુદ્ધાં અર્પણ કરીને પણ ઉપાર્જન કરવામાં આવે છે, તેજ ધર્મને માત્ર આવી ભેટથી આપણે વ્યર્થ કેમ ગુમાવવો જોઇએ ? ૩૯ આપણી ખાણમાંથી પ્રતિમા માટે પાટો ગ્રહણ કરનાર પાસેથી જે રાજાનો કર લેવાય છે પરંતુ હવે એ કરનો પણ હું ત્યાગ કરૂં છું.૪૦ એટલુંજ નહિ પણ આ કાર્ય કરવામાં જે કંઈ જોઇએ તે સર્વમાં હું પોતે સહાય કરીશ અને તેથી આ કાર્યનો પુણ્ય ભાગ મને પણ પ્રાપ્ત થશે."૪૧ એમ કહી તે રાજા સમરસિંહના માણસોને તથા પાતાક મંત્રીને સાથે લઈ આરાસણની ખાણ ઉપર ગયો.૪૨ ત્યા જઇને તેણે આરાસણની પાટો કાઢનારા સર્વ કારીગરોને પોતાની પાસે બોલાવ્યા અને સન્માન-પૂર્વક પ્રતિમા માટે શિલા કઢાવવાના મૂલ્યની આંકણી કરાવી.૪૩ તે વેળા કારીગરોએ પોતાની ઇચ્છાનુસાર જે દ્રવ્યની માગણી કરી તેના કરતાં પણ અધિક દ્રવ્ય આપવાની મહીપાલ રાજાએ ખુશી બતાવી.૪૪ તે પછી શુભ વારે, શુભ મુહૂર્તે અને શુભ નક્ષત્રે મહીપાલ રાજાએ ખાણની પ્રથમ પૂજા કરીને બિંબમાટેની શિલા કઢાવવાનો આરંભ કર્યો.૪૫ તે વખતે સમરસિંહના માણસોએ પણ ભોજન, સુવર્ણના અલંકારો, વસ્ત્ર તથા તાંબૂલ (પાન બીડાં) વગેરે આપીને કારીગરોને

પ્રસન્ન કર્યા.[૪૬] તેમજ બીજી તરફથી મહોત્સવ ચાલુ કરીને સમરસિંહના સેવકોએ, યાચકોને ઇચ્છિત દાન પણ આપ્યાં.[૪૭] ઉપરાંત યોગીઓ તથા રખડતાં ભીખારૂ વગેરેને માટે બીજા ચિંતામણિ સમાન સાર્વજનિક સત્રાલયો (અન્નસત્રો) પણ તેઓએ ખુલ્લાં મૂકયાં[૪૮] એ રીતે સર્વ સમારંભ શરૂ કરાવ્યા પછી પોતાના મંત્રીને ત્યાં રાખીને શ્રીમાન મહીપાલદેવ ત્રિસંગમનગરમાં પાછો આવ્યો.[૪૯] મહિપાલદેવ અને સમરસિંહ હમેશાં મોકલેલા માણસોના જવા–આવવાથી ખબર જાણતા હતા અને કામની સૂચના પણ મોકલતા હતા.[૫૦]બીજી તરફથી કારીગરોએ પણ અત્યંત ઉત્સાહપૂર્વક ખાણ ખોદવાને આરંભ કર્યો જેથી અલ્પ દિવસમાંજ તેઓએ એક શિલાની પાટ બહાર કાઢી.[૫૧] પાણીથી ભીની કરીને એ શિલાની પાટને તેઓએ જોઇ ત્યારે તેના મધ્ય વિભાગમાંજ એક સીધી ફાટ તેઓના જેવામાં આવી,–શિલાને વચ્ચેથીજ તેઓએ ચીરાયલી જોઇ.[૫૨] આ વાત સમરસિંહના જાણવામાં આવી એટલે તેણે (સમાચાર કહેવા માટે) પોતાની પાસે આવેલા માણસોદ્વારા કહેવરાવ્યું કે બીજી નવી શિલા કઢાવો.[૫૩] સમરસિંહના એ કહેવા પ્રમાણે કારીગરોએ ફરીથી એકદમ ઝડપથી શિલા કાઢવાનો આરંભ કર્યો, પણ ઘણીજ ઉતાવળ કરવાથી પાછી બીજી શિલા પણ બે કકડાના રૂપમાંજ બહાર આવી.[૫૪] તે જોઈ રાણાના મંત્રી તથા સમરસિંહના સેવકો ખિન્ન થયા અને અઠ્ઠમ તપ કરવાનો નિશ્ચય કરી દર્ભના આસન ઉપર સંથારો કર્યો.[૫૫] તે પછી ત્રીજી રાત્રે શાસનદેવતા તથા કપર્દી યક્ષ પ્રકટ થઇને મંત્રીને કહેવા લાગ્યાં કે,[૫૬] હે મંત્રીશ્વર! તું સર્વ શ્રાવકોમાં શિરોમણિ છે અને જૈનધર્મનો જાણકાર છે, છતાં તેં આવું અજ્ઞાનીના જેવું આચરણ કેમ કર્યું? અમે બન્ને તારાં સાધર્મિક છીએ, છતાં તેં અમારૂં સ્મરણ પણ કર્યું નહિ અને આ કાર્યનો આરંભ કર્યો; આમ કરવું

તે તને યોગ્ય હતું ?[૫૭-૫૮] જો કે આ કાર્યસિદ્ધિમાં તો સમરસિંહનું ભાગ્યજ સતત અવિચ્છિન્ન છે-જાગ્રત છે; અને તેજ સર્વત્ર પ્રમાણભૂત છે;[૫૯] તો પણ હવે તમે આ પ્રદેશમાંથી બિંબશિલાને બહાર કાઢો." આમ કહીને તે સ્થાન બતાવી તેઓ બન્ને ક્ષણવારમાં અંતર્હિત થઇ ગયાં.[૬૦] બીજે દિવસે પ્રાતઃકાળમાં મંત્રીએ તથા સમરસિંહના સેવકોએ કપર્દીયક્ષનું તથા શાસનદેવીનું પૂજન કરી અઠ્ઠમ તપનું પારણું કર્યું.[૬૧] અને તેઓએ બતાવેલા સ્થાને કારીગરોએ આનંદપૂર્વક ખોદવા માંડ્યું.[૬૨] એટલે તુરતજ દેવના પ્રભાવથી તે સ્થળે સૂત્રધારોના હાથનો સ્પર્શ થતાંજ એક શિલા બહાર નીકળી આવી.[૬૩] એ શિલા ચંદ્રનાં કિરણો જેવી સ્વચ્છ હતી, સ્ફટિક મણિના જેવી ઉજ્જવળ હતી અને સમરસિંહનુ પ્રત્યક્ષ પુણ્ય હોય તેવી દેખાતી હતી.[૬૪] કારીગરોએ તે શિલાને પણ જળમાં પલાળી જોઈ અને તેનો પણ નિર્દોષ હોવાનો નિશ્ચય કર્યો. પછી તેમાંથી તેઓએ એક બિંબને યોગ્ય પાટ ઘડી કાઢી.[૬૫] તે સમયે મંત્રીશ્વરે એક શિલા શુદ્ધ નીકળી છે અને તેમાથી એક પાટ પણ ઘડાઇ ચૂકી છે" આવી ખબર એક માણસદ્વારા સમરસિંહ તરફ મોકલી આપી.[૬૬] એટલે તે માણસે પાટણનગરમાં જઇને દેશલને તથા તેના પુત્રને શિલાપાટની સિદ્ધિ વિષે વધામણી આપી.[૬૭] તે સાંભળી દેશલે પણ વધામણી લાવનારા માણસને બે રેશમી વસ્ત્ર તથા સુવર્ણના દાંત સાથે સુવર્ણની એક જીભ ભેટ તરીકે આપી.[૬૮] અને પછી મોટા આચાર્યોને, સાધુઓને, સાધ્વીઓને, શ્રાવકોને તથા શ્રાવિકાઓને એકત્ર કરી મહોત્સવનો આરંભ કર્યો.[૬૯] વળી તેણે ભાતભાતનાં કીંમતી વસ્ત્રો, સુવર્ણના અલંકારો, પાનબીડાં તથા હારતોરા અર્પણ કરીને યથાયોગ્ય રીતે સંઘનુ સ્વાગત કર્યું.[૭૦] અને જે સ્તુતિપાઠકો તથા ગવૈયાઓ સ્તુતિપાદનાં ચરણો ચોતરફ ગાઇ રહ્યા હતા તેઓને તથા

સમગ્ર યાચકોને પણ પુષ્કળ દાન આપી તેણે સંતોષ્યા.[૭૧] એ પ્રમાણે વધામણું કરીને દેશલે સંઘ આગળ બે હાથ જોડી આવી વિનતિ કરી કે,[૭૨] સંઘના આદેશની કૃપાથી મૂળનાયકની મૂર્તિ માટે એક નિર્દોષ શિલાપાટ તૈયાર થઇ ગઇ છે.[૭૩] માટે તેમાંથી હું પ્રતિમા કરાવું કે વસ્તુપાલ મંત્રીએ આણેલી શિલામાંથી કરાવું? આ વિષે સંઘ ફરી મારા પર કૃપા કરીને મને આજ્ઞા આપે."[૭૪] તે સાંભળી સંઘે પ્રથમ જે પ્રમાણે કહ્યું હતું તેજ પ્રમાણે કહ્યું. કેમકે સજ્જનોનું વચન પત્થર ઉપરની રેખાની પેઠે કદી અન્યથા થતું નથી—બદલાતું નથી.[૭૫] તે સમયે સંઘના આગેવાન પુરુષોએ સમરસિંહને કહ્યું કે, હે સાધુ! શત્રુંજય ઉપરનાં સર્વ દેવમંદિરોનો ઉદ્ધાર કરાવો જોઇએ.[૭૬] કેમકે, મ્લેચ્છ લોકોએ મુખ્ય દેરાસરનો તો નાશ કર્યો છે, પણ તેની આસપાસ રહેલી સર્વ દેહરીઓ સુદ્ધાંનો પણ નાશ કર્યો છે.[૭૭] માટે આપણે બધાય આ પુણ્યકર્મની વહેંચણી કરી લઇએ અને સમસ્ત સંઘ તે કર્મ કરવા માટે સર્વને સૂચના આપે.[૭૮] આ સાભળી તેઓમાં કોઇ એક પુણ્યવાન પુરુષ બોલી ઉઠ્યો કે, શત્રુંજય ઉપરના મુખ્ય દેરાસરનો હું ઉદ્ધાર કરાવીશ, માટે સંઘ તે વિષે મને અનુમતિ આપે.[૭૯] ત્યારે સંઘ બોલ્યોઃ—"જે પુરુષ પ્રતિમા કરાવનારો છે તેજ મુખ્ય દેરાસરનો ઉદ્ધાર પણ ભલે કરાવે, કેમકે જેનુ ભોજન હોય તેનુજ પાન બીડું તે યોગ્ય ગણાય.[૮૦] આ વાતનો એ પ્રમાણેજ નિર્ણય થયો. તે પછી સંઘે તે તે ધર્મકૃત્યની કેટલાએક મુખ્ય પુરુષોને વહેંચણી કરી આપી.[૮૧] અને પછી સર્વેએ સંઘને તથા સંઘના વચનને પ્રમાણ કરીને પોતપોતાને સોંપવામાં આવેલાં કાર્ય કરવામાં ઉત્સાહ બતાવ્યો ને સૌ સૌને ઘેર ગયા.[૮૨] સાધુ દેશલ પણ પ્રભુના આદેશની પેઠે સંઘના તે આદેશને પ્રાપ્ત કરી કેવળ આનંદમગ્ન

બની રહ્યો.[૮૩] તેણે ફરી પણ પાતાક મંત્રી પાસે કેટલુક ધન તથા સેવકોને રવાના કર્યા. કેમકે તેવા કાર્યનો આરંભ કરીને કયો પુરુષ ધનના ખર્ચની ગણત્રી કરે ?[૮૪] બીજી તરફ પાતાક મંત્રીએ પણ જ્યારે તે નિર્દોષ શિલાપાટ ખાણમાંથી નીકળી ત્યારે, કારીગરોને સુવર્ણનાં કંકણ તથા વસ્ત્ર વગેરેનાં દાન આપીને સંતોષ્યા.[૮૫] રાજા મહીપાલ પણ તે બિંબશિલાને નીકળેલી સાંભળીને તેને વધાવવા માટે આનંદપૂર્વક પોતાના નગરમાંથી તે ખાણ ઉપર આવ્યો.[૮૬] તેણે તો પ્રત્યક્ષ ભગવાન નીકળ્યા હોય તેમ માની લઇને કસ્તુરી, કપૂર તથા પુષ્પો વગેરેથી તે શિલાપાટનુ પૂજન કર્યું.[૮૭] મોટાં મોટાં દાનો આપ્યાં, નૃત્ય તથા સંગીતનો આરંભ કરાવ્યો, એકઠાં મળેલા લોકોને પાનબીડા અર્પણ કર્યા અને તે નિમિત્તે મોટો ઉત્સવ કરાવ્યો.[૮૮] તે પછી કારીગરોદ્વારા તે શિલાપાટને રાજાએ ખાણ ઉપરથી નીચે ઉતરાવી અને આરાસણમાં તેનો પ્રવેશમહોત્સવ કરાવ્યો.[૮૯] તે સમયે આરાસણની પાસે આવેલા ગામડાંઓમાંથી અનેક ભાવિક લોકો ત્યાં આવ્યા હતા અને તે શિલાપાટની કપૂર પૂષ્પ વગેરેથી પૂજા કરી રહ્યા હતા.[૯૦] બીજા શ્રાવકોએ પણ ગીત ગાન કરીને, મહા ગંભીર શબ્દોવાળાં વાદિત્રો વગડાવીને તથા હર્ષના કોલાહલો કરીને સર્વ પ્રદેશને કેવળ શબ્દમય કરી મૂક્યો હતો.[૯૧] તે પછી પાતાક મંત્રીને સર્વ યોગ્ય ભલામણ કરીને રાજા મહીપાલદેવ પોતાના નગરમાં ગયો અને મંત્રી પાતાકે મોટા એક રથ ઉપર તે શિલાને ચઢાવીને પર્વત ઉપરથી નીચે ઉતરાવી. તે વખતે તેના આગળ પાછળના માર્ગમાં અનેક પુરુષો વળગેલા હતા, બળવાન ધોળા બળદો તેને ખેંચી રહ્યા હતા, માર્ગમા પગલે પગલે કોદાળી વાળાં માણસો ( ખાડા–ખડીયાવાળી જમીનને) ખોદી રહ્યા હતા અને રથનાં બન્ને પૈડાંઓની ધરીઓ ઉપર અવિચ્છિન્ન રીતે

તેલની ધારાઓ પાડવામાં આવતી હતી. આ રીતે મોટા આરંભથી તે શિલાપાટને મંત્રીએ ઉતરાવી.[૯૨-૯૪] એ મહાન રથ કુમારસેના નામના ગામના ઉપવનની સપાટ જમીન પર જ્યારે આવ્યો ત્યારે ત્યાંથી લગાર પણ આગળ ચાલ્યો નહિ.[૯૫] તે સમયે ત્રિસંગમપુર વગેરે સ્થાનોમાં રહેનારા સંઘે ત્યા આવીને અન્યોન્યની સ્પર્ધાપૂર્વક મોટાં ઉત્સવો કરાવ્યા.[૯૬] બીજી તરફથી મંત્રીએ પાટણ નગર તરફ એક માણસને મોકલીને સાધુને ખબર કહેવરાવી કે, પ્રતિમા માટેની શિલાપાટ કુમારસેના ગામ સુધી આવી પહોંચી છે.[૯૭] આ સાંભળીને સમરસિંહ પણ મેઘનો ધ્વનિ સાંભળીને જેમ મયૂર પ્રસન્ન થાય તેમ પ્રસન્ન થયો.[૯૮] પછી તેણે ઉત્તમ બળદો લાવવા માટે પ્રત્યેક ગામે પોતાનાં માણસો મોકલી દીધાં, ને માણસોએ પણ સર્વ ઠેકાણે તપાસ કરવા માંડી[૯૯] ત્યારે પોતપોતાના ગામમા જેને બળવાન બળદો હતા તેને લઇને સર્વ લોક સમરસાધુ પાસે આવવા લાગ્યા.[૧૦૦] તેઓમાં કેટલાએક ખેડુતો હતા, કેટલાએક રજપૂતો હતા, કેટલાએક બ્રાહ્મણો હતા અને કેટલાએક શ્રાવકો હતા. તેઓ સર્વે અત્યંત સ્પર્ધાપૂર્વક પોતપોતાના બળદોને સમરસિંહ પાસે મૂકતા હતા.[૧૦૧]સાધુ સમરસિંહ પણ તે બળદોની ઘણી મોટી કીંમત આપતો હતો. તે જોઇને કેટલાએક મિથ્યાદષ્ટિ મનુષ્યો પણ આ પ્રમાણે કહેતા હતાઃ–[૧૦૨]'અહો ! ધન્ય છે આ ગૂર્જરભૂમિને, જેમા ધર્મમંદિરના સૂત્રને ધારણ કરનારો સાધુશ્રેષ્ઠ સમરસિંહ રહે છે.[૧૦૩] જો આ સમરસિંહ ન હત તો આજકાલના સમયમાં મ્લેચ્છોએ નાશ પમાડેલા શત્રુંજય મહાતીર્થનો ઉદ્ધાર કેમ થાત?[૧૦૪] અહો ! ધન્ય છે સમરસિંહની માતાને, જેણીએ રોહણાચળની ભૂમિ જેમ રત્નને જન્મ આપે છે તેમ, જગતના ભૂષણરૂપ સમરસિંહ પુત્રને જન્મ આપ્યો છે.[૧૦૫] તેમજ ધન્ય છે સમરસિંહના પિતાને

કે જેણે આવા પુત્રને ઉત્પન્ન કર્યો છે. કેમકે આ કળિકાળ રૂપ કૂવામાં ડુબી જતા ધર્મનો ( આ સમરસિંહે ) ઉદ્ધાર કર્યો છે.[૧૦૭] ખરેખર લોકોત્તર ચરિત્રવાળા આ સમરસિંહના દર્શન કરીને આપણે આ સમયે કૃતાર્થ થયા છીએ. કેમકે સત્પુરુષોનું દર્શન સર્વને પવિત્ર કરનારૂ હોય છે.[૧૦૮] હે સમરસિંહ! આ ધર્મકાર્યને માટે તમે આ બળદોને સ્વીકારો અને યોગ્યનો યોગ્ય કાર્યમાં ઉપયોગ થવા દો, તમે આ કાર્ય કરીને લોકમાં પ્રસિદ્ધ થાઓ.[૧૦૯] *ઘણા મૂલ્યથી પણ તમારૂં પ્રયોજન પ્રાપ્ત થાય તેમ નથી. કોઇ પણ માણસ એક પોળીથી અરઘટ્ટ ખરીદ કરતો નથી.[૧૧૦] એ પ્રકારે સર્વ લોકોનું કહેવુ સાંભળીને વિચારવેત્તા સમરસિંહે મનમાં વિચાર કરીને તુરતજ સારા સારા વીશ બળદો તેઓ પાસેથી ગ્રહણ કર્યા.[૧૧૧] તે વખતે જેઓના બળદ તેણે લીધા નહિ તેઓ જાણે શરમાયા હોય તેવા થઇ ગયા અને ( ઇષ્ટ વસ્તુ નહિ મળવાથી ) યાચકોની પેઠે નિરાશ થયા.[૧૧૨] સમરસિંહે પણ જોઈ લીધુ કે, જેઓના બળદ તેણે લીધા ન હતા તેઓ ઘણાજ શરમાઇ ગયા છે; જેથી તેણે અમૃત જેવી મીઠી વાણીથી કહ્યું કે હે મહાનુભાવો ! તમારે ખેદ કરવો યોગ્ય નથી. કેમકે તમે ધર્મ નિમિત્તે પોતાના બળદોને અહિં લાવ્યા તેથી તમે ધર્મજ ઉપાર્જન કર્યો છે.[૧૧૩-૧૧૪] પુણ્ય સંપાદન કરવામાં ભાવના એજ મુખ્ય કારણ છે અને એ ભાવના તમારામાં પરિપૂર્ણ છે. વળી શાસ્ત્ર કહે છે કે, દાનદાતા મનુષ્યને જેટલું પુણ્ય મળે છે તેટલુજ પુણ્ય દાનમા અનુમોદન આપનારાને પણ મળે છે.[૧૧૫] એમ કહીને સમરસિંહે, ભોજન પાન-બીડાં વગેરે આપીને તેઓનું સન્માન કર્યું અને બળદોના તે તે સ્વામીઓને ઘેર જવા માટે રજા આપી.[૧૧૬] પછી તેણે એક ગાડું કેટલા એક બળદો તથા માર્ગમાં ઉપચાર

* આ શ્લોક કંઇક અસંબદ્ધ હોય તેમ લાગે છે.

ફરવામાં તત્પર રહે તેવા પુરુષોને કુમારસેના ગામ તરફ મોકલી દીધા. ૧૧૭ પાતાક મંત્રી લોખંડથી જડેલા મજબૂત અને વિશાળ તે ગાડાને જોઇને જાણે મોટો એક રથ આવ્યો હોય તેમ માનીને અત્યંત આનંદ પામ્યો. ૧૧૮ પછી તે ગાડામાં તેઓએ શિલાપાટને જેવી ચઢાવી કે તુરતજ તે (ગાડું) જાણે જીર્ણ હોય તેમ ભાંગીને ભુક્કો થઇ ગયું. ૧૧૯ તે જોઇ મંત્રી ખેદ પામ્યો. તેણે ફરીથી બીજું એક મજબૂત ગાડું સમરસિંહ પાસેથી મંગાવી લીધુ. ૧૨૦ અને તે ગાડામાં પણ પેલી શિલા જેવી ચઢાવી કે તુરતજ તે પણ ભાંગી પડ્યું. અથવા ખરું છે કે દેવનો ભાર ઉપાડવાને કોણ સમર્થ થાય? ૧૨૧ તે પછી ફરીથી મંત્રીએ માણસો મોકલીને સમરસિંહને આ વાત જણાવી અને તેણે પણ "નહિ કંટાળવું તે લક્ષ્મીનુ મૂળ છે" એમ માનીને બીજું ગાડું મોકલી આપ્યું. ૧૨૨ પણ એ ગાડાનીયે એજ દશા થઈ. જેથી ચિંતાતુર થઇ મંત્રીએ માણસ મોકલીને સમરસિંહને ખબર આપી. ૧૨૩ ત્યારે એ વૃત્તાંત જાણીને સમરસિંહ ચિંતારૂપ લતાની જાળમાં સપડાયો અને વ્યાકુળ થયો. ૧૨૪ તેને ચિંતા થવા લાગી કે સર્વ પ્રદેશોમાં ઘણો તપાસ કરીને જે જે દુર્લભ ગાડાંઓ મેળવ્યાં હતા તેઓ સર્વે જ્યારે ભાંગી પડ્યા, ત્યારે હવે બીજું ગાડુ ( જે ન ભાંગે તેવું હોય તે ) ક્યાંથી મેળવવું ? ૧૨૫ આ શિલા મોટા રથમાં આવતી નથી, ગાડાંઓમાં આવતી નથી તેમ પુરુષોની ખાંધ ઉપર પણ આવતી નથી, તો પછી મારા પિતાનો મનોરથ કેમ સફળ થશે ? "૧૨૬ આ રીતે સાધુ સમરસિંહ ચિંતારૂપી સમુદ્રમાં ડુબકાં ખાતો હતો, અને તેમાં ડૂબી જવાનો જાણે ભય લાગ્યો હોય તેમ, તેના નેત્રમાંથી નિદ્રા પણ ચાલી ગઇ. ૧૨૭ પછી તેનું ચિત્ત ચિંતાને લીધે અત્યંત વ્યાકુળ બની ગયું ત્યારે શાસનદેવીએ પ્રત્યક્ષ

સ્વરૂપમાં આવીને કહ્યું કે, તું ખેદ કર મા. ઝંઝા નામે ગામમાં જે એક દેવી છે તેની યાત્રા માટે એક ગાડું કરાવવામાં આવ્યું છે. તે દેવતાથી અધિષ્ઠિત છે અને મજબૂત છે. १२८-१२९ એટલુંજ નહિ પણ યાત્રા વખતે પચાસ માણસો તેના ઉપર બેસે છે તો પણ તે ગાડું બે કોશ જેટલે અંતરે જોડેલા માત્ર બે બળદો વડે ચાલ્યું જાય છે. १३० આ ગાડું પોતાના ભક્તને ઉપદેશ કરીને દેવી પોતે તને આપશે, જેથી તારો મનોરથ સિદ્ધ થશે. १३१ શાસન દેવીનું આ વચન સાંભળી સમરસિંહ પોતાના આત્માને જગતમાં સર્વાધિક માનવા લાગ્યો. અથવા માર્ગભ્રષ્ટ થયેલો-માર્ગે ભૂલો પડેલો કયો મનુષ્ય ફરી માર્ગમાં આવીને આનંદ ન પામે ? १३२ તેણે પ્રાતઃકાળમાં પોતાના પિતા આગળ જઈને દેવીનો તે સર્વ આદેશ કહી સંભળાવ્યો એટલે તેનો પિતા પણ દેવીના દર્શનથી પોતાના પુત્રને ભાગ્યશાળી માનવા લાગ્યો. १३३ તે પછી એ ગાડું લાવવા માટે સમરસિંહે તૈયારી કરી કે તેજ સમયે દેવીએ મોકલેલો દેવીનો એક પુજારી તેની પાસે આવ્યો અને બોલ્યો:—"દેવીએ મને આજ્ઞા કરી છે કે સમરસિંહ પાસે જઇને તું કહે કે, મારા ગાડા વડે સુખેથી તે શિલા પોતાના ઇષ્ટ સ્થાને જઈ પહોંચશે, १३४-१३५ માટે હે સાધુ! દેવીએ આપેલા આ ગાડાને તું ભાડા વિનાજ લઈ લે; દેવીની કૃપાથી તારા સર્વ મનોરથો સિદ્ધ થશે." १३६ સાધુ સમરસિંહે દેવીના તે ભક્તને વસ્ત્ર-અલંકાર વગેરે આપીને સારી રીતે સંતોષ્યો અને પછી ગાડા માટે તેની સાથે પોતાના માણસોને રવાના કર્યા. १३७ તેઓ, દેવતાથી અધિષ્ઠિત અને મજબૂત એવું તે ગાડું લઇને કુમારસેના ગામમાં જઇ પહોંચ્યા અને તે ગાડું મંત્રીને સુપ્રત કર્યું. १३८ પછી મંત્રી વગેરે સર્વ પુરુષોએ તે ગાડાને શિલાપાટની આગળના ભાગમાં સજ્જ કર્યું અને તેના ઉપર એ શિલાપાટ જેવી ચઢાવવા માંડી કે એની મેળેજ

તે ઉંચકાઈ રહી, અને અતિ અલ્પ પ્રયાસે મંત્રીએ કારીગરો પાસે તે શિલાપાટને ગાડા ઉપર સુખેથી ચઢાવી દીધી.[૧૩૯-૧૪૦] તે વેળા રેતીના સમુદ્રરૂપ દુસ્તર માર્ગમાં સહેલાઇથી તરવા જવા માટે તે શિલાપાટે મજબૂત પાટીયામાંથી બનાવેલ તે ગાડારૂપ વહાણનો જાણે આશ્રય કર્યો હોય તેમ લાગતું હતું.[૧૪૧] પછી મંત્રીશ્વર પાતાકે શુભ મુહૂર્તે તે ગાડામાં વીશ બળદો જોડી દીધા અને સો માણસો તેને વળગાડીને ત્યાંથી ચાલતું કર્યું.[૧૪૨] તેમજ પોતાના દેશના સીમાડા સુધી મોટા ઉત્સવપૂર્વક પોતે સાથે આવીને મંત્રી પાતાક ત્યાંથી ફર્યો. [૧૪૩] માર્ગમાં કોદાળીઓ વાળાં માણસો ખાડા ખડીયાઓ પૂરી દઇને રસ્તો સપાટ કર્યે જતા હતા તેથી એ ગાડું દેવથી પ્રેરાયું હોય તેમ વેગથી આગળ ચાલવા માંડ્યું. [૧૪૪] માર્ગે જતાં ઠેક ઠેકાણે અને પગલે પગલે તે શિલાપાટનું લોકો પૂજન વંદન કરતા હતા અને એમ કરતાં કરતાં અનુક્રમે તે શિલાપાટ 'ખેરાલૂ' નામના નગર સમીપ આવી પહોંચી. [૧૪૫] જ્યારે તે શિલાપાટ ત્યાં આવી ત્યારે એ નગરમાં રહેનારા સંઘે તેનું પૂજન કરીને તેનો પ્રવેશમહોત્સવ કર્યો. [૧૪૬] પછી બીજે દિવસે ત્યાંથી તે આગળ ચાલી અને કેટલેક દિવસે સુખેથી **ભાંડુ** ગામની સમીપ આવી પહોંચી. [૧૪૭] સાધુ દેશલે પોતાની એ શિલાપાટને ત્યાં સુધી આવેલી જાણી એટલે તે તથા તેનો પુત્ર બન્ને જણા તેનાં દર્શન કરવા માટે ઉત્કંઠિત બન્યા. [૧૪૮] અને તેજ સમયે શ્રી **સિદ્ધસૂરીને** તથા પાટણના સર્વ નાગર લોકને સાથે લઇ દેશલ **ભાંડુ**ગામ ભણી ગયો. [૧૪૯]ત્યાં જઇને તેણે જોયું કે શિલાપાટ અત્યંત શુદ્ધ છે અને ચંદ્રની કાંતિ સમાન ઉજ્જવળ છે, ત્યારે તેનાં નેત્રરૂપ ચંદ્રકાંત મણિમાંથી આનંદના અશ્રુઓ રૂપ અમૃત ગળી પડ્યું—શિલાપાટને જોઇને દેશલનાં નેત્રોમાંથી હર્ષાશ્રુ ગળી પડ્યાં [૧૫૦] અને તેનાં નેત્રો હર્ષથી પ્રફુલ્લ

થઇ ગયાં. પછી તેણે કુંકુમ, કપૂર તથા ચંદન વગેરેથી શિલાપાટની પૂજા કરી. ૧૫૧ તે વખતે હજારો ગવૈયાઓ તથા હજારો સ્તુતિપાઠકો ત્યાં એકઠા મળ્યા હતા, જેથી સમરસિંહે પિતાની આજ્ઞા પ્રમાણે વસ્ત્ર વગેરે આપીને તેઓનું સન્માન કર્યું. ૧૫૨ બીજા લોકોએ પણ ચંપો, આસોપાલવ, કેવડો તથા બોરસળી-વગેરે પુષ્પોથી અત્યંત પ્રસન્ન ચિત્તે તે શિલાપાટનું પૂજન કર્યું. ૧૫૩ અને "ભવિષ્યકાળની વસ્તુમાં ભૂતવદ્ ઉપચાર થઇ શકે છે" આવા વ્યાકરણ શાસ્ત્રના વચનને તેઓએ સત્ય કરી બતાવ્યું. અને તે શિલાપાટને ભવિષ્યમાં થનારા જિન માની માણુસો પૂજવા લાગ્યા ૧૫૪ વળી તે વખતે વાદિત્રોના ધ્વનિઓથી, ગીતગાનના શબ્દોથી અને લોકોના કોલાહલથી અત્યંત ગાજી રહેલી દિશાઓ જાણે દેશલનાં ગુણગાન કરતી હોય તેમ લાગતું હતુ. ૧૫૫ વળી તે સમયે પાટણનગરમાં તેવો કોઈ પણ બાળક, યુવાન્ કે વૃદ્ધ મનુષ્ય ન હતો, જેણે એ શિલાપાટનાં દર્શન કર્યાં ન હોય. સર્વ મનુષ્યો પણ એકી સાથે આનંદ પામીને સાધુ દેશલને તથા તેના પુત્રને ધર્મોદ્ધારક તરીકે સ્તુતિપાઠકોની પેઠે સ્તવી રહ્યા હતા. ૧૫૬ પછી દેશલે સર્વને સમાન રીતે ભોજન આપ્યું તથા પરમ હર્ષથી સાધર્મિકોનું વાત્સલ્ય કર્યું. ૧૫૭-૧૫૮ તેમજ સર્વ કારીગરોને, માર્ગ સાફ કરનારાઓને, સાથે આવેલાં બીજા માણુસોને, બળદોને તથા સારથિઓને પણ સુવર્ણના અલંકાર વગેરે આપીને સંતોષ્યા. ૧૫૯ પછી ઠેકઠેકાણે ભાટચારણોએ ગવાતી પોતાની ગુણાવલીને સાંભળતા દેશલે શિલાપાટને આગળ ચલાવી અને પોતે પોતાના ગુરુ, કેટલાએક સ્તુતિપાઠકો તથા બીજા લોકોની સાથે પોતાને ઘેર આવ્યો ૧૬૦-૧૬૧ પેલી શિલાપાટ પણ દરેક ગામ, દરેક નગર તથા દરેક ગોકુળમાં થઇને પાટણ તરફ ચાલવા લાગી અને માર્ગમા તે તે ગામ-નગરોના સંઘોએ સ્પર્દ્ધાપૂર્વક આવીને તેની પૂજા કરવા માંડી. ૧૬૨ તે પછી એ શિલાપાટ જેમ જેમ આગળ ચાલવા માંડી તેમ તેમ તેના આ-

ગળથી કલિયુગનો સમૂળગો નાશ થતો ચાલ્યો. ૧૬૩ માર્ગમાં જતાં જ્યાં સપાટ પ્રદેશ આવતો હતો ત્યાં તેની પાછળ ચાલનારા લોકો ધારતા હતા કે હવે તો બે કોશ સુધી આ ગાડું દોડતું જશે, ૧૬૪ પરંતુ એ સ્થળે દૈવના પ્રતાપથી એક પગલું પણ તે ગાડું આગળ (વધારે) ચાલતું ન હતું અને જ્યાં વિષમ (ચડઉતર) માર્ગ આવતો હતો તેમજ રેતીથી ભરપૂર હોઇને ચઢતો માર્ગ જણાતો હતો ત્યાં તેની પાછળ ચાલનારા લોકો ધારતા હતા કે આ સ્થળે તો એક કોશનો માર્ગ હોવા છતાં આ ગાડું ભાગ્યે દશેક દિવસેજ આગળ નીકળશે, પણ તેવે સ્થળે તો ચુનાની છોબંધ જમીન ઉપર જેમ ગોળી દોડી જાય તેમ તે ગાડું અનાયાસે લગભગ ચાર કોશ જેટલું આગળ નીકળી જતું હતું. ૧૬૫-૧૬૮ એ રીતે માર્ગને કાપ્યે જતી અને લોકો વડે હંમેશાં પૂજાતી તે શિલા શત્રુંજય પર્વતની તળેટીમાં જઇ પહોચી. ૧૬૯

## ફલહીનું શત્રુંજય ઉપર ચઢાવવું.

તે વખતે પાદલિપ્ત (પાલીતાણા) નગરનાં સંઘે તેનો પ્રવેશમહોત્સવ કર્યો અને સાધુ દેશલના પરિવારે અવિચ્છિન્ન વધામણું કર્યું. ૧૭૦ તે પછી વધામણું કરનારા માણસોએ તેજ સમયે સાધુ દેશલ પાસે જઇને ખબર આપી કે, શિલાપાટ શત્રુંજય પર્વતની સમીપ જઇ પહોંચી છે. ૧૭૧ આ વાત સાંભળીને સાધુ દેશલે પણ તેજ સમયે, એ માણસોને ત્યાંથી પાછા મોકલીને સંદેશો કહાવ્યો કે, શિલાપાટને પવર્તની ઉપરના ભાગમાં ચઢાવી દો." ૧૭૨ તેમજ સર્વ કળા જ્ઞાનમાં કુશળ ધરાવનારા સોળ કુશળ કારીગરોને પ્રતિમા ઘડવા માટે પાટણમાંથી રવાના કર્યા. ૧૭૩ વળી જેને નવ સોરઠ દેશના અધિપતિ મંડલિક રા 'કાકા' કહેતા હતા તે બાલચંદ્ર નામના મુનિને જૂનાગઢથી દેશલે માણસો મોકલીને સત્વર શત્રુંજય ઉપર તેડાવ્યા. ૧૭૪-૧૭૫ અલ્પજ્ઞાનરૂપ અંધકારથી

છવાયલા મનવાળાં લોકોને જ્ઞાન પ્રકાશ અર્પણ કરવામાટે ચંદ્રના જેવા બાલચંદ્ર મુનિ પણ ત્યાં જઇ પહોંચ્યાં. ૧૭૬ તેમણે કારીગરોદ્વારા શિલાપાટને ગાડા ઉપરથી ઉતરાવી અને તેને કંઇક હલકી કરાવીને પર્વત ઉપર ચઢાવવાને યોગ્ય કરાવી. ૧૭૭ તે પછી ખાંધે ભાર ઉપાડનારા ચોરાશી પુરુષોને દાન વગેરેથી પ્રસન્ન કરીને એકઠા કર્યા. ૧૭૮ એટલે તેઓએ યુકિતથી લાકડીઓ દોરડાં વગેરેથી શિલાપાટને બાંધી ખાંધે ઉપાડનારા સર્વ પુરુષોના ખભા ઉપર મૂકી. ૧૭૯ પછી તેઓ ઘણીજ ઝડપથી તેને પર્વત ઉપર ચઢાવવાને ચાલવા લાગ્યા અને સાધુ દેશલની પવિત્ર કીર્તિને જાણે ઉપર લઇ જતા હોય તેમ જણાવા લાગ્યા. ૧૮૦ જ્યારે ભોજન કરવાનો સમય થતો હતો અને તેઓ ભુખ્યા થઇને જ્યાં વિશ્રાંતિ લેતા હતા ત્યાં સાધુના માણસો તેઓને યથેષ્ટ ભોજન આપતા હતા. ૧૮૧ એ પ્રમાણે પગલે પગલે પૂજાતી તે મહાન શિલાપાટ, ૭ દિવસે ઉપર ચઢી રહી. ૧૮૨ પૂર્વે જાવડિએ ૭ મહિને પોતાનું તથા પોતાની સ્ત્રીનું શરીર ટેકવી ટેકવીને જ્યાં આદિનાથની પ્રતિમાને ચઢાવી હતી, ત્યાંજ સાધુ દેશલની એ શિલાપાટ દેવની કૃપાથી માત્ર ૭ દિવસેજ પહોચી ગઇ ૧૮૩–૧૮૫

## બિંબનું ઘડવું

તે પછી ઉત્તમ કારીગરોએ દેવમંદિરના તોરણદ્વારના આગળના ભાગમાં તે શિલાપાટને ઘડવી શરૂ કરી. ૧૮૬ તે વખતે ટાંકણાના આઘાતથી બિંબમાંથી જે શબ્દ નીકળતો હતો તે પાપરૂપી હાથીને સિંહની ગર્જના જેવો ભયંકર જણાતો હતો અને શિલાપાટમાંથી ટાંકણાના આઘાતથી ઉજ્જવળ રજકણો નીકળતા હતા તેઓ પુણ્યરૂપી દૂધના સ્વચ્છ ફીણ હોય તેવા જણાતા હતા. ૧૮૭–૧૮૮ તેમજ ટાંકણાંના આઘાતથી ઉડતી શ્વેત રજ દેશલના યશરૂપી કપૂરના ચૂર્ણની પેઠે ચારે દિશાઓમાં ઉછળતી હતી. ૧૮૯ બાળચંદ્ર મુનિ, જે સર્વ વિદ્યા-

ઓમાં કુશળ હતા તે હમેશાં એકાંતરે આહાર કરીને તેઓને (કારીગરોને) શિખામણ આપ્યા કરતા હતા. ૧૯૦ પછી પ્રતિમા જ્યારે બરાબર ઘડાઈ ગઇ, તેને ઘસીને લીસી કરવામાં આવી અને તે તેજસ્વી અને વિચિત્ર જણાવા લાગી ત્યારે બાલચંદ્ર મુનિએ તુરતજ તેને કોઇ મુખ્ય સ્થાને લેવડાવી લીધી. ૧૯૧ તે વખતે કેટલાએક ખળપુરૂષો, જેઓ કળિયુગના પ્રભાવથી અસહનશીલ હતા તેઓ, ધર્મકાર્યમાં પણ ઇર્ષા કરવા લાગ્યા. કેમકે ખળપુરુષો તેવાજ હોય છે. ૧૯૨ કળિયુગ તો ખળની પેઠેજ અનાર્યપણાથીજ ભરેલો છે અને સજ્જનોમાં કોઇ પ્રકારનો દોષ ન હોવા છતાં પણ તેઓ પર દોષારોપ કરે છે. ૧૯૩ આવા કારણથી કેટલાએક સજ્જનો પણ કળિયુગમાં રહેવાના સંસર્ગથી તેના સ્વભાવને પામે છે. કેમકે આંબો પણ લીંબડાના સંગથી શું કડવો થતો નથી? ૧૯૪ પરંતુ પવિત્રાત્મા દેશલના પુણ્ય પ્રતાપથી, સાહણપાલના બુદ્ધિવૈભવથી તથા સમરસિંહના સત્ત્વથી તે ખળપુરુષો પણ પોતાની મેળેજ આવીને હર્ષપૂર્ણ થઇને સાધુ (દેશલ) ઉપરની દુર્જનતાથી રહીત થયા અને ઉલટા તેનુ કાર્ય કરનારા થઇ પડયા. ૧૯૫–૧૯૬ પછી બાલચંદ્ર મુનિએ ભગવાનની પ્રતિમાને મૂળસ્થાને મૂકીને શ્રીપાટણનગરમાં સાધુ દેશલને ખબર મોકલી. ૧૯૭ એટલે દેશલ આનંદ પામીને પોતાના પુત્ર સમરને કહ્યું કે હે પુત્ર! બિંબ તૈયાર થઇ ગયું છે અને તેને પોતાને સ્થાને હાલ મૂક્યું છે, જેથી આપણી ઇચ્છા હવે સિદ્ધ થઈ છે. ૧૯૮ માટે ચાર પ્રકારના સંઘની સાથે ત્યાં યાત્રાએ જઇને જો આપણે તેની પ્રતિષ્ઠા કરીએ તો ખરેખર કૃતકૃત્ય થઇએ. ૧૯૯ આગલી વાત થયા પછી તે બન્ને પિતા પુત્ર પોષધશાળામાં ગુરુ શ્રીસિદ્ધસૂરિને વંદન કરવા માટે ગયા. ૨૦૦ ત્યાં જઇને તેઓએ પ્રણામપૂર્વક કહ્યું કહ્યું કે, આપ પૂજ્યના ઉપદેશ રૂપ જળસિંચનથી અમારૂં આશારૂપી વૃક્ષ અંકુરિત થયું હતુ તે નિરંતર આપનાં ઉપદેશામૃતથી સિંચાઈ સિંચાઇને હાલમાં બિંબના

મૂળસ્થાને સ્થાપનથી ફળીભૂત થયું છે. ૨૦૧-૨૦૨ તો હે પ્રભુ ! તેની પ્રતિષ્ઠા કરવાના અમારાં ઉત્તમ દોહલાને હવે તમે તુરતજ સફળ કરો. ૨૦૩ તેમજ હે ભગવન્ ! છેદ્યકથી માંડીને કલશ પર્યંત મુખ્ય દેરાસરના શિખરનો ઉદ્ધાર પરિપૂર્ણ કરાવ્યો છે.૨૦૪ અને દેવની જમણી બાજુ ચોવીશ ભગવાનોથી યુકત અષ્ટાપદ સમાન દેખાવનું એક નવું દેરાસર પણ કરાવ્યું છે.૨૦૫ વળી બલાનક મંડપનો ત્રિભુવન્ સિંહે પોતાના પૂર્વજોનો ઉદ્ધાર કરવા માટે ઉદ્ધાર કરાવ્યો છે. ૨૦૬ અને તે જ સત્પુરુષે ચાલુ સમયમાં પૃથ્વી પર વિહાર કરી રહેલા (વિહરમાન) અરિહંતોનું પણ એક નવું દેરાસર મૂળનાયકજી ભગવાનના પાછળના ભાગમાં બંધાવ્યું છે.૨૦૭ તેમજ નિર્દોષ બુદ્ધિવાળા સ્થિરદેવના પુત્ર સાધુ લંઢુકે, નાની નાની ચાર દેહરીઓ બંધાવી છે. ૨૦૮ અને જૈત્ર તથા કૃષ્ણ નામના બે સંઘપતિઓએ જિનબિંબથી યુકત મુખ્ય આઠ દેહેરીઓ કરાવી છે.૨૦૯ વળી સાધુ પૃથ્વીભટની જાણે કીર્તિ હોય તેવા સિદ્ધ કોટાકોટિના ચૈત્યને મ્લેચ્છ લોકોએ પાડી નાખ્યું હતું તેનો પણ હરિશ્ચંદ્રનો પુત્ર સાધુ કેશવ, જે મહાભાગ્યશાળી છે અને ઉત્તમ ગુણોનો આધાર છે તેણે ઉદ્ધાર કરાવ્યો છે ૨૧૦-૨૧૧ તેમજ જે કોઇ અન્ય દેહેરીઓનો ચૂનો વગેરે ઉખડી ગયો હતો, તે સર્વને કોઈ કોઇ પુણ્યશાળી પૂરુષે કરાવી છે.૨૧૨ એ રીતે શત્રુંજય ઉપરનાં સર્વ સ્થાનકો પૂર્વની પેઠે મૂળ સ્થિતિમાં આવી ગયાં છે અને તેવું એક પણ સ્થાન કોઇ ઠેકાણે નથી કે જેનો ભંગ થયો હોય એમ કોઇ જાણી શકે ૨૧૩
સર્વ અરિહત ભગવાનોના કળશની તથા દંડની પ્રતિષ્ઠા અમારે કરવી છે. "૨૧૪

તે સાંભળી ગુરુ બોલ્યા—" હે સાધુ ! પ્રતિષ્ઠા માટેનુ મુહૂર્ત્ત જ્યારે ઉત્તમ હોય, ત્યારે તે કરવી જોઇએ, જેથી તે સ્થિર થાય."

૨૧૫ પછી અત્યંત ગુણવાળા કેટલાએક આચાર્યોને તથા જ્યોતિષ શાસ્ત્રને જાણનારા બ્રાહ્મણોને એકઠા કરવામાં આવ્યા, કે જેથી મુહૂર્તની બરાબર શુદ્ધિ જોવામાં આવે.૨૧૬ પછી સાધુ દેશલે ઉત્તમ દિવસે તથા શ્રેષ્ઠ મુહૂર્તે મુખ્ય આચાર્યોને તથા બીજા જ્યોતિષીઓને પણ બોલાવ્યા અને શ્રેષ્ઠ એવા સર્વ શ્રાવકોને પણ બોલાવીને તેઓની એક સભા ભરી તથા અનાકુળ થઇ સર્વને ઉચ્ચ આસને બેસાડ્યા. ૨૧૭-૨૧૮ પછી ઉભા થઇ બે હાથ જોડીને દેશલે જ્યોતિર્વેત્તાઓમાં શ્રેષ્ઠ આચાર્યમહારાજને પ્રાર્થના કરી કે, હે પ્રભો! કોઇ શુભ મુહૂર્ત શોધી આપો."૨૧૯ આ સાંભળી તે સર્વ શાસ્ત્રવેત્તાઓ વારંવાર માંહોમાંહે અનુવાદ કરવા લાગ્યા અને આખરે તેઓએ એક નિર્દોષ મુહૂર્તનો નિર્ણય કરી તેને જાહેર કર્યું.૨૨૦ એ લગ્ન સર્વને સંમત થયું એટલે દેશલે એક મુખ્ય જ્યોતિષ શાસ્ત્રી પાસે તુરતજ લગ્નપત્રિકા લખાવી. ૨૨૧ જે લગ્નપત્રિકા કંકુના છાંટણાંથી છંટકાયલી હોઇને સાધુ દેશલના ધર્માનુરાગરૂપી સમુદ્રના તરંગોની છોળોથી જાણે છટકાઇ હોય તેવી શોભતી હતી.૨૨૨ જ્યોતિષશાસ્ત્રીએ તે લગ્નપત્રિકા કલ્યાણરૂપ નિધિના લાભ માટે જાણે એક સિક્કો હોય તેમ સાધુ દેશલના હાથમાં અર્પણ કરી.૨૨૩ તે પછી સાધુ સમરે આચાર્ય મહારાજોના ચરણ ઉપર ચંદનનું તિલક કરીને તેમના મસ્તકનું કપૂરના પરાગથી પૂજન કર્યું અને તેમને વંદન કર્યું.૨૨૪ તેમજ બીજા જ્યોતિર્વેત્તાઓના લલાટમાં કાલાગરુના તિલક કરીને તેઓને ઉત્તમ વસ્ત્રો, દ્રવ્ય તથા પાનબીડાં અર્પણ કરી સન્માન આપ્યું. ૨૨૫ શ્રાવકોને ચદનના તિલક અને કુસુમાદિથી વિભૂષિત કરી તથા કપૂર સહિત પાનના બીડા આપી સંતુષ્ટ કર્યાં. તે સમયે સ્તુતિપાઠકો પણ દેસલના યશોગાન ગાવા લાગ્યા ને કીર્તિપાઠ ભણવા લાગ્યા. એ રીતે મુહૂર્તસબંધી

મહોત્સવ કરીને તેમજ યાચકોને દાન-માનાદિથી સંતોષીને સાધુ દેશલે બહુમાનપૂર્વક સંઘને વિદાયગીરી આપી. ૨૨૬-૨૨૭

## સંઘનું પ્રયાણ

પછી પ્રતિષ્ઠાનો સમય પાસે આવ્યો એટલે દેશલે સર્વ દેશોમાંથી સંઘને બોલાવવા માટે કોઈક ઠેકાણે પોતાના કુટુંબીઓને વિજ્ઞપ્તિપત્ર આપીને મોકલ્યા, કોઈક ઠેકાણે પોતાના પૌત્રોને મોકલ્યા, કોઈક ઠેકાણે પોતાના સલાહકારોને તથા બીજા પુરુષોને રવાના કર્યા અને પોતે પ્રત્યક્ષ રથના જેવું અને યાત્રાને માટે યોગ્ય એવું એક ચિત્ર વિચિત્ર દેવાલય તૈયાર કરાવ્યું. ૨૨૯-૨૩૧ એ દેવાલયને પૌષધશાળામાં લઈ જઈને ગુરુ શ્રીસિદ્ધસૂરિ પાસે તેના પર વાસક્ષેપ નંખાવ્યો. ૨૩૨ અને પછી દેશલે શુભવારે તથા શુભ નક્ષત્રે દેવાલયના પ્રસ્થાનનો મનમાં વિચાર કર્યો. ૨૩૩ તે દિવસ જ્યારે સમીપ આવ્યો ત્યારે પ્રયાણને સાધવાની ઇચ્છાવાળા દેશલે પૌષધશાળામાં જઈને સર્વ સંઘને એકઠો કર્યો. ૨૩૪ જેમ પ્રથમથીજ અત્યંત ઉત્કંઠિત ચિત્તવાળી બાળાને મયૂરનો શબ્દ વધારે ઉત્કંઠિત કરે તેમ પોતાની મેળેજ અત્યંત ઉત્સુક સંઘ તુરત એકઠો થયો. ૨૩૫ પછી પોતાના પિતાની આજ્ઞાથી સમરસિંહે આચાર્યોને, ઉપાધ્યાયોને તથા બીજા સાધુઓને અનુક્રમે શ્રેષ્ઠ આસનો પર બેસાડ્યા. ૨૩૬ તેમજ મોટી મોટી પ્રવર્તિનીઓ તથા બીજી જે કોઈ સાધ્વીઓ ત્યાં આવી હતી તેઓને પણ સમરસિંહે યોગ્યતાનુસાર ત્યાં બેસાડી. ૨૩૭ બીજા શ્રાવકો તથા શ્રાવિકાઓ પણ સમરસિંહના અત્યંત માનથી તથા ભક્તિથી મનમાં પ્રસન્ન થઈ પોતપોતાને સ્થાનકે બેઠાં. ૨૩૮ તે પછી સાધુ દેશલ, પૃથ્વી પર ઢીંચણ મૂકીને સિદ્ધસૂરિની આગળ પોતાના પર વાસક્ષેપ નખાવવા સારૂ બેઠો. ૨૩૯ ગુરુએ તેના લલાટમાં બૃહસ્પતિ જેમ વિજયની ઇચ્છાવાળા ઇન્દ્રના લલાટમાં તિલક કરે તેમ કલ્યાણના

કારણરૂપ એવું તિલક કર્યું, ૨૪૦ તેમજ એના મસ્તકપર વાસક્ષેપનું ચૂર્ણ નાખ્યું, જે ચૂર્ણ જગતની લક્ષ્મીને વશ કરવામાં એક કામણરૂપ થઈ પડયું. ૨૪૧ તે પછી સદ્‌ગુરુ શ્રીસિદ્ધસૂરિએ સમરસિંહના મસ્તકપર પણ વાસક્ષેપ નાંખ્યો અને તેને આશીર્વાદ આપ્યો કે, સર્વ સંઘપતિઓમાં તું મુખ્ય થા. ૨૪૨ પછી દેશલે ગુરુએ કહેલા સમયે પોતાના ઘરમાંહેના દેવમંદિરમાં આદિનાથની જે પ્રતિમા હતી તેને હર્ષપૂર્વક ગ્રહણ કરીને મંગલપૂર્વક પેલા દેવાલયમાં સ્થાપિત કરી. તે વેળા પાંચ પ્રકારના હર્ષના કોલાહલથી સર્વ દિશાઓ ગાજી ઉઠી ૨૪૩-૨૪૪ એ પ્રમાણે દેશલના દેવાલયમાં તે દેવની જ્યારે સ્થાપના થઈ હતી ત્યારે પોષ મહિનાની અજવાળી સાતમ હતી ૨૪૫ અને તેથીજ એ પોષમાસ, જે પ્રથમ સાંસારિક કાર્યોમાં ત્યાજ્ય ગણાતો હતો તેજ (એ દિવસથી આરંભીને) ધર્મનો પોષક બની કલ્યાણનો આશ્રય બન્યો છે. સર્વ કાર્યમાં પોષમાસ ઉત્તમ ગણાય છે. ૨૪૬ પછી તે સમયે કપર્દી યક્ષે, શ્રીસત્યા દેવીએ તથા શાસન દેવીએ તુરતજ સમરસિંહના શરીરમાં સ્થિતિ કરી. ૨૪૭ અને બીજી તરફ પેલા દેવાલયમાં બે બળવાન બળદોને જોડવામાં આવ્યા. તે બળદોના શીગડા કસુંબી રંગથી રંગવામાં આવ્યાં હતાં, તેઓનાં શરીરપર કસુંબી વસ્ત્રો ઓઢાડયાં હતા, તેઓના પર કંકુના થાપા પણ કર્યા હતા, તેઓની આસપાસ ઘુઘરીઓના ઝણકાર થતા હતા, તેથી સાંભળનારના કાનને તેઓ અત્યંત સુખ આપતા હતા, અને તેઓ બન્નેનાં શીંગડાં, ઝુસરી, દેહ તથા કાંતિ સમાન હતાં. ૨૪૮-૨૪૯ શાસ્ત્રકારો કહે છે કે, જે બળદો ધોળા હોય, રથની ઝુસરીને વહી શકે તેવા હોય અને જગતની સ્થિતિ કરનારા હોય તેઓ દેવાલયનો આશ્રય કરે, દેવમંદિરને વહે તે યોગ્યજ ગણાય ૨૫૦ તે પછી ઇન્દ્રની યાત્રા વખતે તેના રથ ઉપર જેમ

માતલિ સારથિ આરોહણ કરે તેમ સામન્ત હાથમાં રાશ પકડીને દેવાલયરૂપ રથ ઉપર ચઢી બેઠો. ૨૪૧ તે સમયે એક સુવાસિની સ્ત્રી, ચોખાથી ભરેલો અને ઉપરના ભાગમાં જેમાં નાલીએર હતું તેવો એક થાળ લઇને ત્યાં આવી પહોંચી. ૨૫૨ અને તેણે સાધુ દેશલના તથા સમરસિંહના મસ્તક ઉપર અક્ષય નિધિની પેઠે અક્ષત નાંખ્યા, ૨૫૩ તેમજ એક નાળીએર તેમના હાથમાં આપીને તથા શ્રીખંડનું તિલક કરી ગળામાં પુષ્પની એક માળા નાંખીને તેણીએ આશીર્વાદ કહ્યા. ૨૫૪ પછી સામન્તે આગળના ભાગમાં શ્રેષ્ઠ વાદિત્રોના શબ્દપૂર્વક ઘણાજ હર્ષથી જગતને જાગ્રત કરીને દેવાલયને આગળ ચલાવ્યું. ૨૫૫ તે વખતે શોભાયમાન એવો એક હાથી, બળદ, સાથીઓ તથા પલાણેલો ઘોડો આવા પ્રકારના અનેક શુભ શકુનો થયાં, જેઓને જોઇને સાધુ દેશલે પોતાના કાર્યની સિદ્ધિને હાથમાં રહેલીજ માની. ૨૫૬–૨૫૭ વળી તે સમયે મોટા મોટા સૂરિઓ સૌની આગળ ચાલતા હતા અને ઘણા મુનીશ્વરો પણ સાથે હતા, જેથી તે અપૂર્વ દેવાલય જાણે દેવમાર્ગમાં ચાલી રહ્યું હોય તેવું જણાતુ હતું. ૨૫૯ કેટલાએક શ્રાવકો પણ રાજાઓની પેઠે રત્નોના અલંકારોથી સુશોભિત થઈ ઘોડેસ્વાર તરીકે દેવાલયની આગળ ચાલતા હતા. ૨૫૪ વળી તે વખતે ચોતરફ ફેલાઈ રહેલા વાદિત્રોના શબ્દોથી જાણે બોલાવેલા હોય તેમ એટલા બધા માણસો એકઠા મળ્યા હતા, કે તેઓ શેરીઓમાં સમાતા પણ ન હતાં. ૨૬૦

તે વેળા માર્ગમાં એટલી બધી ગીડદી હતી, જેથી લોકો એક પગલું ચાલવાને પણ અસમર્થ થઇ પડ્યા હતા, અને એક બીજાએ જાણે ઉપાડી લીધા હોય તેમ મહાસંકટે આગળ ચાલતા હતા. ૨૬૧ સર્વ સંઘનાં પગલાંથી ઉડેલી ધૂળ છેક આકાશ સુધી પહોંચી હતી અને સૂચવતી હતી કે સંઘનું આરાધન કરવાથી ક્યા

મનુષ્યની ઉચ્ચપદે સ્થિતિ થતી નથી? ૨૬૨ સંઘથી વીંટાયલો દેશલ પણ તે વેળા પાલખી ઉપર બેસીને દેવાલયની આગળ ચાલતો હતો અને સંઘનો નાયક બન્યો હતો. ૨૬૩ સમરસિંહ પણ ઘોડેસ્વારોથી વીંટાઇને ઘોડેસ્વાર થયો હતો અને ઉચ્ચૈઃશ્રવા ઉપર બેઠેલા ઇન્દ્રની પેઠે અદ્‌ભુત શોભાવાળો થઈ આગળ ચાલતો હતો. ૨૬૪ એ વખતે મહાભેરી નામના વાદિત્રોના ઉગ્ર શબ્દો થઇ રહ્યા હતા, તેમજ કાહલાંના ધ્વનિઓ સંભળાતા હતા, જેથી ભયથી ત્રાસ પામેલો કલિકાળ ત્યાંથી બીજે સ્થલે ચાલ્યો ગયો હોય તેમ લાગતું હતું ૨૬૫ વળી બીજાં પણ ગંભીર શબ્દ કરનારાં અસંખ્ય વાદિત્રો વાગતાં હતાં, જેથી લોકો માનતાં હતાં કે, સત્યયુગનો પ્રવેશોત્સવ શું થઇ રહ્યો છે ! ! ૨૬૬ અરે ! કેટલાએક અનાર્ય મનુષ્યો પણ જેઓ અમંગળભાવવાળા હતા તેઓ એ ઉત્સવ જોઇને ધર્મની પ્રશંસા કરવા લાગ્યા અને ભદ્રિકભાવને પ્રાપ્ત થયા. ૨૬૭ લોકના કોલાહલથી ઉડેલાં પક્ષીઓ પણ આકાશમાં ઉંચે જઇ તે પ્રસ્થાનમહોત્સવને જોઇ રહ્યાં હતાં. ૨૬૮ અને તિર્યંચ પ્રાણીઓ પણ તે વખતનાં મંગળગીતને સાંભળીને શાંતિપૂર્વક જાણે નૃત્ય કરતાં અને પ્રસન્ન થયાં હોય તેમ તે ઉત્સવને જોઇ રહ્યા હતા ૨૬૯ એ રીતે પગલે પગલે વંદન કરાતું તથા ઘેર ઘેર પૂજાતું એ દેવાલય, પહેલે દિવસે શંખારિકા સુધી ગયુ અને ત્યાં દેવાલયે તથા સંઘપતિ દેશલે સ્થિતિ કરી એટલે સમરસિંહ સંઘની સાથે ફરી પાટણમાં ગયો. ૨૭૦-૨૭૧ ત્યાં જઇને સંઘની સાથે તે પૌષધશાળામાં ગયો અને યાત્રા માટે સર્વ આચાર્ય મહારાજોને ક્ષમાશ્રમણ આપીને પ્રાર્થના કરી તેમજ શ્રાવકોને પણ સંઘસહિત તેઓને ઘેર જઇને આદરપૂર્વક પ્રાર્થના કરી, વળી કેટલાએક જેઓ ઉત્સવને માટે ઉત્સુક હતા અને યાત્રાના રસના આનંદને ધારણ કરનારા હતા તેઓને પણ તેણે બોલાવ્યા. ૨૭૨-૨૭૫

તે પછી સર્વ શ્રાવકો, બધી સામગ્રી તૈયાર કરીને સમરના ગુણથી જાણે આકર્ષાયા હોય તેમ, પોતપોતાને સ્થાનકેથી નીકળીને સત્વર ત્યાં આવી પહોંચ્યા. ૨૭૬

## સંઘમાં આચાર્ય અને મુનિઓ

શ્રીમાન વિનયચંદ્ર નામના આચાર્ય, જેઓ સર્વ સિદ્ધાંતરૂપ અગાધ મહાસાગરમાં નૌકા સમાન હતા, તેઓ પણ યાત્રાને માટે નીકળ્યા.૨૭૭ શ્રીરત્નાકરસૂરિ, જેઓ બૃહદ્ગચ્છરૂપી આકાશમાં ચંદ્રસમાન હતા અને સુંદર ચારિત્રને ધારણ કરનારા હતા તેઓ પણ સંઘની સાથે ચાલી નીકળ્યા.૨૭૮ શ્રીપદ્મચંદ્ર નામના સૂરિ, જેઓ સર્વત્ર પ્રતિષ્ઠા પામ્યા હતા અને શ્રીદેવસૂરિગચ્છના હતા તેઓ પણ સંઘની સાથે યાત્રા માટે નીકળ્યા. ૨૭૯ શ્રીખંડેરકગચ્છના શ્રીમાન સુમતિસૂરિ પણ જિનદર્શનની ઉત્કટ ઇચ્છાથી શાંત ચિત્તે ચાલી નીકળ્યા.૨૮૦ ભાવડારકગચ્છની લક્ષ્મીના મુખ ઉપર તિલક સમાન શ્રીવીરસૂરિ પણ પ્રસન્ન ચિત્તે યાત્રા કરવા માટે ચાલ્યા.૨૮૧ શ્રીસ્થારાપદ્રગચ્છના શ્રીસર્વદેવસૂરિ તથા શ્રીબ્રહ્માણગચ્છના શ્રીમાન જગતસૂરિ પણ યાત્રા માટે ચાલતા થયા. ૨૮૨શ્રીમાન નિવૃત્તિગચ્છના આમ્રદેવસૂરિ, જેમણે યાત્રાનો રાસ કરેલો છે તેઓ પણ તે સમયે યાત્રા કરવા નીકળ્યા ૨૮૩ શ્રીનાણકગચ્છરૂપ ગગનમંડળને સૂર્યની પેઠે શોભાવનારા સિદ્ધસેન આચાર્ય પણ દેશલની સાથે ચાલતા થયા. ૨૮૪ બૃહદ્ગચ્છમાં ઉત્પન્ન થયેલા ધર્મઘોષસૂરિ પણ યાત્રાના આનંદથી છલકાતા હૃદયે નીકળી પડ્યા. ૨૮૫ શ્રીમન્નાગેન્દ્ર ગચ્છના શ્રીપ્રભાનંદસૂરિ જેમનું બીજું નામ રાજગુરુ હતું તેઓ પણ સંઘ સાથે ચાલતા થયા. ૨૮૬ અને શ્રીહેમાચાર્યની પરંપરાને પાવન કરનારા શ્રીવજ્રસેનસૂરિ જેમની ભાવના શુદ્ધ હતી તેઓ પણ યાત્રા કરવા નીકળ્યા. ૨૮૭ આ

શિવાયના બીજા ઘણા આચાર્યો, જેઓ અનેક પ્રકારના ભિન્ન ભિન્ન ગચ્છરૂપ સમુદ્રમાં કૌસ્તુભ મણિ જેવા હતા તેઓએ પણ પુરુષોમાં ઉત્તમ અને સંઘના નેતા દેશલનો આશ્રય કર્યો. ૨૮૮ તેમજ શ્રીચિત્રકૂટ, વાલાક, મારવાડ તથા માળવા વગેરે પ્રદેશોમાં જે પદસ્થ મુનિઓ વિહાર કરતા હતા તેઓ સર્વે પણ લગભગ તે સંઘમાં આવી મળ્યા હતા. ૨૮૯ તે પછી શુભ દિવસે અને શુભ મુહૂર્તે સર્વ દર્શનને જાણનારા શ્રીમાન સિદ્ધસૂરિ, દેશલની સાથે જવા માટે ચાલતા થયા. ૨૯૦ તે સમયે સંઘપતિ દેશલે સર્વ દર્શનવેત્તા શ્રીસિદ્ધસૂરિનો સંઘમાં પ્રવેશમહોત્સવ કર્યો. ૨૯૧

## સંઘમાં શ્રાવકો.

જૈત્ર અને કૃષ્ણ નામના બે ભાઈઓ, જેઓ ધર્મધુરંધર હોઈને સંઘના નાયક હતા તેઓ પણ દેશલના સ્નેહગુણથી બંધાઈને સંઘ સાથે ચાલી નીકળ્યા. ૨૯૨ હરિપાલ વકતુર જે મોતીમાં પણ ગુણનો (દોરાનો) સંયોગ કરી જાણતો હતો—મોતીઓ વીંધવાનો ધંધો કરતો હતો તે પણ સંઘમાં આવી મળ્યો. ૨૯૩ સંઘપતિ દેવપાલ પણ સંઘને સાથે લઈ સત્વર દેશલના સંઘમાં મળી ગયો. ૨૯૪ સ્થિરદેવનો પુત્ર લુંઢક, જે શ્રીવત્સનામના કુળમાં કલ્પવૃક્ષ સમાન હતો તે પણ યાત્રાએ જવાની ઇચ્છાથી હર્ષપૂર્વક મળ્યો. ૨૯૫ સમરસિંહના સન્માનથી સંઘમાં આવવા ઉત્સાહી બનેલો પ્રલ્હાદન પણ કે જે સુવર્ણનો વ્યાપાર કરનારાઓમાં મુખ્ય હતો તે પણ સંઘમાં આવવા ચાલતો થયો. ૨૯૬ શ્રાવકોમાં ઉત્તમ સોઢાક, જે સત્યવાણીરૂપી લતામંડપને પ્રફુલ્લ કરવામાં મેઘ સમાન હતો તે પણ સંઘમાં જઈ મળ્યો. ૨૯૭ ધર્મવીરપણાને ધારણ કરનારો વીર નામનો જે શ્રાવક હતો તેણે પણ દેશલના સંઘરૂપ જળપ્રવાહમાં અચળ ભાવે ચાલવા માંડ્યું. ૨૯૮ વળી એક દેવરાજ નામનો શ્રાવક, જેણે ગરીબ મનુષ્યોને દાન આપી પરલોકનું

અખુટ ભાતું તૈયાર કર્યું હતું તે પણ એ સંઘમાં દેવરાજ—ઇંદ્રની પેઠે શોભી રહ્યો હતો. ૨૯૯ એટલુજ નહિ પણ તે કાળમાં ગૂજરાતની ભૂમિ ઉપર જેટલા શ્રાવકો હતા તેઓ માંહેનો કોઈ પણ સમરસિંહ ઉપરના સ્નેહને લીધે સંઘમાં આવવાને પાછો પડ્યો ન હતો. ૩૦૦ એ પ્રમાણે સમગ્ર દેશોમાથી સંઘો આવી મળ્યા એટલે દેશલે સંઘને આગળ ચલાવ્યો. ૩૦૧ તે વખતે એ સઘમાં, મંડપમાં જેમ સ્તંભો હોય તેમ જૈત્ર, કૃષ્ણ, લંઢુક અને હરિપાલ—આ ચાર જણા સૌથી આગળ પડતો ભાગ લેનારા થયા હતા. ૩૦૨ બીજી તરફથી સમરસિંહ, શ્રીમાન અલપખાનની સમતિ લેવા માટે મોટી ભેટ લઇને રાજમહેલ તરફ વિદાય થયો. ૩૦૩ તેણે શ્રીખાનસાહેબ પાસે જઈને પોતે આણેલી ભેટો તેમની આગળ રજુ કરી એટલે ખાનસાહેબે પણ પ્રસન્ન થઇને ઘોડાની સાથે એક તસરીફ઼ા તેને અર્પણ કરી. ૩૦૪ તે પછી સમરસિંહે પોતાના સ્વામી ખાનસાહેબ પાસે દુષ્ટોને શિક્ષા કરવામાં સમર્થ અને પોતાના નામને સત્ય કરી બતાવનારા કેટલાએક જમાદારોની માગણી કરી. ૩૦૫ એટલે ખાનસાહેબે પણ સંઘની રક્ષા કરવા માટે મોટા અમીરવંશના વીર અને ધીર એવા દશ મુખ્ય જમાદારો તેને સ્વાધીન કર્યા. ૩૦૬ તેઓને સાથે લઇ સાધુ સમરસિંહ સંઘના નાયક દેશલને મળ્યો. તે પછી દેવાલય રૂપ પોતાના પુણ્યમાર્ગને દર્શાવતો અને પાલખીમાં બેઠેલો દેશલ સુખેથી સૌની આગળના ભાગમા જવા લાગ્યો. ૩૦૮–૩૦૯ સાધુ સહજપાલનો પુત્ર સોમસિંહ સંઘની પાછળ રહીને નિર્વિકારપણે સંઘનુ રક્ષણ કરવા લાગ્યો. ૩૦૯ ભરત ચક્રવર્તીની પેઠે જેના હાથમાં ચક્રનું લાંછન શોભી રહ્યું હતું એવો સમરસિંહ તો શ્રેષ્ઠ ભોજન તથા આચ્છાદન વગેરેની સવડ કરી આપીને સર્વ શ્રાવકોની આગતા સ્વાગતા કર્યે જતો હતો. તેની આસપાસ કેટલાએક ઘોડેસ્વારો ચાલતા

હતા. તેના આગળના ભાગમાં ધનુર્ધારીઓની મોટી ટોળી ધસ્યે જતી હતી અને તે પોતે પણ મસ્તક ઉપર મુકુટ તથા મયૂરછત્રને ધારણ કરી સાક્ષાત્ કલ્પવૃક્ષથી ઢંકાયો હોય તેવો લાગતો હતો. વળી તે પોતાના ઉન્નત ભાગ્ય ઉપર આરૂઢ થયો હોય તેમ, ઉત્તમ ઘોડાપર સ્વાર થયો હતો અને સંઘની આગળ તથા પાછળ પોતે જાતેજ રક્ષા કરતો હતો. ૩૧૦-૩૧૩ જેમ વિષ્ણુનો પાંચજન્ય શંખ પોતાના ધ્વનિથી દિશાઓને ગજાવી મૂકે તેમ, આગળ ચાલતા સંઘમાં જે શંખ-ધ્વનિઓ થતા હતા તે પણ દિશાઓમાં ફેલાઇને તેઓને ગજાવી મૂકતા હતા. ૩૧૪ વળી ભેરીઓ તથા કાહલાંનો શબ્દ પણ પ્રમાદનિદ્રામાં પડેલા ભવ્ય જીવોને જાણે જાગ્રત કરતો હોય તેમ થઇ રહ્યો હતો. ૩૧૫ ગાડાઓની પંક્તિ, જેને અન્યોન્યની સ્પર્ધાપૂર્વક બળદો ખેંચી રહ્યા હતા તે પણ સંઘના નાયક પુરુષની ઉપરના સામાન વગેરેથી સજ્જ કરેલા હાથીઓની પંક્તિની પેઠે ચાલ્યે જતી હતી.૩૧૬ સંઘમા જે ઉંટો હતા તેઓ પણ ઉતાવળાં પગલાં મૂકી મૂકીને ચાલતા હતા અને ભવ્ય જીવોને બતાવી આપતા હતા કે ધર્મની ગતિ આવી ઉતાવળી હોવી જોઇએ; ૩૧૭ તે વેળા આકાશ પણ ઘોડાઓના હણહણાટથી, પૈડાંઓની ચીચીઆરીઓથી અને મનુષ્યોના કોલાહલથી વ્યાપ્ત થયેલું હોઇને જાણે ગર્જના કરતું હતું કે જુઓ, 'શબ્દ મારો ગુણ છે.૩૧૭ કેટલાએક ધાર્મિક પુરુષો, જેઓએ પગે ચાલવાનોજ અભિગ્રહ લીધો હતો, તેઓને જોઇને પૃથ્વી પોતાને પવિત્ર કરવા માટે રજના બહાને તેઓને જાણે પગે પડતી હોય તેમ લાગતું હતુ ૩૧૮ સંઘના લોકો પણ નિરંતર એવા પ્રકારે મુસાફરી કરતા હતા કે જેથી ખાડા ખડીયાવાળા ભાગો લગભગ સપાટ થઇ જવાથી પૃથ્વી જાણે સમાન થઇ ગઇ હોય તેમ લાગતુ હતુ.૩૧૯ માર્ગમાં પણ સંઘના લોકો એવી રીતે ચાલતા હતા, જેથી એક બીજાથી જૂદા પડી જઇને

જ્યાં સુધી સ્થાને પહોંચ્યાં ન હોય ત્યાં સુધી એક બીજાને મળતા ન હતા.[320] વળી માર્ગમાં કોઈ મોટું તળાવ આવતું હોય ત્યાં પણ જે લોકો સૌથી આગળ પહોંચ્યાં હોય તેઓ સ્વચ્છ પાણી પીતા હતા, જેઓ તેના પછી પહોંચ્યા હોય તેઓ ડહોળાયલું પાણી પીતા હતા અને જેઓ સૌથી પાછળ પહોચતા હતાં તેઓ લગભગ કાદવવાળુંજ પાણી પીતા હતા.[321] દરેક ગામ ગામના આગેવાનો સંઘપતિ સમરસિંહને આવેલો જોઇ તેની આગળ દહીં દૂધ-વગેરે પુષ્કળ પદાર્થો હાજર કરતા હતા.[322] તેમજ ગામડે ગામડે ધાર્મિક મનુષ્યોનાં ટોળેટોળાં અત્યંત સ્પર્ધાપૂર્વક આવીને હર્ષથી દેશલના ચરણ-યુગલનું પૂજન કરતા હતા.[323] સંઘની એ સેનામાં પણ કોઈક ગાડા વાળાઓ બીજાઓની સ્પર્ધા કરીને પોતાના બળદોને એવા આગળ ચલાવતા હતા કે જેથી તેઓ પોતાની પાસે પડતા પોતાના નાયકને પણ ગણુતા નહિ.[324] કેટલાએક ગાડાં હાંકનારાઓમાં પોતાના ગાડાંને સૌથી આગળ લઇ જવા માટે જ્યારે વિવાદ થવા લાગ્યો, ત્યારે તેઓના ગાડાંમાથી પડી ગયેલી ખીલીઓ પગમાં લાગવાથી પાસે ચાલનારાં માણસો, તેઓના એ વિવાદને સહન કરી શકતા નહિ.[325] જે વખતે સંઘ રાત્રિના સમયે મુસાફરી કરતો હતો, ત્યારે દીવીઓ હાથમાં રાખીને અસંખ્ય પુરુષો તેની પાસે પાસે ચાલતા હતા, જેથી દીપોત્સવના જેવો દેખાવ થતો હતો.[326] જ્યારે દેવાલયમાં લોકો હમેશાં નાટકાદિ પ્રેક્ષણુના સમયે સ્થિર દૃષ્ટિથી જોતાં હતાં, ત્યારે નૃત્ય કરનારા દેવોની પેઠે શોભતા હતા.[327] એ સમયે દેશલે સદાને માટે સાર્વજનિક અન્નસત્ર ખુલ્લાં મૂક્યાં હતાં અને ભોજનના સમયે ઉચ્ચ સ્વરે કહેવામાં આવતું હતુ કે જે કોઈ મનુષ્ય ભૂખ્યો હોય તેણે આવીને ભોજન કરી જવું.[328] એ રીતે નિરંતર સંઘનાં પ્રયાણ થતાં હતાં ત્યારે સંઘપતિ દેશલ, શ્રી 'સેરીસા'

નામના તીર્થમાં જઇ પહોંચ્યો.[૩૨૯] ત્યાં શ્રીપાર્શ્વનાથ ભગવાન ઉંચે પ્રતિમાના સ્વરૂપે રહ્યા છે, અને આ કળિયુગમાં પણ ધરણેન્દ્ર તેમના ચરણની સેવા કરી રહ્યો છે.[૩૩૦] પૂર્વે એ ભગવાનને દેવની આજ્ઞાથી એક કારીગરે આંખે પાટા બાંધીને માત્ર એકજ રાત્રિમાં ઘડી કાઢ્યા છે.[૩૩૧] વળી શ્રીનાગેન્દ્રગચ્છના અધીશ્વર શ્રીમાન દેવેન્દ્રસૂરિએ પોતાની મંત્રશક્તિથી સર્વ અભીષ્ટ સામગ્રી સંપાદન કરીને તેમની પ્રતિષ્ઠા કરી છે.[૩૩૨] અને તે ઉપરાંત તેજ દેવેન્દ્રસૂરિએ સંમેતશિખર પર્વત ઉપરથી પોતાની મંત્રશક્તિવડે વીશ તીર્થનાયકોને આણ્યા છે અને તેમાંના ત્રણ કાંતિપુરીમાં રહેલા છે [૩૩૩] તેજ દિવસથી આરંભીને દેવેન્દ્રસૂરિએ એ ઉત્તમ તીર્થની સ્થાપના કરી છે કે જે તીર્થ દેવના પ્રભાવને લીધે મનુષ્યોનાં સર્વ વાંછિતને પૂર્ણ કરનારૂં છે.[૩૩૪] સાધુ દેશલે એ તીર્થમાં સ્નાત્ર, મહાપૂજા, મહોત્સવ તથા મહાધ્વજ—આદિ સર્વ કર્મ કર્યાં પછી તેની આરતિ ઉતારી.[૩૩૫] વળી તે સ્થળે અન્નસત્રમાં પ્રાણીઓને યથેચ્છિત ભોજન આપ્યાં અને સમરસિંહે ગવૈયાઓ તથા સ્તુતિપાઠકોને સુવર્ણના અલંકારો અને વસ્ત્રો અર્પણ કર્યા.[૩૩૬] તે પછી એક અઠ્ઠાઇ ઉત્સવ કરીને દેશલે સંઘ સાથે પ્રયાણ કર્યું અને અનુક્રમે તે, શ્રીક્ષેત્રપુર (સરખેજ) જઇ પહોચ્યો.[૩૩૭]ત્યાં પણ અતિભક્તિપૂર્વક અરિહંત ભગવાનોની પ્રતિમાઓ પૂજીને તથા મોટો મહીમા પ્રાપ્ત કરીને તે ધવલક નગર (ધોળકા) ગયો.[૩૩૮] ત્યાં ત્યાં સર્વ ગામ–નગરમાં તે ચૈત્યપરિપાટી કર્યે જતો હતો અને મહાધ્વજા–પૂજા આદિથી પુણ્યોપાર્જન કરતો હતો.[૩૩૯] એમ કરતાં કરતાં અનુક્રમે સંઘપતિ દેશલ, જેનો વૈભવ સ્વર્ગપતિ ઇન્દ્રની સમાન હતો અને જે પાપરહિત હતો તે પીપરાળી નામના ગામમાં આવ્યો, ત્યાં પ્રાણીઓના પુણ્યસત્ર સમાન શ્રીશત્રુંજય પર્વતને જોઇને તે જાણે અમૃતમાં મગ્ન થયો હોય તેવો જણાવા લાગ્યો. [૩૪૧] તેણે ચતુર્વિધ સંઘની સાથે જયંત

સહિત ઇન્દ્ર હોય તેમ **સમરસિંહ** સહિત પ્રતિષ્ઠારૂપ મહાકાર્ય કરવા સજ્જ થઇ લાપશી કરીને મોટા ઉત્સવપૂર્વક તે મહાપર્વતની પૂજા કરી. ૩૪૨–૩૪૩ તે પછી **દેશલ** પોતાની અનિમેષ દૃષ્ટિથી **શત્રુંજય** પર્વત સામે જ્યારે જોતો હતો ત્યારે પોતાનાં નેત્રનાં કિરણોથી તેને જાણે આકર્ષી રહ્યો હોય તેવો ભાસતો હતો. ૩૪૪ તે ગિરિરાજના દર્શનના આનંદથી પરવશ થયેલા **દેશલ** અને **સમરસિંહે** અગણિત યાચકોને મહાદાનો આપ્યાં. ૩૪૫

પછી બીજે દિવસે તીર્થના દર્શનની ઉત્કંઠાથી ત્યાંથી વેગપૂર્વક પ્રયાણ કરીને **શત્રુંજયની** તળેટીમાં તે જઇ પહોચ્યો. ૩૪૬ ત્યાં પર્વતની પડોશમાં જ **લલિતાદેવીએ** બધાવેલાં સરોવરને કાંઠે **સમરસિંહે** સંઘ માટે અનેક પ્રકારના તંબુઓ બધાવી દીધા. ૩૪૭ *આગળ મોટા વાંસોની ઝાડીને ધારણ કરનાર આ મહાપર્વત પડેલો છે અને તેની પાસે રાજાની પેઠે દેવાલય શોભે છે. (?) ૩૪૮ મોટા પર્વતો કે જેમાં વાંસના ઝાડની ઘટા શોભી રહી છે તે સંઘપતિ **દેશલના** નિવાસને માટે થયા. ૩૪૯ તે સંઘની ચારે બાજુ વાસની લતાઓનો બનેલો દુર્ગ–કિલ્લો હતો. જાણે કે **સમરસિંહે** પાપરૂપી વૈરીનું નિવારણ કરવાને તૈયાર કરાવ્યો હોયની ? ૩૫૦ સંઘપતિ **દેશલની** અશ્વશાળામાં જાણે પ્રત્યક્ષ રેવન્ત હોય તેવા ઉત્તમ તેજવાળા અને મોટા વેગવાળા ઉત્તમ જાતિના ઘોડાઓ બાંધવામાં આવ્યા હતા. ૩૫૧ સંઘમાં સર્વત્ર ઉજ્જવળ તંબુઓ બાંધવામાં આવ્યા હતા તે પાતાળમાંથી નીકળેલાં નાગલોકનાં આવાસગૃહોની પેઠે શોભતા હતા. ૩૫૨

## સહજપાલ અને સાહણનું સંઘસહિત આગમન.

જેટલામાં **દેશલ** વિમલાચળ પર્વત ઉપર હજી ચઢયો નહતો

---

* આ શ્લોકનો અર્થ બરાબર સ્પષ્ટ સમજાતો નથી.

તેવામાં તો વધામણી આપનારો એક માણસ સ્તંભતીર્થથી-ખંભાતથી ત્યાં આવ્યો. ૩૫૩ અને તેણે સમાચાર આપ્યા કે, દેવગિરિથી સહજપાલ અને સ્તંભતીર્થથી સાહણ-બન્ને જણા સંઘની સાથે અહીં આવી પહોંચ્યા છે.' ૩૫૪ તે સાંભળીને સંઘ ઉપરની ભક્તિ અને ભાઇના સ્નેહને લીધે સમરસિંહને જેમ સુવર્ણ અને સુગંધનો યોગ જાણી આનંદ થાય તેમ આનંદ થયો. ૩૫૫ તે પછી સંઘનાયક સમરસિંહ સજ્જનોનાં મનને ઉત્કંઠિત કરીને સંઘની સાથે તેઓની સામે ગયો. ૩૫૬ તે વખતે અપાર ઘોડેસ્વારોથી, ઘોડાઓયુક્ત રથોથી, અનેક પાળાઓથી અને વેગવાળા ધનુર્ધારીઓથી પૃથ્વીને કંપાવતો તેમજ લોકના સમુદાયથી પૃથ્વીને ભરી દેતો અને કાહલાનાં શબ્દોથી દિશાઓને ગજાવી મૂકતો તે સ્નેહથી સાંદ્ર થયેલા મનથી તુરતજ એક યોજન સુધી તેઓની સામે ગયો. ૩૫૮ જેમ કામદેવ વસંત તથા ચૈત્ર માસને મળે તેમ, જગન્માન્ય, સજ્જનોને આનંદ ઉપજાવનારો અને લક્ષ્મીનો પ્રીતિપાત્ર તે સમરસિંહ પોતાના બન્ને ભાઇઓને મળ્યો. ૩૫૯ તેણે પોતાના બન્ને ભાઇઓને ભેટી પડી તેઓને પ્રણામ કર્યા, ત્યારે લોકો તેની મહત્તા તથા ભક્તિ જોઇને આશ્ચર્ય પામ્યાં. ૩૬૦ બીજી તરફથી સમરસિંહના બન્ને ભાઇઓએ પણ તેને આલિંગન આપીને આવો આશીર્વાદ આપ્યો કે, હે ભાઇ! દીર્ઘકાળ પર્યંત સંઘપતિપણાનું તું પાલન કર. ૩૬૧ તે પછી સ્તંભતીર્થના સંઘમાં જે ઘણા આચાર્યો હતા તેઓના ચરણમાં ભક્તિનમ્ર એવા સમરસિંહે વંદન કર્યું. ૩૬૨ વળી એ સંઘમાં મંત્રીશ્વર પાતાક તથા સાંગણ-એ બન્ને જણા શ્રીસ્તંભતીર્થ નગરથી આવ્યા હતા, ૩૬૩ તેમજ પોતાના વંશક્રમથી પ્રાપ્ત થયેલા સંઘેશપણાને ધારણ કરનાર સંઘના ભૂષણરૂપ લાલાનામનો સંઘપતિ તેમાં હતો. ઉત્તમ ભાવને લીધે વીતરાગને પણ જેણે પ્રસન્ન કર્યા છે

તે સિંહભટ નામે શ્રાવક પણ સંઘમાં આવ્યો હતો. ૩૬૪ શ્રીવસ્તુપાલ મંત્રીના વંશમાં મંગળદીવા સમાન મંત્રીશ્વર **વીજલ** પણ હર્ષથી સંઘમાં આવ્યો હતો. ૩૬૬ તેમજ **મદન**, **મોલ્હાક**, રત્નસિંહ વગેરે બીજા અસંખ્ય શ્રાવકો પણ પ્રતિષ્ઠામાં ઉત્કંઠા ધરાવીને તે સંઘમાં આવ્યા હતા. ૩૬૭ સાધુ **સમરસિંહે** એ સર્વ શ્રાવકોની યોગ્યતા પ્રમાણે સભાવના કરી સર્વને યથાયોગ્ય માન આપ્યું. કેમકે બુદ્ધિમાન પુરુષો કોઇનું આદરાતિથ્ય કરવામાં કદી પ્રમાદ કરે? (ન જ કરે). ૩૬૮ એ રીતે સમગ્ર સંઘનું સન્માન કર્યા પછી **સમરસિંહ** પોતાના બન્ને ભાઇઓની સાથે ઉત્સવપૂર્વક ધ્વજા–પતાકાવાળા મોટા સઘમાં આવી પહોંચ્યો ૩૬૯ ત્યાં શ્રીરામ અને લક્ષ્મણની પેઠે બન્ને ભાઇઓએ પિતા દેશલના ચરણમાં ભકિતપૂર્વક વંદન કર્યું. ૩૭૦ ત્યારે દેશલ પણ પુત્રના સ્નેહરૂપ અમૃતના સિંચનથી શરીરે રોમાંચ થવાને બહાને જાણે અંકુરિત થયો હોય તેવો જણાવા લાગ્યો. ૩૭૧ તે પછી સંઘપતિ દેશલ, કે જેનું ચિત્ત પોતાના પુત્રોના આવવાથી આનંદમગ્ન થયુ હતુ તે સમગ્ર સામગ્રીઓ તૈયાર કરીને ભગવાનની પ્રતિષ્ઠા કરવા માટે વિમળાચળ ઉપર ચઢવાને તત્પર થયો. ૩૭૨

## ચતુર્થ પ્રસ્તાવ સમાપ્ત

---

## પ્રસ્તાવ ૫

अथ प्रभाते पुरपादलिप्त-
 निवासिनं पार्श्वजिनं प्रणम्य ।
वीरं च तीरे सरसोऽर्चयित्वा
 शैलस्य मूलं स ययौ ससंघः ॥

### સંઘ સહિત દેશલનું શત્રુંજય ઉપર જવું

તે પછી પ્રભાતમાં પાદલિપ્ત (પાલીતાણા) નગરમાં રહેલા શ્રીપાર્શ્વનાથ ભગવાનને પ્રણામ કરી તેમજ તળાવના કાંઠા ઉપર રહેલા શ્રીવીર ભગવાનનું પૂજન કરી સંઘપતિ દેશલ, સંઘની સાથે પર્વતના મૂળ ભાગમાં ગયો.[૧] ત્યાં પણ શ્રીનેમિનાથ ભગવાનનું પૂજન કરી સંઘપતિ દેશલ, પોતાના પુત્રોની સાથે ઉન્નત પર્વત ઉપર ચઢવાને તૈયાર થયો અને તે વેળા એ પર્વતને જ તેણે

મોક્ષના પગથીઆ રૂપ માની લીધો.[૨] તેણે શ્રીસિદ્ધસૂરિ પ્રભુને તે વખતે પોતાના હાથનો ટેકો આપ્યો અને બન્ને પ્રકારના પતનથી ( પર્વતની નીચે પતનથી તથા નરકપતનથી ) મુક્ત થઇને પર્વતનાં પગથીયાં ઉપર ચઢવાનો આરંભ કર્યો.[૩] તે વખતે આસોપાલવ, સાદડ, દેવદાર, આંબા અને સાગ વગેરે વૃક્ષોની છાયામાં વિશ્રાંતિ લઈને ભવ્યજનો સંસારના તથા શરીરના પરિશ્રમને દૂર કરવા લાગ્યા. ૪ વળી એ પર્વત ઉપર પોતાની ડોક પહોળી કરીને મયૂર શબ્દ કરતો હતો તેને સાંભળીને તથા તેનુ નૃત્ય જોઇને કેટલાએક મનુષ્યો તે શિખી લઇ તે પ્રમાણે શ્રીભગવાન આગળ નૃત્ય કરવાને તે મયૂરનેજ પોતાના અધ્યાપક તરીકે કહેતા હતા. ૫ બીજી તરફ હારીત, ચકોર, ચાષ, મયૂર, કારડવ અને સારસ વગેરે પક્ષીઓ સુંદર સ્વરે ગીત ગાઇ રહ્યાં હતાં, તે સાભળીને મનમાં પ્રસન્ન થયેલા ભવ્યજનો, પર્વત ઉપર ચઢવાના પરિશ્રમને ગણુતા ન હતા. ૬ વળી તે સ્થળે પર્વતમાંથી જે ઝરણાં ઝરતાં હતાં તેનો ગંભીર શબ્દ સાંભળીને લોકો, “ આ મેઘધ્વનિ છે ” એવી ભ્રાંતિથી પોતાનાં વસ્ત્રોને બાંધી લેતાં હતા. ૭ તે પર્વત ઉપર જે પવન વાતો હતો તે ઝરણાના જળકણો સાથે મળીને તેમજ ફૂલ ઝાડના વનમાં અથડાઇને ઘણોજ ધીમો ધીમો સર્વત્ર ફેલાતો હતો અને લોકોના શરીરનો સ્પર્શ કરીને તેઓને સંતોષ આપતો હતો.૮ સંઘપતિ દેશલ, કે જેના ગુણસમુદાયનુ ભવ્યજનો ગાન કરી રહ્યા હતા અને જેની પાછળ દેવસમાન તેના ત્રણે પુત્રો ચાલી રહ્યા હતા તે છેક ઉપરના ભાગમા ચઢયો૯ અને ત્યાં ચઢીને પ્રથમ પ્રવેશ કરતાંજ આદિનાથ ભગવાનની માતાનાં તેણે દર્શન કર્યાં અને પોતાના મનમાં તેણે માન્યું કે, હરકોઇ માતા પોતાના પુત્રથીજ જગતમાં વંદ્ય થાય છે.૧૦ પછી સર્વ વિધિને મનમાં જાણનારા તે દેશલે, પોતે ઉદ્ધરેલી

તે મરુદેવી માતાનું વિધિપૂર્વક પૂજન કર્યું અને આગળ ચાલી શ્રી-શાંતિનાથના દેરાસરમાં જઈ તે ભગવાનનું પણ તેણે પૂજન કર્યું.[૧૧] પછી સંધપતિ દેશલ, આદિનાથ વગેરે જિનેશ્વરોની પૂજા કરીને સંઘની સાથે કપર્દિ યક્ષનાં દર્શન કરવા માટે ગયો, કે જેની મૂર્તિનો તેણે પોતેજ ઉદ્ધાર કર્યો હતો.[૧૨] ત્યાં જઇને તે આખા સંઘની સાથે ઉભો રહ્યો અને ફરકતી પતાકાવાળા દેરાસરને જોઇને તેણે માન્યું કે, સંસારસમુદ્રને સામે પાર જવા માટે આ એક નૌકાપાત્રજ તૈયાર કરવામાં આવ્યુ છે.[૧૩] એ રીતે એક દૃષ્ટિથી તેને જોતો જોતો સઘપતિ દેશલ અનુક્રમે યુગાદિનાથ ભગવાનના સિંહદ્વારમાં જઈ પહોચ્યો. તે દ્વાર પ્રવેશ કરતી વખતે મોક્ષલક્ષ્મીનુંજ જાણે બારણું હોય તેવુ જણાતુ હતુ.[૧૪] ત્યા ઉભા રહીને દેશલે શ્રીયુગાદિનાથ ભગવાનનાં દર્શન કર્યાં અને પછી હર્ષપૂર્વક સુવર્ણ, વસ્ત્રો, મોતીઓ તથા અલંકારો–વગેરે પુષ્કળ ધનની વૃષ્ટિ કરી.[૧૫] તે પછી દેરાસરના મધ્ય પ્રદેશમાં પ્રવેશ કરી તેનું ચિત્ત પોતે કરાવેલી આદિનાથ ભગવાનની મૂર્તિને વંદન કરવા માટે આતુર બન્યું અને તુરતજ પૃથ્વી પર લોટી પડીને સઘપતિ દેશલ આદિનાથ ભગવાનની સમીપમાં ગયો.[૧૬] પછી પોતે ઉભો થઇને અમૃતની મૂર્તિને જેમ ભેટી પડે તેમ, સર્વાંગે એ ભગવાનને ભેટી પડ્યો. કેમકે સમગ્ર જગતને સજીવન કરનારા–જીવિતદાન આપનારા દુર્લભ ખજાનાને સંપાદન કરી કયો મનુષ્ય મદમત્ત ન બને–આનંદમગ્ન ન થાય ?[૧૭] તેણે ભક્તિ-પૂર્વક પ્રણામ કરીને આદિનાથની તે લેપ્યમય મૂર્તિનું પુષ્પો વગેરેથી પૂજન કર્યું અને પછી તેમને પ્રદક્ષિણા કરવાનું મન કરીને કોટા-કોટીના ચૈત્યમાં રહેલા સર્વ અરિહંતોની પણ પૂજા કરી.[૧૮] તે પછી સંઘનાથ દેશલે ( ત્યાં રહેલી ) પાંડવોની પાંચે મૂર્તિઓનું તથા ( તેઓની માતા ) કુંતીનું પણ પૂજન કર્યું અને ત્યાંથી આગળ

જઇ પ્રિયાલવૃક્ષ (રાયણ)ની નીચે રહેલાં શ્રીયુગાદિદેવનાં પગલાંનું પૂજન કર્યું.[૧૯] તે સ્થળે પોતે કરાવેલી મયૂરની મૂર્તિ કે જે લોકોને આશ્ચર્ય ઉપજાવે તેવી હતી, તેને જોઇને તેના મનમાં અત્યંત હર્ષ થયો, તેથી તે સ્થળે તેણે મોતી અને સુવર્ણના અલંકારો વગેરેની વૃષ્ટિ કરી મૂકી. [૨૦] એ પ્રકારે દેશલની અદ્‌ભુત ભક્તિ જોઇને આદિનાથના એ તીર્થ ઉપર રાયણનું જે એક વૃક્ષ હતુ, કે જે હજી પણ એની એ સ્થિતિમાં જ છે તેણે અમૃતની પેઠે પોતાના દૂધ (ક્ષીર) વડે તે સમયે વૃષ્ટિ કરી.[૨૧] તે પછી સાધુ દેશલે મોટા ઉત્સવો કર્યા, યાચકોને વસ્ત્રાદિનાં દાન કર્યાં, બાવીશ તીર્થંકરોની પૂજા કરી અને સર્વસ્થળે પ્રદક્ષિણા કરી.[૨૨] તે પછી છેક પૃથ્વીતલ ઉપર મસ્તક મૂકીને આદિનાથ ભગવાનને પ્રણામ કરી પોતાના પુત્રોની સાથે તે પોતાના નિવાસસ્થાનમાં ગયો અને પ્રતિષ્ઠા કરાવવા માટે સત્વર તત્પર થયો. [૨૩]

## પ્રતિષ્ઠા વિધાન

તેણે પ્રતિષ્ઠાવિધિની તૈયારી કરાવવામાટે પોતાના પુત્ર સમરસિંહને આજ્ઞા કરી. કેમકે બધા પુત્રો સમાન હોય છે તો પણ તેઓમાં કોઇ એકનું જ ભાગ્ય આવું કાર્ય કરવાને યોગ્ય હોઇને સર્વોત્કૃષ્ટ હોય છે.[૨૪] પિતાની એ આજ્ઞા સંપાદન કરીને સમરસિંહે પણ પોતાની યોગ્યતાને મુનિના ગૌરવ જેવીજ માની—પોતાનામાં મુનિના ગૌરવની યોગ્યતા જેવી યોગ્યતા માની (?) કેમકે વેદમાં પણ કહેવાય છે કે, કાર્યમાં નિયોગ—પ્રેરણા તે બહુ માનનું કારણ બને છે.[૨૫] તેણે અઢાર પ્રકારની સ્નાત્રમાં ઉપયોગી મીઠાઇ (?) ઉત્તમ પ્રતિનાં પકવાનો તથા સેકડો (સુગંધી) મૂળીયા વગેરે સર્વ વસ્તુ, કે જે પ્રતિષ્ઠા-વિધિમાં ઉપયોગી છે તેને તૈયાર કરાવીને એકત્ર કરી. [૨૬] તે સમયે સૌરાષ્ટ્રના નવ વિભાગમાથી તથા વાળાકમાંથી અનેક ઉત્તમ,

મધ્યમ તથા અધમ મનુષ્યો, એ પ્રતિષ્ઠાવિધિને જોવામાં ઉત્સુક બનીને આવ્યા હતા અને તેઓ સર્વ બાહુઓને ઉંચા કરીને પર્વત ઉપર ચઢી ગયા હતા.[૨૭] પછી માઘ માસની શુક્લ ત્રયોદશી ને ગુરુવારને દિવસે સાધુ દેશલે યાત્રા કરવા માટે ચારે પ્રકારના સંઘને એકઠો કર્યો,[૨૮] અને પછી શ્રી સિદ્ધસૂરિ વગેરે આચાર્ય મહારાજોની સાથે સાધુશ્રેષ્ઠ દેશલ સંઘની આગળ ચાલનારા **સમરસિંહ**ની સાથે કુંડમાંથી જળ લાવવા માટે નીકળ્યો.[૨૯] તેણે દિકપાલનું, કુંડના અધિપતિ દેવનું તથા સૂર્ય વિગેરે ગ્રહોનું વિધિપૂર્વક પૂજન કર્યું એટલે **સમરસિંહે**, શ્રીસિદ્ધસૂરિએ મંત્રાધાનથી પવિત્ર કરેલા જળ વડે સમગ્ર કળશો ભરાવ્યા.[૩૦] તે વખતે વાદિત્રોના તથા જયજયકારના શબ્દો પર્વતની ગુફાઓમાં પ્રવેશ કરીને લગભગ બમણા થઈ પડ્યા હતા, જેથી પર્વત પણ એ મહોત્સવ જોઇને જાણે ગર્જના કરતો હોય તેમ લાગતું હતુ.[૩૧] પછી સુવાસિની સ્ત્રીઓના મસ્તકો ઉપર તે કળશો મૂકીને **સમરસિંહ** સમગ્ર સંઘની સાથે મોટા ઉત્સવપૂર્વક શ્રી-ઋષભદેવ ભગવાનના ચૈત્યમાં આવ્યો.[૩૨] ત્યાં જળના કળશોને યોગ્ય સ્થાને સ્થાપીને સાધુ **સમરસિંહે**, પ્રતિષ્ઠારૂપ લતાની મૂળ ભૂમિ સમાન સેંકડો મૂળોને પીસાવવાનો આરંભ કર્યો.[૩૩] તેને વાટવામાં, જેના માતા, પિતા, સસરો, સાસુ તથા પતિ-આ પાંચ જણા જીવતા હોય તેવી સુવાસિની સ્ત્રી જ યોગ્ય ગણાય છે, બીજી કોઇ નહિ.[૩૪] પણ **સમરસિંહ**ને તો તેવા પ્રકારની ચાર સો સુવાસિની સ્ત્રીઓ તે વેળા મળી આવી હતી, જેઓ તેને આનંદ ઉપજાવનારી થઇ પડી હતી. ને સર્વ સ્ત્રીઓને સાધુ **સમરસિંહે** સેકડો મૂળોને વાટવા માટે ઉત્સવપૂર્વક સત્વર બેસાડી દીધી,[૩૫] શ્રીસિદ્ધસૂરિ પ્રભુએ અનુક્રમે તે સર્વ સ્ત્રીઓના મસ્તક ઉપર વાસક્ષેપ નાંખ્યો જેથી અધિક ઉત્સાહમાં આવી જઇને તે સ્ત્રીઓએ અન્યોન્યની સ્પર્દ્ધાપૂર્વક

સેંકડો મૂળોનું ઘર્ષણ કરવા માંડયું.[૩૬] તે સ્ત્રીઓ મંગળગીતના ગાનપૂર્વક હર્ષથી તેને વાટવા લાગી અને મોક્ષલક્ષ્મીને વશ કરવા માટે જાણે ચૂર્ણ તૈયાર કરવામાં આવતુ હોય તેવુ ચૂર્ણ તૈયાર થવા લાગ્યુ.[૩૭] બીજી બાજુથી સમરસિંહ, અનેક પ્રકારનાં શ્રેષ્ઠ પટ્ટસૂત્રો તથા વસ્ત્રો તે સ્ત્રીઓને આપવા લાગ્યો અને પોતાના પુણ્યના રજકણ સમાન તે સેંકડો મૂલના ચૂર્ણને કોડીયામાં નાંખવા લાગ્યો.[૩૮]
[૩૮] તે પછી જિનમંદિરની ચારે દિશામાં નવ નવ પ્રકારની અંગવેદિકાઓ સ્થાપી દેવામાં આવી, કે જેઓ સમરસિંહના પુણ્યથી ચારગણુ થઇને ત્યાં પ્રાપ્ત થયેલાં નવ નિધિઓની પેઠે શોભી રહી હતી.[૩૯] તેની આસપાસ ચારે બાજુ લીલા યવના અંકુરો પણ મૂકી દેવામાં આવ્યા હતા, કે જેઓ નવે નિધિઓના અંતરના આનંદથી પ્રકટ થયેલા રોમાંકુરોની પેઠે તે શોભતા હતા—તે યવાંકુરો નવનિધિઓના હર્ષના રોમાંચ હોય તેવા શોભી રહ્યા હતા.[૪૦] તે પછી સાધુ સમરસિંહે દેવના આગળના ભાગમા મંડપની વચ્ચે ચાર ખૂણાવાળી એક વેદિકા તૈયાર કરાવી. તે વેદિકા એક હાથ ઉંચી હોઇને નંદ્યાવર્ત નામનો પટ્ટ તેના પર રહી શકે તેવડી મોટી હતી.[૪૧] તે વેદિકા ઉપર સાધુશ્રેષ્ઠ સમરસિંહે એક મંડપ તૈયાર કરાવ્યો. તે મંડપ ચાર ખૂણે રહેલા ચાર થાંભલા ઉપર બંધાયો હતો, તેના ઉપરના ભાગમા સુવર્ણનો એક કળશ આવી રહ્યો હતો, તેની શોભા અતુલ હોઇને સર્વ પ્રકારે પરિપૂર્ણ હતી અને વિવિધ પ્રકારનાં વસ્ત્રોથી બનાવેલા કેળના સ્તંભોની શોભાથી તે અત્યંત સુંદર લાગતો હતો.[૪૨] એ મંડપની પાસે શ્રીઋષભદેવ ભગવાનના મુખ્ય દેરાસર માટેનો એક ધ્વજ દંડ પણ મૂકાવી દેવામાં આવ્યો કે જેના ઉપર એક મહાન ધ્વજા ફરકી રહી હતી. આ દંડને કારીગરો પાસે પ્રતિષ્ઠા કરાવવા માટે બરાબર તૈયાર કરીને ત્યાં સ્થાપવામાં આવ્યો હતો.[૪૩] શ્રી આદિનાથ ભગ-

વાનના દેરાસરની ચોબાજુ બીજી કેટલીએક વેદિકાઓ પણ તૈયાર કરાવવામાં આવી હતી. તે સર્વ વેદિકાઓ અત્યંત સુંદર હોઇને વિશાળ હતી, ઉંચી હતી અને તેની આસપાસ રેતી, કેટલાંએક મૂળીયાં તથા દર્ભો પાથરી દેવામાં આવ્યા હતા.[૪૪] ભગવાનના દેરાસરનું જે દ્વાર હતું તેના પર આંબાનાં સુંદર પાંદડાંઓનું એક તોરણ પણ બાંધી દેવામાં આવ્યું હતુ, કે જે ચૈત્યલક્ષ્મીના કંઠાભૂષણમાટેની નવાં નીલમની પ્રદીપ્ત માળાની પેઠે શોભતું હતું[૪૫] તે પછી શ્રીસિદ્ધસૂરિએ ચંદનનો લેપ લગાડીને મહાકીમતી એવાં ગોરોચન, કુંકુમ, કપૂર તથા કસ્તૂરી વગેરેથી નંદ્યાવર્ત પટ્ટ ચીતરી કાઢયો. [૪૬]અને પછી ઘટીકાર (ઘટીયંત્ર)ની ઘડીઓ જળથી ભરેલા પાત્રમાં પાણીથી પૂરી ભરાઈ જવાથી નીચે બેસવા લાગી ત્યારે પ્રતિષ્ઠાનો સમય પાસે આવેલો જાણી અત્યંત શુદ્ધ બુદ્ધિવાળા શ્રીસિદ્ધસૂરિ સત્વર જિનમંદિરમાં ગયા.[૪૭] એટલે તેજ વખતે તેમની પાછળ બીજા પણ આચાર્ય મહારાજો જિનમંદિરમાં જઇને પોતપોતાનાં આસનો ઉપર બીરાજ્યા અને પ્રતિષ્ઠાવિધિમાં સાવધાન થયા.[૪૮] તે સમયે સંઘપતિ દેશલ પણ પોતાના પુત્રની સાથે સ્નાનાદિથી પવિત્ર થઇને, સુંદર પવિત્ર વસ્ત્રો ધારણ કરીને તેમજ શ્રીખંડની મુદ્રાથી લલાટમાં ચિન્હ કરીને ( કપાળમાં શ્રીખંડ–ચંદનનું તિલક કરીને ) ત્યાં આવ્યો અને તેણે ભક્તિપૂર્વક જિનમંદિરમાં પ્રવેશ કર્યો.[૪૯] વળી તે વેળા કેટલાએક શ્રાવકો પોતાનાં બિંબોને ગ્રહણ કરીને ત્યાં આવ્યા અને કેટલાએક પ્રતિષ્ઠાવિધિને જોવા માટે હર્ષથી વ્યાપ્તચિત્તવાળા થઇને ત્યાં આવ્યા.[૫૦] પછી શ્રીસિદ્ધસૂરિ પ્રભુ રત્ન તથા સુવર્ણની મુદ્રાઓ આંગળીઓમાં રાખીને, હાથમાં કંકણ રાખીને તથા છેડાવાળાં બે વસ્ત્ર ધારણ કરીને શ્રીજિનભગવાનની આગળ ઉભા રહ્યા.[૫૧] સાધુ દેશલ સાહણને સાથે રાખી ઋષભદેવ ભગવાનની જમણી બાજુએ બેઠો અને સહજપાલ તથા

સમરસિંહ જિનભગવાનને સ્નાન કરાવવા સજ્જ થઇ તેમની ડાબી બાજુ બેઠા.[52] પવિત્ર બુદ્ધિવાળો સામંત, કે જે પોતાના કુળની મર્યાદાનું પાલન કરનારો હતો તે, પોતાના સમાન ગુણવાળા સાંગણ નામના ભાઇની સાથે ઉજ્જવળ સુંદર ચામર ધારણ કરી જિન ભગવાનની આગળ ઉભો રહ્યો.[53] પછી લોકોની નજર ન લાગે તે માટે અરિષ્ટ વર્ણવાળી એક અરિષ્ટ રત્નની માળા ભગવાનના વક્ષ સ્થળમાં સ્થાપન કરી. કેમકે આ જગતમાં જે વસ્તુ લોક પ્રશસ્ત હોય છે તેની રક્ષા કરવી તે યોગ્યજ છે.[54] જો કે શ્રીજિનભગવાન સર્વનુ રક્ષણ કરવા માટે સમર્થ છે, છતાં તેમની રક્ષા માટે જે રક્ષા–રાખડી પહેરાવવામાં આવી હતી, તે એમ સૂચવતી હતી કે કામક્રોધાદિ આંતર શત્રુઓથી પીડા પામતા સમગ્ર જગતનું આ ભગવાનજ રક્ષણ કરશે.[55] તે પછી કપૂર, ચંદન, શ્રીફળ, અક્ષત, પુષ્પ, ધૂપ, કાલાગરૂ, અને કસ્તૂરી વગેરે જે જે વસ્તુઓ પ્રતિષ્ઠાવિધિમાં યોગ્ય ગણાય છે તે સમગ્ર ત્યાં મૂકવામાં આવી.[56] (અને તે વખતે ભગવાનના હાથ ઉપર ઋદ્ધિ અને વૃદ્ધિ ઔષધિ સહિત મીંઢળ બાંધવામા આવ્યું ત્યારે કવિએ તેની આ પ્રમાણે ઘટના કરીઃ–) હે જિનવર ! આપના હાથ ઉપર આ મીંઢળ સહિત ઋદ્ધિવૃદ્ધિ (ઔષધી) બાંધવામા આવેલી છે તેનું કારણ હું જાણુ છું. તે એજ છે કે, ભવ્ય જીવોને તમે ઋદ્ધિ તથા વૃદ્ધિ અર્પણ કરો છો અને આપે સૌની પહેલાં મદનફળ–એટલે કામવા-સનાના ફળરૂપ આ સંસારભ્રમણનો નાશ કર્યો છે.[57] પછી ગુરુ શ્રી-સિદ્ધસૂરિએ દેશલ આદિ શ્રાવકોના કંકણયુક્ત હાથ ઉપર સાવધાન થઇને કુંભાનાડું બાંધી દીધું.[58] એ પ્રમાણે પ્રતિષ્ઠાની સામગ્રી કરાઈ રહી એટલે સિદ્ધસૂરિએ સ્નાત્ર કરનારાઓ દ્વારા મંત્રપૂર્વક સ્નાત્રનો આરંભ કરાવ્યો.[59] અને ક્રમપૂર્વક તીર્થપતિ જિનભગવાનના સર્વ સ્નાત્રો તેમણે પોતેજ કરાવ્યાં તેમજ બીજા આચાર્યોને માટે જે યોગ્ય હતાં

તે સર્વ કર્મો તેઓની પાસેજ તુરત કરાવી લીધાં.[૬૦] તે પછી મુહૂર્તની ઘડી પ્રાપ્ત થઇ ત્યારે શ્રીસિદ્ધસૂરિએ એકચિત્ત થઇને સારા નિમિત્તિઆઓ વડે અપાયલા પ્રતિષ્ઠાના ઉત્તમ મુહૂર્તને સાધી આપ્યું.[૬૧] અને પછી ઉત્તમ મુહૂર્તે સિદ્ધસૂરિએ જિનેશ્વરની પ્રતિમાને લાલરંગનાં શ્રેષ્ઠ વસ્ત્રોથી ઢાંકી દેઇને શ્રીખંડ તથા વાસક્ષેપ વગેરેથી તેનું પૂજન કર્યું ને મંત્રોવડે તેને કલાયુકત કરી.[૬૨] તે વખતે સાધુ સમરસિંહ ગુરુની પોષધશાળામાં ગયો અને ત્યાં રહેલા નંદ્યાવર્તના પટ્ટને સુવાસિનીના મસ્તક ઉપર મૂકીને સત્વર આદિનાથ ભગવાનના દેરાસરમાં આવ્યો.[૬૩] ત્યાં એક તરફથી વાદિત્રો વાગવા શરૂ થયાં અને બીજી તરફથી જિનભગવાનના ગુણોને લોકો ગાવા લાગ્યા, ત્યારે સંઘપતિ સમરસિંહે મંડપની વેદિકા ઉપર તે પટ્ટનું સ્થાપન કર્યું.[૬૪] પછી સિદ્ધસૂરિપ્રભુ દેવાલયમાંથી નીકળીને તુરતજ એ પટ્ટની પાસે આવ્યા. અને તેમણે કપૂરના ચૂર્ણથી એ લિખિત મંત્રનું વિધિપૂર્વક પૂજન કર્યું.[૬૫] એ રીતે નંદ્યાવર્ત મંડળ માંડીને મંત્ર-તંત્ર જાણનારા શ્રીસિદ્ધસૂરિએ કપૂર આદિથી તેનું મુદ્રા સહિત પૂજન કરી કળિના દોષને શીઘ્ર ભેદી નાખ્યો.[૬૬] તે પછી બીજા પણ સર્વ આચાર્યોએ ત્યાં આવીને ભક્તિપૂર્વક સિદ્ધાંતવિધિમાં કહ્યા પ્રમાણે નંદ્યાવર્તની પૂજા કરી.[૬૭] શ્રીસિદ્ધ-સૂરિ તો ફરી પણ શ્રીઋષભદેવ ભગવાન પાસે જઇ પહોંચ્યા અને લગ્ન સાધનની સિદ્ધિ માટે સાવધાન થયા.[૬૮] તે સમયે કુંભાનાડાને બહાને ગુરુના હાથ ઉપર જે રાગ લાગેલો હતો તે, પોતાને જિતનારા જિન ભગવાનને શાંત પાડવા માટે જાણે ઇચ્છતો હોય અને તેથીજ ત્યાં આવ્યો હોય તેમ લાગતુ હતું.[૬૯] તે પછી પ્રતિષ્ઠાનુ મુહૂર્ત જ્યારે પાસે આવ્યું, ત્યારે શ્રીસિદ્ધસૂરિ રૂપાની એક કટોરીને એક હાથમાં લઇને તેમજ બીજા હાથમાં સોનાની એક સળી લઇને તૈયાર થયા.[૭૦]

અને પ્રતિષ્ઠાનો તે સમય પાસે આવ્યો, ત્યારે આદિનાથ ભગવાનની સન્મુખ ઉભેલા સર્વ લોકોએ "પ્રતિષ્ઠાનો સમય થયો, થયો." એમ સર્વ દિશાઓમાં ઉચ્ચ સ્વરે કહેવા માંડ્યું[૭૧] તે વખતે શ્રીસિદ્ધસૂરિ પ્રભુએ જિનેશ્વર ભગવાન ઉપરથી વસ્ત્ર ખસેડી લીધુ અને તેમનાં બન્ને નેત્રનું એક જાતના સુરમાવાળું તથા કપૂરવાળું અંજન કરીને ઉન્મીલન કર્યું—બન્ને નેત્રોને વિકસ્વર કર્યાં.[૭૨] એ રીતે વિક્રમ સવત ૧૩૭૧ ના માઘ શુદિ ચૌદશને સોમવારને દિવસે પવિત્ર પુષ્ય નક્ષત્ર અને બળવાન મીન લગ્ન હતુ ત્યારે શ્રીસિદ્ધસૂરિ ગુરુએ શત્રુંજય પર્વત ઉપર ભગવાન નાભિનંદન ઋષભદેવની અચળ પ્રતિષ્ઠા કરી. તે સમયે માંગલિક વાદિત્રો વાગી રહ્યા હતાં, દેશલ તથા સમરસિંહની ગુણકીર્તિ ગવાઈ રહી હતી અને સ્તુતિપાઠકોના ધવળમંગળ ધ્વનિઓ થઇ રહ્યા હતા[૭૩-૭૪] શ્રીસિદ્ધસૂરિની પૂર્વે શ્રીવજ્રસ્વામિએ શત્રુંજય ઉપર પ્રતિષ્ઠા કરી હતી અને તેમના પછી શ્રીસિદ્ધસૂરિએ પ્રતિષ્ઠા કરી. આ રીતે પ્રતિષ્ઠાની દૃષ્ટિએ શ્રીવજ્રસ્વામી તથા શ્રીસિદ્ધસૂરિ બન્નેની સમાનતાજ ગણાય.[૭૫] વળી શ્રીસિદ્ધસૂરિએ પોતાના તેજથી ભૂમિભાગને પ્રકાશિત કર્યો હતો, તેમનો સ્વભાવ સ્વચ્છ હતો, તેમનું સત્ત્વ તથા સાર ઘણાં ઉચ્ચ હતાં અને તેમણે શ્રી જિનેન્દ્ર ભગવાનની મુદ્રા ધારણ કરીને સ્થિતિ કરી હતી, જેથી તેમને શ્રીવજ્રસ્વામીની તુલના પ્રાપ્ત થાય તે યોગ્યજ છે.[૭૬] જ્યારે શ્રીસિદ્ધસૂરિએ મુખ્ય ભગવાનની પ્રતિષ્ઠા કરી ત્યારે તેમની આજ્ઞાથી વાચનાચાર્ય નાગેન્દ્રે મુખ્ય દેરાસર ઉપરના ધ્વજદંડની પ્રતિષ્ઠા કરી.[૭૭] અને પછી દેશલે પોતાના સમગ્ર પુત્રોની સાથે આદિનાથ ભગવાનના શરીર ઉપર ચંદનનું તથા કપૂરનું વિલેપન કર્યું અને ઉત્તમ પ્રકારના પુષ્પો ચઢાવીને સાતે (નરકોનો) વિજય કર્યો.[૭૮] તેમજ દેશલે શ્રીજિનેન્દ્ર ભગવાનની આગળ પાંચ પકવાન્ન વગેરે નૈવેદ્ય

નિવેદન કર્યું તથા જાતજાતના ફળો મૂકયાં.[૭૯] તે વખતે કેટલાએક ભવ્ય જનો ભગવાન આદિપ્રભુના હાથને કંકણુથી યુકત જોઇને અત્યંત આનંદમાં આવી ગયા અને હર્ષના ભારથી જાણે નમી પડતા હોય તેમ, કરવા લાગ્યા.[૮૦] વળી કેટલાએક ભવ્યજનો જિનેશ્વરના મુખ ઉપર પોતાનાં નેત્રો સ્થાપીને ગીત ગાનમાં મસ્ત બન્યા અને પૃથ્વીપર ઉભા રહી આદિજિનેશ્વરની ગુણાવળી ગાવા લાગ્યા.[૮૧] કેટલાએક મનુષ્યો કસ્તૂરી વગેરે લઇને ભગવાનના શરીર ઉપર સુંદર વિલેપન કરવા લાગ્યા, ત્યારે બીજા કેટલા એક મનુષ્યો પુષ્પ વગેરે ઉત્તમ પદાર્થો લઇને ભગવાનનું પૂજન કરવા લાગ્યા.[૮૨] શ્રીશત્રુંજય ઉપર માત્ર એક અંગુષ્ઠ જેવડી પ્રતિમા સ્થાપનારાને પણ ઘણું પુણ્ય પ્રાપ્ત થાય છે તો પછી એ તીર્થ ઉપર તીર્થ નાયક આદિપ્રભુનીજ પ્રતિષ્ઠા કરનારને જે પુણ્ય પ્રાપ્ત થાય તેને તો પ્રભુ જિનેશ્વરજ જાણી શકે તેમ છે.[૮૩] જે શત્રુંજય પર્વત ઉપર માત્ર એક હાથ જેવડી નાની દેહરી કરાવી હોય તો પણ વર્ણન કરવાને અશકય–અતુલ પુણ્યનું કારણુ થાય છે તેજ શત્રુંજય ઉપર મુખ્ય જિનેશ્વરના ચૈત્યનો ઉદ્ધાર કરનારાને જે પુણ્ય તથા જે કીર્તિ પ્રાપ્ત થાય તેને માપવાને માટે કોણ સમર્થ છે?[૮૪–૮૫] એ પ્રમાણે તે સમયે ભવ્ય લોકો સ્તુતિ કરી રહ્યા હતા, ગીતનૃત્ય આદિ કરવામાં મગ્ન બન્યા અને ભવ્ય મોક્ષરૂપી પ્રાસાદને પ્રાપ્ત થયેલા હોય તેમ માનવા લાગ્યા.[૮૬] એ પ્રકારે ભવ્ય લોકો મહોત્સવ કરી રહ્યા હતા ત્યારે દેશલ દેવાલયના શિખર ઉપર ધ્વજાદંડ ચઢાવવાને તૈયાર થયો, તેણે દેવાલયના શિખર ઉપર સુખેથી ચઢવા માટે માણસો પાસે પગથીયાં બંધાવ્યાં, કે જે પગથીયાં સ્વર્ગ ઉપર ચઢવા માટે મજબૂત નીસરણી જેવાં જણાતાં હતાં.[૮૮] તે પછી સંઘપતિ શ્રીદેશલ પોતાના પુત્રની સાથે શ્રીસિદ્ધસૂરિપ્રભુને હાથનો ટેકો આપીને તેમજ મોટા

દંડને આગળ કરીને દેરાસરના શિખર ઉપર ચઢયો.[૮૯] તે વખતે સિદ્ધસૂરિ ગુરુએ શિખરના કળશ ઉપર વાસક્ષેપ નાંખ્યો અને તે કળશનેજ દેશલના કુળમાં જાણે સ્થાપિત કરતા હોય તેમ શોભવા લાગ્યા.[૯૦] પછી સંઘનાયક દેશલે સદાચારી કારીગરો પાસે પોતાના કીર્તિસ્તંભની પેઠે દંડની પ્રતિષ્ઠા કરાવી.[૯૧] અને તેના ઉપર ચંદ્રના જેવી ઉજ્જવળ એવી એક ધ્વજા બંધાવી. તે ધ્વજા, ભયંકર કલિ-કાળના વિજયથી ઉંચે ફરકી રહેલી દેશલની વિજયપતાકા હોય તેવી શોભતી હતી.[૯૨] તેમજ સર્વજ્ઞ ભગવાનના દેરાસર ઉપર વિ-સ્તાર પામેલી ઉજ્જવળ પતાકા, અત્યંત લાંબી તથા કાળા અગરના હસ્તક (થાપા) થી યુક્ત હોઇને ભવ્ય લોકોને પવિત્ર કરવા માટે સ્વર્ગમાંથી ઉતરતી અને ચક્રવાક પક્ષીથી યુક્ત એવી ગંગાની પેઠે શોભતી હતી.[૯૩] પોતાના પાંચ પુત્રોથી યુક્ત સાધુ દેશલ, પાંચ ઇન્દ્રિયોથી યુક્ત જીવની પેઠે જ્ઞાન ધર્મોમાં અત્યંત શુદ્ધ બુદ્ધિવાળો હોઈને સર્વ મનુષ્યોમાં પરમ શોભાને પ્રાપ્ત થયો હતો.[૯૪] પૂર્વે જાવડિએ પોતાની સ્ત્રી સાથે જ્યાં નૃત્ય કર્યું હતુ અને તે વખતે વાયુ જેમ રૂને ઉરાડી નાખે તેમ વિધાતાએ તેને ક્યાંઈ ફેંકી દીધો તે હજી સુધી પણ કોઇ જાણી શકયુ નથી, તેજ સ્થળે ભાગ્યશાળી દેશલે સમગ્ર સંઘની સાથે નૃત્ય કરવાનો આરંભ કર્યો અને તેમાં તેનો મનોરથ સિદ્ધ થયો, તેમજ સમગ્ર પુત્રોની સાથે તે વિજયી થયો.[૯૫-૯૬] તે સમયે આનંદ પૂર્ણ મનવાળા સાધુ દેશલે નૃત્ય કરતા કરતા યાચકોને અનેક પ્રકારના દાનો આપ્યા હતા, તેમજ સુવર્ણ, ઘોડા, વસ્ત્રો તથા અલંકારોનાં પણ પુષ્કળ દાનો કર્યાં હતાં.[૯૭] વળી જે વેળા દેવાલયના ઉપરના ભાગમાં રહીને તે નૃત્ય કરતો હતો, ત્યારે તેણે કલ્પવૃક્ષની પેઠે નીચે રહેલા મનુષ્યને અત્યંત હર્ષથી સુવર્ણ તથા રત્નોના અલંકારો અને વસ્ત્રોરૂપ ફળો અર્પણ કર્યું

હતાં.૯૮ તેમજ સાધુ સહજપાલ, સાહણ, સમરસિંહ, સામંત, અને સાંગણ—એ પાંચે જણાએ પણ ધનની વૃષ્ટિ કરી હતી.૯૯ એ રીતે તેઓ જ્યારે યાચકોને દાનો આપતા હતા, ત્યારે તે જોઇને લોકોએ માન્યું હતુ કે પરસ્પર સ્નેહવાળા આ પાંચે પાંડવો છે કે શું? ૧૦૦ તેમજ મનમાં વિસ્મય પામેલા સર્વ લોકો તે વેળા પરસ્પર કહેતા હતા કે, તીર્થનો ઉદ્ધાર કરવા માટે તે પાંડવોજ ફરી આવેલા છે કે શું?૧૦૧ એ રીતે અત્યંત ઉત્કંઠાથી ઉત્સવ કર્યા પછી સાધુ દેશલ જિનપતિનું મુખકમળ જોવા માટે શિખર ઉપરથી ઉતર્યો અને અત્યંત આનંદથી તથા વેગથી જિન ભગવાન પાસે ગયો.૧૦૨ પછી તેણે બલાનક મંડપના આગળના ભાગમાંથી ખસેડીને દેવના મસ્તકના વિભાગથી આરંભી છેક શિખરના દંડ સુધી રેશમી વસ્ત્રો જેની વચ્ચે સાધેલા હતાં તેવી મોટી મોટી ધ્વજાઓ બંધાવી.૧૦૩ અને દેવને નિમિત્તે ત્રણ છત્રો તેણે અર્પણ કર્યાં. તે છત્રોમા એક એક છત્ર જાણે ત્રણ લોકનુ અધિપતિપણુ મેળવવાની ઇચ્છાથી હોયની તેમ હિમાંશુ—રૂપા, પટ્ટાંશુ—રેશમી વસ્ત્ર અને સુવર્ણનુ બનેલું હતું.૧૦૪ તેમજ દેશલે સ્વર્ગનુ રાજ્ય મેળવવા માટે હોયની તેમ ગંગાના તરંગ સમાન સુંદર અને ચમરીના કેશથી બનાવેલાં બે ચામરો આદિનાથ ભગવાનને અર્પણ કર્યાં ૧૦૫ તે ઉપરાંત બીજાં બે ચામરો, કે જેઓનો દંડ સુવર્ણનો હતો તથા તંતુઓ રૂપાના હતા તે પણ અર્પણ કર્યા૧૦૬ વળી જેમ પોતાના પુણ્યસમુદાયરૂપ મણિઓના પર્વત ઉપર જાણે નિધિ સ્થાપન કરવા તૈયાર થયો હોય તેમ, દેશલે સુવર્ણના, રૂપાના, તથા પિતળના સ્નાત્ર કળશો જિન ભગવાનને અર્પણ કર્યા.૧૦૭ દેશલે મંગલમય અને આરાત્રિક—શાશ્વત સ્થાન મેળવવા માટે ઉત્સુક હોયની તેમ રૂપાનો એક સુંદર મંગળદીવો તથા આરતિ આપી, ૧૦૮ વળી તેણે દેવા-

લયના ચારે ખૂણામાં તથા સર્વ મંડપોમાં રેશમી વસ્ત્રથી બનાવેલા તથા મોતીની સેરોવાળા ચંદરવા બંધાવી દીધા હતા.[૧૦૯] સંઘનાયક દેશલે સર્વ દોષોથી રહિત એવા ભગવાન જિનેશ્વરની આગળ અખંડ (અણીશુદ્ધ) ચોખાઓથી, મગથી, સોપારીઓથી, નાળીએરથી તથા અલંકારોથી મેરુ પર્વત પૂર્યો અને જિનેશ્વર ભગવાનના જન્મ-સમયે જેમ મેરુપર્વત ઉપર સ્નાત્રોત્સવ થયો હતો તેવોજ સ્નાત્રો-ત્સવ એ સમયે આદિનાથ ભગવાનનો કર્યો.[૧૧૦-૧૧૧] તે પછી દેશલે ઉપવાસ તથા વ્રત કરી પવિત્ર થઇને પોતાના પુત્રો, પૌત્રો અને અનુયાયીઓની સાથે બીજા પણ સર્વ જિનેશ્વરોનું પૂજન કર્યું અને દશ દિવસનો ઉત્સવ ચાલુ કર્યો.[૧૧૨] તે વેળા પણ દેશલે પૃથ્વીના સર્વ ખંડોની લક્ષ્મી સંપાદન કરવા માટે ઉત્તમ પ્રકારના કપૂરથી તથા ચંદનથી ભગવાનના શરીરનું અર્ચન કર્યું[૧૧૩] તેમજ મરણ પછી દેવોની લક્ષ્મી પ્રાપ્ત કરવા માટે તે શુદ્ધ મનવાળા દેશલે બોરસળી, કેવડો, ચંપો તથા જૂઇ વગેરેનાં પુષ્પોથી આદિ-નાથ ભગવાનની પૂજા કરી.[૧૧૪] સાધુ સાહણપાલ રાત્રિના સમયે પલપ્રમાણ કપૂર ઘુંટીને અને તે વડે વિલેપન કરીને આદિનાથ ભગવાનના શરીરને કસ્તૂરીથી ભૂષિત કરતો હતો અને લાખોની સંખ્યામાં માલતી, કેવડો, મોગરો તથા ચંપો-વગેરેના પુષ્પોથી અદ્‌ભુત મહાપૂજા રચતો હતો.[૧૧૫-૧૧૬] સાધુ સમરસિંહ તે વખતે જિન ભગવાન આગળ પ્રજ્વલિત અગ્નિમાં ઉત્તમ જાતનું કપૂર તથા કાળું અગર હોમતો હતો, જેથી તેના ધૂમાડાને બહાને દેશલનાં પાપો તેના પુણ્યથી જાણે દૂર થતાં હોય તેમ લાગતું હતુ.[૧૧૭] તે પછી દેશલ સહજપાલની સાથે મંડપમાં ઉભો રહી અરિ-હંત ભગવાન ઉપર પોતાની દૃષ્ટિને સ્થિર કરતો હતો અને તીર્થ-નાથના ગુણમાં બુદ્ધિને એકાગ્ર કરી નાટચમહોત્સવ કરાવતો હતો.

૧૧૮ પ્રતિદિન પ્રાતઃકાળે શ્રીસિદ્ધસૂરિ ગુરુના ચરણયુગલમાં પ્રણામ કરી સર્વ સાધુઓને સંપૂર્ણ તૃપ્તિ કરનારાં ભાતપાણી વહોરાવીને પ્રસન્ન કરતો હતો અને તે પછી પોતે પોતાના પુત્રોની સાથે પારણું કરતો હતો. ૧૧૯ એટલુંજ નહિ પણ ઉત્તમ વૈભવવાળો તે દેશલ ભાટ-ચારણોને તથા સર્વ ગવૈયાઓને પણ યથેષ્ટ ભોજન કરાવતો હતો. ૧૨૦ ઉપરાંત યોગીઓ, દીનમનુષ્યો, અનાથો તથા દરિદ્રીઓને પણ ભોજનની સવડ થાય, તે માટે તેણે એક અન્નસત્ર ખુલ્લુ મૂક્યું હતુ. ૧૨૧ એ રીતે સંઘનાયક દેશલ ધર્મમાં પરાયણ થઇને હમેશાં દાન આપતો. બરાબર દશ દિવસ સુધી તીર્થનાથનો દશ દિવસનો મોટો ઉત્સવ કર્યો. ૧૨૨ પછી અગીઆરમે દિવસે પ્રભાતમાં પોતાના ગુરુ શ્રીસિદ્ધસૂરિને હાથે દેશલે, સમગ્ર સંઘની સાથે ભગવાનના હાથેથી કંકણબંધન છૂટું કરાવ્યું અને પોતે નવા કરાવેલા સુવર્ણના મુકુટ, હાર, શોભાયમાન કંઠાભૂષણ, બાજુબંધ તથા કુંડલ આદિ અલંકારો ચઢાવીને જગત્પ્રભુ આદિનાથનું પૂજન કર્યું. ૧૨૩-૧૨૪ તે વેળા બીજા પણ ભવ્ય જનોએ જિનભગવાનની આગળ અનુક્રમે અતિસુંદર મોટી ધ્વજાઓ બંધાવી, મેરુપર્વત પૂરાવ્યા અને સ્નાત્ર કરાવ્યા. ૧૨૫ તેમજ સંઘમાં આવેલા સર્વ સંઘ પુરુષોએ પણ પોતપોતાના વારા પ્રમાણે ભગવાનની મહાપૂજા, દાન તથા અન્નસત્રો વગેરે પુણ્યકર્મો કર્યાં. ૧૨૬ અને પછી દેશલ, સમગ્ર સંઘની સાથે તથા સુગુરુઓની સાથે હાથમાં આરતિ ઉંચી કરીને આદિનાથ ભગવાનની આગળ ઉભો રહ્યો અને તે વખતે તેના બન્ને બાહુ આગળ ધર્મમાં નિત્ય ઉદ્યમી રહેનારા અને ગુણના ભંડારરૂપ સાધુ સાહણ તથા સાંગણ હાથમાં ચામર ધારણ કરીને ઉભા રહ્યા. ૧૨૭ બીજી તરફથી સામંત અને સહજપાલ પણ હાથમાં કલશ ગ્રહણ કરીને પોતાના પિતા સાધુ દેશલની બન્ને બાજુ ઉભા રહ્યા. ૧૨૮ તે વખતે સાધુ સમરસિંહે

ભક્તિમાન થઇને પોતાના પિતાના ચરણથી આરંભીને નવે અંગોનું ચંદનનાં તિલક કરીને પૂજન કર્યું.[૧૨૯] અને તેમના લલાટમાં સુખડનું તિલક કરીને તે ઉપર તેના ભાગ્યની જાણે પુષ્ટિ કરતો હોય તેમ અક્ષત–ચોખા ચોઢયા.[૧૩૦] પછી સમરસિંહે માલતી, બોરસળી, ચંપો અને મોગરો–વગેરેનાં પુષ્પોથી ગુંથેલી માળા, મોક્ષલક્ષ્મીના સ્વયંવરની જાણે વરમાળા હોય તેમ, પોતાના પિતાના કંઠમાં પહેરાવી.[૧૩૧] તેમજ સંઘના બીજા પુરુષોએ પણ સાધુ દેશલના ચરણમાં તથા લલાટમાં મલયચંદનનાં તિલક કર્યાં, આરતિની પૂજા કરી તેના કંઠમાં પુષ્પોની માળા પહેરાવી અને સુવર્ણની વૃષ્ટિ કરી.[૧૩૨] તે સમયે કેટલાએક ગવૈયાઓ શ્રીજિનેન્દ્ર ભગવાનના ગુણગાન કરવામાં તલ્લીન બની રહ્યા હતા, તેઓને સમરસિંહે પોતે કીમતી સુવર્ણ-કંકણ, ઘોડા તથા વસ્ત્રોનાં દાન કરીને પ્રસન્ન કર્યા.[૧૩૩] પછી દેશલે આદિનાથ ભગવાનની આરતી ઉતારી અને તેમની પૂજા કરી પ્રણામ કરીને મંગળદીવો ગ્રહણ કર્યો. [૧૩૪] તે વેળા બારોટ વગેરે ભાટો સિંહના જેવા ગંભીર સ્વરથી શ્રીયુગાદિ જિનેશ્વરની ગુણાવલી ગાવા લાગ્યા.[૧૩૫] બીજા સ્તુતિપાઠકો પણ સાધુ દેશલની તથા સમરસિંહની કીર્તિલતાને મેઘ સમાન પોષણ આપનાર બિરુદાવલીને આનંદપૂર્વક હાથ ઉંચા કરી કરીને બોલવા લાગ્યા.[૧૩૫] તે સાંભળી સમરસિંહે બારોટ વગેરે ભાટોને રૂપુ, સુવર્ણ, રત્નો, ઘોડા, હાથી તથા વસ્ત્રોનાં હર્ષપૂર્વક દાન આપ્યાં.[૧૩૭] તે પછી શ્રીદેશલે સુગંધી કપૂરના ખંડવડે મંગળદીવો પ્રકટ કરીને મંગળદીપસ્તવન ભણવા માંડયું કે તુરતજ તેની સાથે મોટાં વાદિત્રોના શબ્દો પણ થવા લાગ્યા. [૧૩૮] એ રીતે મંગળદીવો ઉતારી લઈ દેશલે, સંઘની સાથે પોતાના ડાબા ઢીંચણને સંકોચી લઇ પૃથ્વી પર મૂકયો અને મુખને પૃથ્વીપર રાખી, મસ્તક ઉપર બે હાથ જોડીને શક્રસ્તવથી આદિનાથ ભગવાનની સ્તુતિ કરી.

૧૩૯ તેજ પ્રમાણે શ્રી સિદ્ધસૂરિએ પણ સંઘની આગળ રહીને શક્રસ્તવ ઉપરાંત આદિજિનેશ્વરની અમૃતાષ્ટક વડે સ્તુતિ કરીઃ—૧૪૦ "હે દેવ! અમૃતના સ્થાનરૂપ આપના મુખના દર્શન કરીને અમારી બુદ્ધિરૂપી દૃષ્ટિવિષવાળી નાગણીએ મિથ્યાત્વમોહરૂપી ઝેરનો ત્યાગ કર્યો છે, અને હવે તો પુષ્કળ આનંદ મગ્નજ બની રહી છે. ૧૪૧ હે દેવ! આપના મુખચંદ્રના અમૃતમય કુંડમાથી શ્રેષ્ઠ જ્ઞાનિપુરુષોએ અમૃતની વૃષ્ટિ કરનારા જે શાસ્ત્રો રચ્યાં છે તેનુ શ્રવણ કરીને મારૂ મન સંસારથી ઉત્પન્ન થનારા દાહનો ત્યાગ કરીને હવે શાંત થયું છે. ૧૪૨ હે જિનદેવ! આપનો આ હાથ વિશેષે કરીને અમૃતના સમાન આનંદ ઉપજાવે છે, અને હું માનું છુ કે, રતિ, કુદૃષ્ટિ અને વિકારના ત્રણે દોષો આપ માંથી દૂર થયા છે, જેથી આપ જગતમાં દર્શનપાત્ર થયા છો. ૧૪૩ અહો! હે દેવ! અજવાળી આઠમના ચંદ્રતુલ્ય આપના લલાટને જોઇને આજે મારા નેત્ર રૂપી ચકોરપક્ષીનુ યુગલ, તેની (લલાટની) કાંતિના તરંગસમૂહનું પાન કરી તેજ ક્ષણે પુષ્ટ બની ગયુ છે. ૧૪૪ હે દેવ! આપનું આ શરીર, કે જે અગણિત પુણ્યસમુદાયથી ભરપૂર છે અને અનંત કલ્યાણનું કારણ છે, તેનું જો માત્ર એકજવાર દર્શન થયું હોય તો, ભવ્ય જીવોને મરણ પછી અજરામર મોક્ષસુખ અર્પણ કરે છે. ૧૪૫ હે દેવ! આપની જિહ્વા, ખરેખર અતિરસ ભરેલાં વાક્યામૃતની એક તળાવડી સમાન જ છે. કેમકે તે પોતાની સ્પંદન ક્રિયાથી ઉત્પન્ન થયેલા સરસ વચન સમૂહોના વિસ્તારરૂપ જળતરંગોનુજ સિંચન કરીને અમારા શરીરને શીતલ કરે છે. ૧૪૬ હે જિનપતિ! આપનાં બન્ને નેત્રો, જગતનુ કલ્યાણ કરનારા આપના શરીરમાં આવી રહેલા અમૃતના બે સમુદ્રો સમાન છે. કેમકે, હે જિનેશ! એમાં સંસારથી ઉત્પન્ન થનારાં દુઃખરૂપી દાહની શાંતિ થાય છે. ૧૪૭ હે દેવ! લાલ કાંતિવાળા અને

લાવણ્યરૂપ અમૃતથી યુક્ત આપના બન્ને ચરણ, સંસારરૂપ નિર્જળ-માર્ગમાં ભ્રમણ કરીને આતુર બનેલા અને પુણ્યરૂપ જળથી રહિત એવા સંસારીઓને શરણરૂપ થાઓ. ૧૪૮ એ પ્રમાણે હે નાથ! આ અમૃતાષ્ટક સ્તોત્રથી અત્યંત આનંદપૂર્વક મેં આપની સ્તુતિ કરી છે, માટે હે નાભિનંદન જિન! આપ મારા પર પ્રસન્ન થાઓ અને મને મોક્ષના સુખ અર્પણ કરો." ૧૪૯ શ્રી સિદ્ધસૂરિએ એ રીતે જગતના નાથ શ્રી આદિનાથ જિનેશ્વરની હર્ષપૂર્વક સ્તુતિ કરી અને પછી સાધુ દેશલની સાથે તે પાછા આવ્યા, ૧૫૦ તે પછી દેશલના પાંચે પુત્રોએ પણ સંઘના સર્વ મનુષ્યો સાથે અદ્‌ભુત આનંદ ધારણ કરીને ભગવાનની આરતિ ઉતારી. ૧૫૧ સાધુ દેશલ, એ પ્રમાણે પ્રતિષ્ઠામહોત્સવ કરીને પોતાની ઈષ્ટ સિદ્ધિથી અત્યંત આનંદમાં આવી ગયો, જેથી તેણે આદિનાથ ભગવાનની આગળ પોતાના પુત્રો તથા સંઘની સાથે નૃત્ય કર્યું. ૧૫૨ તે દેશલે ત્રણે લોકની પ્રભુતા જાણે પ્રાપ્ત થઈ હોય તેવો મનમાં વિચાર કરીને તે વેળા નૃત્ય કર્યું અને હર્ષથી પોતાના બન્ને હાથ ઉંચા કરીને જિન ભગવાન આગળ તેણે આ પ્રમાણે વિનતિ કરી–૧૫૩ "હે પ્રભુ! સંસારસમુદ્રમાં ડુબેલા પ્રાણીઓના ઉદ્ધાર કરવામાં આપ એકજ ધીર–વીર છો. હે દેવ! આજે તમે મારા પર પ્રસન્ન થાઓ, અને પુનઃ પુનઃ આપનાં દર્શન મને આપતાજ રહો." ૧૫૪ તે પછી સાધુ દેશલ યુગાદિ દેવની આજ્ઞા માગીને કપર્દી યક્ષના મંદિરમાં ગયો અને પોતાના મુખને પ્રસન્ન કરી લાડુ, નાળીએર–વગેરેથી તે યક્ષની પણ તેણે પૂજા કરી. ૧૫૫ તેમજ એ યક્ષના મંદિર ઉપર પણ તેણે રેશમી વસ્ત્રની અપૂર્વ ધ્વજા બંધાવી, જે ધ્વજા, પ્રદીપ્ત એવા પોતાના યશરૂપી મંડપને શોભાવવા માટે ચઢાવેલી પતાકા સમાન દેખાતી હતી. ૧૫૬ પછી સાધુ દેશલે જિનાર્ચાની વિધિમાં નિરંતર તત્પર રહેનારા કપર્દિ યક્ષને પ્રાર્થના કરી કે

હે યક્ષેશ! ધર્મકાર્યમાં તમે મને સહાયક થજો અને મારાં વિઘ્નોનો નાશ કરજો." ૧૫૭ આવી તે યક્ષની પ્રાર્થના કરીને સંઘનાયક દેશલે શ્રીસિદ્ધસૂરિની સાથે પર્વત ઉપરથી ઉતરવાની તૈયારી કરી. ૧૫૮ તે શ્રીમાન સાધુ દેશલ, વીશ દિવસ સુધી પોતાના પુત્રોની સાથે એ તીર્થ ઉપર રહ્યો હતો. એકવીશમા દિવસના પ્રાતઃકાળમાં સર્વ અરિહંતોની પ્રતિમાને વંદન કરી સત્વર તે પર્વત ઉપરથી ઉતરી ગયો. ૧૫૯ તે વખતે પાંચ પાંડવોની સાથે રહેલા શ્રીકૃષ્ણની પેઠે સાધુ દેશલ પાચ પુત્રોની સાથે હોઇને શોભતો હતો અને તેની બન્ને બાજુ સેંકડો ઘોડેસ્વારો વીંટાયલા હતા. ૧૬૦ તે પછી દેશલ, વાદિત્રોના ગડગડાટપૂર્વક અને મોટા ઉત્સવપૂર્વક સંઘની સાથે (તળેટીમાં રહેલા) સઘના નિવાસસ્થાનમાં આવ્યો અને ત્યાં આવીને તેણે પૂજ્ય મહામુનિઓની પાસે પોતે જાતે જઇને શુદ્ધ ચિત્તથી અને સન્માનપૂર્વક પાંચ વર્ણવાળા પકવાન્નો, ચંદ્ર જેવા ઉજ્જવળ સ્વાદિષ્ટ લાડુ વગેરે, સુગંધી-દાળભાત, ગાયોનાં ઘી અને શુદ્ધ જાતિનાં અનેક શાકો વહોરાવીને તેઓની પૂજા કરી મુનિમહારાજોને સંતોષ્યા. ૧૬૧-૧૬૨ તેમજ શ્રેષ્ઠ બુદ્ધિવાળા તે સાધુએ, પરિવાર સહિત સમગ્ર સંઘને નોતરીને અમૃતતુલ્ય વચનથી સુન્દર એવી પોતાની ભક્તિથી તેને સતોષીને આદરપૂર્વક અત્યંત સ્વાદિષ્ટ એવાં જાત જાતનાં ખાનપાનનુ ભોજન આપ્યું. ૧૬૩ ઉપરાંત ચારણોને, ગવૈયાઓને, બારોટ તથા સમગ્ર યાચકોને પણ યથેષ્ટ રસોઇ વડે દેશલે જમાડયા. ૧૬૪ એટલુંજ નહિ પણ પરદેશથી આવેલા દીનજનો, દરિદ્રિઓ તથા યોગીઓને પણ પ્રસન્ન કરવા માટે સાર્વજનિક અન્નસત્ર તેણે ખુલ્લુ મૂકયું. એ મહોત્સવમાં પાંચસો પદસ્થ આચાર્યો, વાચનાચાર્યો તથા ઉપાધ્યાયો આવ્યા હતા. ૧૬૬ સાધુ સહજપાલે મહારાષ્ટ્ર અને તિલંગ દેશમાથી બારીક અને સુદર એવાં જે વસ્ત્રો આણ્યાં હતાં

તે ઉત્તમ જાતિનાં વસ્ત્રો પદસ્થ એ પાંચસો સાધુઓને દેશલે પરમ ભક્તિપૂર્વક વહોરાવ્યાં. ૧૬૭ તેમજ જેને જોઇએ તેવાં બીજાં અનેક પ્રકારના વસ્ત્રો, બીજા બે હજાર સાધુઓને વહોરાવ્યાં. ૧૬૮ બીજી તરફ દાનમંડપમાં બેસીને સમરસિંહે સાતસો ચારણોને, ત્રણ હજાર ભાટોને તથા લગભગ હજાર ઉપર ગવૈયાઓને ઘોડા, સુવર્ણ તથા વસ્ત્ર વગેરેનાં મનવાંછિત દાન આપીને તેઓનુ સન્માન કર્યું. ૧૭૦ ઉપરાત શત્રુજય પર્વતની આસપાસ કેટલીક વાડીઓમાં રેંટ ભાંગી ગયા હતા, કેટલીક વાડીઓમાં રેંટ નહિ હોવાથી વૃક્ષો લગભગ છિન્નભિન્ન જેવાં થઇ ગયાં હતાં અને કેટલીક વાડીઓને ફરતી વાડ ન હતી, તે સર્વ વાડીઓને સમરસિંહે ભગવાનની નિત્ય પૂજા માટે માળીઓને પુષ્કળ ધન આપી રાખી લીધી અને તેઓને ફરી નવી બનાવી. ૧૭૧-૧૭૨ તેમજ જિનેન્દ્રની સેવામાં તત્પર રહેનારા પૂજારાઓને, ગવૈયાઓને, કારીગરોને તથા ભાટ વગેરે લોકોને સમરસિંહે વાગ્ભટની પેઠે ઇચ્છિત પગાર બાંધી આપીને ત્યાં રાખી-લીધા. ૧૭૩

## સંઘનું ગિરનાર તરફ પ્રયાણ

એ પ્રમાણે તે શત્રુજય તીર્થ ઉપર પોતાના પુણ્યવૃક્ષને સ્થાપીને દેશલે ગિરનાર તીર્થને વંદન કરવા માટે તૈયારી કરી. ૧૭૪ સારા મુહૂર્તવાળા દિવસે દેવાલય સૌની આગળ ચાલ્યું અને તેની પાછળ સર્વ સઘલોકની સાથે દેશલ ચાલતો થયો. ૧૭૫ માર્ગમાં અમરાવતી (અમરેલી) વગેરે શહેરો તથા ગામડાં આવ્યા ત્યા અદ્ભુત કૃત્યો કરીને જિનશાસનને દીપાવતો દીપાવતો ગિરનાર પર્વત તરફ તે જતો હતો. ૧૬૭

## રાજા મહિપાલદેવ અને સમરસિંહનો સમાગમ.

જૂનાગઢનો રાજા મહીપાલ, તે વેળા શ્રીદેશલ તથા સમરસિંહના ગુણોથી મનવડે જાણે આકર્ષાયો હોય તેમ, સંઘપતિ દેશલને

સંઘની સાથે ત્યાં આવેલો સાંભળી તેની સામે આવ્યો. ૧૭૭ તે વખતે વજ્ર તથા ચક્રનાં ચિન્હથી યુક્ત હાથવાળા જૂનાગઢનો રાજા તથા સમરસિંહ પ્રીતિપરાયણ થઇને અન્યોન્યને જ્યારે મળ્યા, ત્યારે ઇન્દ્ર તથા ઉપેન્દ્ર સમાન શોભવા લાગ્યા. ૧૭૮ તેઓ બન્ને પરસ્પર આલિંગન કરીને એક આસન પર બેઠા અને પ્રેમપૂર્વક કુશલપ્રશ્ન આદિ વાર્તાલાપ કરીને પ્રસન્ન થયા. ૧૭૯ સાધુ સમરસિંહે જાત-જાતનાં ભેટણાં ધરીને રાજાને સંતોષ્યો અને તે રાજાએ પણ બમણી ભેટ આપીને સમરસિંહને સંતુષ્ટ કર્યો. ૧૮૦ પછી શ્રીમહીપાલદેવે સમરસિંહની સાથે આવીને સંઘપતિ દેશલનો પ્રવેશમહોત્સવ કર્યો. ૧૮૧ અને સમરસિંહદ્વારા તેજપાલપુરની પાસે સંઘ માટે રહેવાની વ્યવસ્થા કરાવીને રાજા પોતાના નિવાસસ્થાનમાં ગયો. ૧૮૨

## સંઘનુ ગિરનાર ઉપર જવું

તે પછી ગિરનારના મસ્તક ઉપર મુકુટસમાન શ્રી નેમિજિનને વંદન કરવા માટે દેશલ, પોતાના ગુરુ તથા સમસ્ત સંઘની સાથે પર્વત ઉપર ચઢયો. ૧૮૩ અને ત્યાં પણ સાધુશ્રેષ્ઠ સંઘપતિ દેશલે મોટી ધ્વજા ચઢાવી, સાર્વજનિક અન્નસત્ર ખુલ્લા મૂક્યાં પૂજાઓ કરી અને દાનાદિક સર્વ વિધિ શત્રુંજયની પેઠેજ કર્યા. ૧૮૪ તેણે પ્રદ્યુમ્ન તથા સાંબનાં ઉંચાં શિખરોનાં દર્શન કર્યા અને ત્રણ કલ્યાણકોને લીધે મુખ્ય ગણાતાં દેરાસરોમાં પણ ભગવાનનાં દર્શન કર્યાં. ૧૮૫ તેમજ ત્યાં યાત્રા કરતાં કરતાં દેશલે સર્વ દેરાસરોમાં મોટી પૂજાઓ કરી, મોટી ધ્વજાઓ અર્પણ કરી અને એ પ્રમાણે કરીને તે મહાબુદ્ધિમાન પુરુષે પોતાના પૂર્વજોનો અત્યંત ઉદ્ધાર કર્યો. ૧૮૬ વળી સંઘપતિ શ્રીદેશલે પુત્રો તથા પૌત્રોની સાથે અંબામાતાનું જ્યારે પૂજન કર્યું કે તેજ સમયે પ્રસન્ન થઇને માતાએ સમરસિંહને પુત્રનો લાભ આપી તેની

કૌટુંબિક વૃદ્ધિ કરી. ૧૮૭ અને તે યોગ્યજ ગણાય કે જેના ખોળામાં હમેશાં પુત્રો રહ્યા છે એવી અંબા પુત્રો આપે છે. લોકમાં પણ આ વાત પ્રસિદ્ધ છે કે જે વસ્તુ હોય છે તેજ આપી શકાય છે. ૧૮૮ એ રીતે સમરસિંહને પુત્રપ્રાપ્તિરૂપ ઉન્નતિ પ્રાપ્ત થઇ, ત્યારે દેશલે વિશેષે કરી શ્રીઅંબાજીનુ પૂજન કર્યું અને પુત્રના લાભથી 'આ ધર્મ તુરતજ ફળ અપે છે' આવો મનમાં વિચાર કરી તેનુ વર્દ્ધાપન કરાવ્યુ. ૧૮૯-૧૯૦ તે પછી દેશલે ભવ્યલોકોના દોષોને દૂર કરનાર શ્રી ગજેન્દ્રપદકુંડના જળમાં સ્નાન કર્યું અને તેના પ્રભાવથી પાપને જલાંજલી આપી-પાપથી મુક્ત થયો. ૧૯૧ સહજપાલ વગેરે દેશલના નીતિમાન પુત્રોએ પણ સ્વચ્છ હૃદય સમાન એ કુંડમાં સ્નાન કર્યું અને સંસારરૂપ ઘોર વનમાં ફરવાથી થયેલી ગ્લાનિને દૂર કરી આનંદ પ્રાપ્ત કર્યો. ૧૯૨ એ પ્રમાણે દશ દિવસ એ તીર્થમાં રહીને સંઘપતિ દેશલ શ્રીનેમિનાથની આજ્ઞા લઈ ગિરનાર ઉપરથી ઉતર્યો. ૧૯૩

## સમરસિંહને મુગ્ધરાજનું આમંત્રણ

તે સમયે દેવપત્તન (પ્રભાસપાટણ)નો રાજા સમરસિંહને મળવા માટે ઉત્કંઠિત થયો. ૧૯૪ તેણે સમરસિંહની પાસે પોતાના પ્રધાનોને મોકલ્યા અને એક વિજ્ઞપ્તિ પત્ર (તેઓદ્વારા) તેના હાથમાં આપ્યો. તેમાં તેણે જણાવ્યું હતુ કે હે સમરસિંહ! સમગ્ર કળાઓને ધારણ કરનારા અને પવિત્ર એવા તમે એક ચંદ્રરૂપ છો, માટે તમારે એ પ્રમાણે કરવું જોઇએ, કે જેથી મારા ચિત્તરૂપી ચકોર પ્રસન્ન થાય. ૧૯૫-૧૯૬ આ લેખનો અર્થ જાણી લઇને સમરસિંહ ત્યા જવા માટે ઉત્સુક બન્યો. કેમકે, એક મનુષ્ય ભૂખ્યો હોય અને તેને ભોજનનું નિમંત્રણ આવે તેવુંજ એ બન્યું હતું (અર્થાત્ સમરસિંહને ત્યા જવાની ઇચ્છા તો હતીજ અને ત્યાથી નિમંત્રણ આવ્યું.) ૧૯૭ તે

પછી કામસમાન સુંદર તે સમરસિંહ, (જૂનાગઢના રાજા) શ્રીમહીપાલદેવની રજા લેવા માટે ભેટણાં હાથમાં લઇને તેની પાસે ગયો.[૧૯૮] ત્યારે શ્રીમહીપાલદેવે સતોષ પામીને સમરસિંહને રેશમી સામાનવાળો એક ઘોડો તથા શ્રીકરી અર્પણ કર્યો.[૧૯૯] તે પછી શ્રીસુગ્ધરાજનો પત્ર આવવાથી જેનો ઉત્સાહ તથા હર્ષ વૃદ્ધિ પામ્યો હતો એવો શ્રીદેશલ, સમગ્ર સંઘની સાથે શ્રીદેવપત્તન નગર તરફ ચાલ્યો.[૨૦૦] માર્ગમાં લક્ષ્મીના સ્થાનરૂપ એવાં વામનપુરી (વણથળી) વગેરે સર્વ સ્થાનોમાં ચૈત્યપરિપાટીના મહોત્સવને કરતો હતો અને ચંદ્રસમાન ઉજ્જવળ તથા સુંદર કીર્તિવાળો તે સંઘપતિ, હર્ષ તથા સહાયકોની સાથે દેવપત્તન પહોંચી ગયો. તે વખતે સમરસિંહને પાસે આવેલો સાંભળી સુગ્ધરાજ, તુરતજ તેને મળવાના આનંદથી ઉલ્લાસ અને રોમાંચયુક્ત થઇ રહ્યો.[૨૦૨] છત્ર–ચામર આદિથી યુક્ત તે સુગ્ધરાજ પોતાના પરિવારની સાથે સંઘપતિની સામે આવ્યો.[૨૦૩] તે વખતે પોતાનાં કિરણોથી આકાશને પ્રકાશિત કરનારા સૂર્ય અને ચંદ્રની પેઠે સમરસિંહ તથા સુગ્ધરાજ–બન્ને જણા અન્યોન્યની પાસે આવીને મળ્યા.[૨૦૪] અને સમરસિંહને ભેટીને સુગ્ધરાજ આનંદમગ્ન થયો, તેમજ સાધુ સમરસિંહ પણ રાજાને કુશળ સમાચાર પૂછીને અમૃતમગ્ન થયો હોય તેમ આનંદ પામ્યો.[૨૦૫] તે પછી તેઓ બન્નેએ પરસ્પર ભેટણાં અર્પણ કર્યાં તથા એક બીજાના ભેટણાં ગ્રહણ કર્યાં. તેઓ બન્ને જણા એક બીજા ઉપર પ્રસન્ન થઇને પોતપોતાના સમાગમને શુભ પરિણામવાળો માનવા લાગ્યા.[૨૦૬]

## સંઘ સહિત સમરસિંહનો દેવપત્તનમાં પ્રવેશોત્સવ

પછી સંઘપતિ દેશલે સમરસિંહને આગળ કરી ચારે પ્રકારનાં સંઘની સાથે તથા દેવાલયની સાથે, ઇન્દ્ર જેમ અમરાવ-

તીમાં પ્રવેશ કરે તેમ, પ્રભાસપાટણમાં પ્રવેશ કર્યો. તે વેળા સોમનાથનો મુખ્ય મહત તેની આગળ ચાલતો હતો, તે મહંતતા બીજા અનુયાયીઓ પોતાની મેળે ઉત્સવ કરીને તેના ઉત્સાહમાં વૃદ્ધિ કરતા હતા, પાટણનગરમાં પણ દરવાજે દરવાજે તોરણો લટકાવી દીધાં હતાં અને ચોતરફ પતાકાઓ ફરકી રહી હતી.[૨૦૭–૨૧૦] સત્પુરુષોને માન્ય એવો તે દેશલ, શ્રીસોમેશ્વર મુગ્ધરાજની પાસે હર્ષની સાથે ઉત્સવપૂર્વક એક પ્રહર સુધી રહ્યો.[૨૧૧] અહો! આ ઘણુ આશ્ચર્ય ગણાય કે, જે પૂર્વકાળમાં સંપ્રતિરાજા, શાતવાહન, શિલાદિત્ય, તથા આમ રાજા વગેરે રાજાઓએ, તથા સત્યયુગમાં ઉત્પન્ન થયેલા બીજા ધનવાન જૈનોએ તથા કુમારપાલ જેવા મહારાજાએ પણ જે વૈરને દૂર કર્યું ન હતું તે વૈર દેશલના ભાગ્યયોગે હમણા કળિકાળમા પણ દૂર થયુ.[૨૧૬] શ્રીજૈનશાસન અને શિવશાસનનું પરસ્પર સ્વાભાવિક વૈર દૂર કરીને તે બન્ને મુગ્ધરાજ તથા સમરસિંહની પર્ષદ્ મિત્રની સભાની જેમ શોભતી હતી.[૧૧૩] સંઘપતિ દેશલે એ પ્રિય મેળાવડામાં સમસ્ત સંઘને સ્થાપિત કર્યો અને વૈરભાવ દૂર થવા રૂપ) જે આશ્ચર્ય સત્યયુગમાં પણ બન્યુ ન હતું તે એના ભાગ્યયોગે તે વેળા બન્યું.[૨૧૪] એ સમયે કોઈ એક કવિએ આ પ્રમાણે ગાયું હતુઃ—આ પૃથ્વી ઉપર કેટલા સંઘપતિઓ થયા નથી? અર્થાત્ અનેક સંઘપતિઓ થઇ ગયા છે, પણ હે સાધુવીર સમરસિંહ! તેઓમાં એકેય તારા માર્ગને અનુસરી શકયો નથી. તારા જેવું કર્મ કરી શકયો નથી. કેમકે તેં શ્રીનાભિનંદન ભગવાનનો ઉદ્ધાર કર્યો, દરેક નગરમાં ત્યાંના રાજાઓ તારી સામે આવ્યા અને છેવટે શ્રીસોમનાથના નગરમાં (પ્રભાસ પાટણમાં) પણ (ત્યાંના શિવધર્મીઓના આનંદ સાથે) તેં પ્રવેશ કર્યો. આ પ્રકારે તારી નવી કીર્તિ જગતમાં ઝળકી રહી છે.[૨૧૫] દેશલે તે પ્રભાસ-

પાટણમાં પણ અસ્ખલિત દાન આપ્યાં, જિન ચૈત્યોમાં અઠ્ઠાઇ ઉત્સવો કર્યા અને સોમનાથની પૂજા કરાવી.[૨૧૬] તે પછી સમરસિંહ, મુગ્ધ રાજા પાસેથી શ્રીકરી (?) અને એક ઘોડો મેળવીને અજાધરપુર તરફ શ્રીપાર્શ્વનાથ ભગવાનને વંદન કરવા માટે દેશલની સાથે નીકળ્યો.[૨૧૭]

એ નગરમાં જે પાર્શ્વનાથ ભગવાન છે તે, સમુદ્રમાં મુસાફરી કરતા કોઇ એક વહાણવટીને સ્વપ્નમાં પોતાને બહાર કાઢવાનો આદેશ કરીને તેમાંથી નીકળ્યા છે અને તે વહાણવટીએજ તેમનુ અતુલ દેરાસર ત્યાં બંધાવ્યું છે.[૨૧૭] એ સ્થળે પણ મહાધ્વજા, મહાપૂજા વગેરે મહોત્સવ કરીને દેશલ, સંઘ સાથે કોડીનાર નગરમાં ગયો.[૨૧૮]

તેના સબંધમાં આવી એક આખ્યાયિકા છે—પૂર્વે (કોડીનારમા) અંબિકા નામની એક બ્રાહ્મણી હતી. તેણે મુનિઓને અન્નદાન કર્યું, તેના પતિના અત્યંત ગુસ્સે થવાથી તે પોતાના બે પુત્રોને સાથે લઇને તેણી શ્રીનેમિનાથ ભગવાનનુ સ્મરણ કરતી ગિરનાર પર્વત ઉપર ચાલી ગઈ. ત્યાં ભગવાનને વદન કરી પોતાના બે પુત્રોને ફળથી તૃપ્ત કરવા માટે તેણી એક આંબા નીચે ગઇ. પણ તેવામાં પોતાના પતિને ત્યાં આવતો જોઇ ભયને લીધે અત્યંત ગભરાઇ ગઇ અને તેના ચિત્તમા વૈરાગ્યવાસના પણ ઉદ્‌ભવી હતી, જેથી તેણીએ શ્રીનેમિનાથનું શરણ લઇ પર્વતના શિખર ઉપરથી ઝંપલાવ્યુ અને એ તીર્થક્ષેત્રમાં મરણ પામી ત્યાંની અંબાદેવી નામે તીર્થની અધિષ્ઠાત્રી થઇ.[૨૧૯-૨૨૧] એ અંબિકાનું એક દેવળ, કોડીનારમાં પણ હતું. કેમકે, પ્રથમ તેણી ત્યાં રહેતી હતી. આ દેવળમાં કપૂર, કંકુ વગેરેથી તેનું પૂજન કરી સંઘપતિ દેશલે મોટી એક ધ્વજા ત્યાં અર્પણ કરી અને મોટો ઉત્સવ કર્યો. તે પછી સંઘ અનુક્રમે દીવ બદરે ગયો.[૨૨૨-૨૨૪] એ વખતે મૂળરાજ નામનો ત્યાં રાજા હતો. તેણે સમરસિંહ ઉપરની

પ્રીતિથી એક નાકાને બીજી નૌકા સાથે જોડીને ઉપર સાદડીઓ પાથરી દીધી અને તેના ઉપર સંઘ સહિત દેવાલયને ચઢાવીને જળમાર્ગે નગરમાં તે સર્વને પહોંચાડી દીધાં ૨૨૫-૨૨૬ વળી એ દીવમાં હરિપાલ નામનો એક કરોડોપતિ વ્યવહારીઓ રહેતો હતો. તે ઘણોજ બુદ્ધિમાન હતો, અને તેણે સંઘસહિત દેશલનું આદરાતિથ્ય પણ ઘણુ સારૂં કર્યું હતું. ૨૨૭ સંઘપતિ દેશલે ત્યા પણ અઠ્ઠાઇ ઉત્સવ કરીને યાચકોને ઈચ્છિત દાન અર્પણ કર્યું અને પછી ફરીથી ને શત્રુંજયતીર્થ ઉપર ગયો. ૨૨૮

## આચાર્યપદ

આ તરફ શ્રીસિદ્ધસૂરિ ગુરુ કંઇક વ્યાધિને લીધે શરીરે અસ્વસ્થ થયા, તેથી તેઓ જૂનાગઢમાજ રહી ગયા. ૨૨૯ તે સમયે સમગ્ર સંઘે પરિવાર સાથે એકત્ર થઇને એક દિવસ ગુરુને વિનતિ કરી કે હે પ્રભુ ! આપનુ શરીર કંઇક વ્યાધિગસ્ત થયેલુ જણાય છે, વળી ચાલુ સમયમાં કોઇને વિશિષ્ટ જ્ઞાન નહિ હોવાથી કોનું આયુષ કેટલું છે તે જાણી શકાતુ નથી, માટે કોઇક શિષ્યને આપ સૂરિમંત્ર અર્પણ કરો. ૨૩૦-૨૩૧ તે સાંભળી ગુરુએ સર્વસમક્ષ પોતાનો અભિપ્રાય જણાવ્યો કે, મારૂં આયુષ પાચ વર્ષ, એક માસ અને નવ દિવસનુ હજી બાકી છે. ૨૩૨ અને શ્રી-સત્યાદેવીએ કહેલો શિષ્ય પણ મારી પાસે છે, પણ હમણા કોઇને આચાર્ય તરીકે સ્થાપી શકું તેમ નથી. સમય આવશે ત્યારે સૂરી તરીકે સ્થાપીશ. ૨૩૩ ગુરુનાં એવાં વચન સાંભળી ફરી પણ સંઘે વિનતિ કરી કે, હે પ્રભુ ! હજી પણ બીજી એક વિનતિ આપને કરવાની છે; અને તે એજ છે કે, આપ પૂજ્યપાદે હમણાં સ્થાવર તીર્થ ( શત્રુંજય ઉપરનુ ) તો સ્થાપિત કર્યું પણ હવે તેજ પ્રમાણે અમારા પર કૃપા કરીને જંગમ તીર્થની ( આપના પટ્ટ ઉપર કોઇ સૂરિ મહારાજની) સ્થાપના કરો. ૨૩૪-૨૩૫ તે પછી સંઘની એ વિનતિથી

પ્રસન્ન થઇને પ્રભુ શ્રીસિદ્ધસૂરિએ મેરુગિરિ નામના પોતાના એક શિષ્યને ' કક્કસૂરિ ' એવા નામથી આચાર્યપદે સ્થાપિત કર્યા.[૨૩૬] વિક્રમ સંવત્ ૧૩૭૧ ની સાલના ફાલ્ગુન માસની શુદિ પાંચમને દિવસે કક્કસૂરિને આચાર્યપદ આપવામાં આવ્યું હતું.[૨૩૭] તે સમયે તેમના ગુરુપદની સ્થાપનાના સંબંધમાં ચૈત્રગચ્છમાં ઉત્પન્ન થયેલા ભીમદેવ નામના એક વિદ્વાને આવો એક શ્લોક ગાયો હતો.[૨૩૮] ગુરુશ્રેષ્ઠ શ્રીકક્કસૂરિની કોણ સ્તુતિ ન કરે? કેમકે જેમનો ઉદય થતાં સર્વ કલ્યાણસિદ્ધિઓ ઉત્પન્ન થાય છે."[૨૩૯] વળી તે સમયે ધારસિંહ નામના મંત્રીએ સર્વસૂરિઓ, સાધુઓ તથા શ્રાવકોની સમક્ષ કક્કસૂરિના ગુરુપદનિમિત્તે મહોત્સવ કર્યો.[૨૪૦] એ રીતે તે જૂનાગઢમાં જ ઉત્સવપૂર્વક પાચ દિવસ સુધી રહીને તેઓ ફરીથી શત્રુંજય ઉપર જઈને દેશલના સંઘને મળ્યા.[૨૪૧]

## સંઘનું પાટણ તરફ પ્રયાણ

દેશલ પણ શત્રુંજય મહાતીર્થમાં ફરી યાત્રા કરીને ગુરુની સાથે પાટલાપુર (પાટડી) ગયો.[૨૪૨] તે સ્થળે પૂર્વે જરાસંધની સાથે શ્રીકૃષ્ણનું જયારે યુદ્ધ થયું હતું અને ને યુદ્ધમાં શત્રુઓએ આખા સૈન્યમાં જ્યારે ભંગાણ પાડયું હતું, ત્યારે શ્રીનેમિનાથે એકલાએ પોતાનો શંખ વગાડીને એક લાખ રાજાઓને જિતી લીધા હતા. તે સમયે શ્રીકૃષ્ણે ત્યાં નેમિનાથની સ્થાપના કરી.

ત્યાં તે જિનની પૂજા કરી સંઘ શંખેશ્વર ગયો.[૨૪૩–૨૪૪] તે પુરના અલંકારરૂપ શ્રીમાન પાર્શ્વજિનેશ્વર છે. જેની પ્રાણત સ્વર્ગના ઇન્દ્રે ચોપન લાખ વર્ષ સુધી પૂજા કરી છે. આવી રીતે પ્રથમ સ્વર્ગમાં તેના ઇન્દ્રે તેમજ ચંદ્રે, સૂર્યેન્દ્રે અને પાતાલમાં નાગેન્દ્રે પણ ભક્તિપૂર્વક તેટલાજ વર્ષ તે પ્રભુની પૂજા કરી છે.[૨૪૫–૨૪૯] વળી ધરણેન્દ્રે પણ જે સમયે પ્રતિવાસુદેવ–જરાસંધની સાથે શ્રીવાસુદેવ–કૃષ્ણનું યુદ્ધ થયું અને તેમાં મરકીના ઉપદ્રવથી પોતાનું સૈન્ય જ્યારે વ્યાકુળ થયું, ત્યારે સૈન્યોના ભયને

દૂર કરવા માટે શ્રીનેમિનાથની આજ્ઞા પ્રમાણે કૃષ્ણે, પાતાલમાંથી એ પાર્શ્વનાથ ભગવાનને પ્રગટ કર્યા અને તેમના સ્નાત્રજળના સિંચનથી સર્વ મનુષ્યોને નીરોગી કર્યા. તે પાર્શ્વનાથ ભગવાન સર્વનું કલ્યાણ કરો. ૨૫૦ સાધુ દેશલે એ શંખેશ્વર તીર્થમાં મહાદાન, મહાપૂજા અને મહાધ્વજ–વગેરે સર્વ વિધિ કર્યા અને શ્રીપાર્શ્વભગવાનને પ્રણામ કરી હારીજ નામના ગામમાં તે ગયો. ત્યાં શ્રીઋષભદેવ ભગવાનને વંદન કરી તેણે પાટણ તરફ પ્રયાણ કર્યું. ૨૫૧–૨૫૨ શ્રીપાટણની પાસે 'સોઇક્ષા' નામનું એક ગામ આવેલું છે, ત્યાં આવીને દેશલે સમરસિંહદ્વારા સંઘના નિવાસસ્થાનો કરાવ્યાં અને સંઘનો ત્યાં પડાવ નખાવ્યો. ૨૫૩

એ વખતે શ્રીદેશલને સંઘના લોકો સાથે કુશળક્ષેમ ત્યાં આવેલા સાંભળી, પાટણના લોકો હર્ષથી પ્રફુલ્લ થઇ ગયા અને તેઓ સર્વ પોતપોતાનાં કાર્યો પડતા મૂકીને સધની સામે આવ્યા. ૨૫૪ તે અન્યોન્યની સ્પર્ધાપૂર્વક ત્યા એકઠા મળેલાં સર્વ મનુષ્યોએ સંઘપતિ દેશલના તથા સમરસિંહના ચરણનું ચંદન તથા સુવર્ણનાં પુષ્પોથી પૂજન કર્યું. અને દેવના ચરણમાં જેમ પ્રણામ કરે તેમ, તેઓના ચરણમાં મસ્તક નમાવીને ભક્તિપૂર્વક પ્રણામ કર્યા, તેમજ તેઓએ પોતે પણ શ્રીવિમલાચલ તીર્થની જાણે યાત્રા કરી હોય તેમ માન્યું. ૨૫૫–૨૫૬ તે પછી નગરનાં લોકોએ, યાત્રા કરીને પોતાના નગરમાં આવેલા તથા જયલક્ષ્મીને પામેલા ધર્મચક્રવર્તી એ દેશલના કંઠમાં હર્ષપૂર્વક પુષ્પની માળા પહેરાવી. ૨૫૭ તે સમયે અન્યોન્યના દર્શન કરીને જેઓનાં નેત્ર અતૃપ્ત જ રહ્યા હતા એવા તે નગરવાસીઓમાં બધુ પોતાના બધુને, પિતા પોતાના પુત્રને, મિત્ર પોતાના મિત્રને અને પિતા પોતાના કુટુંબને અન્યોન્યના શરીરમાં શરીર નાંખી દેવા ઇચ્છતા હોય તેમ ભેટી પડ્યા. ૨૫૮ એટલુંજ નહિ પણ જેઓ તીર્થ કરીને આવ્યા હતા તેઓને પૂજ્ય

માનીને જાણે પૂજતા હોય તેમ, પોતપોતાના સ્વજનોના કંઠમાં તેઓ પુષ્પમાળાઓ પહેરાવવા લાગ્યા.[૨૫૯] તેમજ પોતે આણેલાં ભોજનો, કે જેમાં મસાલાઓથી મઘમઘી રહેલા ઓસામણો તથા લાડુઓ મુખ્ય હતા, તેથી આંગતુને-અતિથિઓને જમાડવા લાગ્યા. [૨૬૦] સંક્ષેપમાં એટલુંજ કહેવાય કે, તે વેળા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, કે શૂદ્ર-એમાંનો તેવો કોઇ પણ નગરવાસી ન હતો, કે જે દેસલના તથા સમરસિંહના ગુણથી આકર્ષાઈને આગ્રહપૂર્વક તેઓની સામે ન આવ્યો હોય. [૨૬૧] સંઘપતિ દેશલ તથા સમરસિંહ તેઓ પ્રત્યેક મનુષ્યને તાંબૂલ તથા વસ્ત્ર વગેરે અર્પણ કરીને ઘણાજ માનપૂર્વક સન્માન કરવા લાગ્યા.[૨૬૨]

## દેશલનો પાટણમાં પ્રવેશોત્સવ

પછી સંઘપતિ દેશલે શુભ મુહૂર્તે નગરમાં પ્રવેશ કરવાની તૈયારી કરી એટલે સંઘના સમગ્ર લોકો પણ શૃંગાર કરીને સંઘપતિની પાછળ પાછળ ચાલતા થયા.[૨૬૩] સમરસિંહ વગેરે સંઘમાં દેવસમાન જણાતા પુરુષો ઘોડાઓ પર સ્વાર થયા, ત્યારે સંઘાધિપતિ દેશલ અલપખાનની પાલખીમાં બેસી સુશોભિત થઇને પાટણ આવવા ચાલતો થયો.[૨૬૪] તે સમયે સૌની આગળના ભાગમાં દેવાલય હતું, તેની બન્ને બાજુ શ્રીસિદ્ધસૂરિ વગેરે મુનીશ્વરો તથા બીજા શ્રાવકો ચાલતા હતા અને ચામરધારિણી સ્ત્રીઓ તેની ચોતરફ ચામર ધુણાવતી હતી.[૨૬૫] નરઘાં, ભેરી તથા ઢોલ વગરે વાદિત્રોની ગર્જનાને લીધે દિશાઓના વિભાગો ગાજી રહ્યા હતા અને ઝાંઝ વગાડનારી ટોળીઓ, ભગવાનના ગુણાનુવાદ ગાઇ રહી હતી, ત્યારે પાટણમાં પ્રવેશ કરવાની ઇચ્છાથી દેશલ ચાલ્યો.[૨૬૬] એ રીતે સંઘપતિ દેશલને નગરમાં પ્રવેશ કરતો સાંભળી સર્વ મનુષ્યો, હર્ષપૂર્વક સર્વ ઘર ઉપર આવીને તથા બજારમાં આવીને તેને જોવા માટે એકત્ર થયા.[૨૬૭] તેમજ

ઘેર ઘેર કંકુના થાપા કરીને, પ્રફુલ્લિત તોરણો બાંધીને તથા પૂજેલા પૂર્ણકલશો સ્થાપીને નગરના લોકોએ નગરને શણગાર્યું અને ઠેર ઠેર પતાકાઓ બાંધી દીધી.[૨૬૮] તે પછી સિતા વડે જેમનું પડખું શોભી રહ્યું હતુ, શ્રીમાન લક્ષ્મણ જેમની સાથે હતા અને રાવણને ભયાનક એવા શ્રીરામચદ્રે જેમ અયોધ્યામાં પ્રવેશ કર્યો હતો તેમ, સમરસિંહે પાટણમાં પ્રવેશ કર્યો.[૨૬૯] તેની પાછળ સંઘપતિ દેશલ, દેવાલય તથા ગુરુદર્શનની સાથે પાટણની સ્ત્રીઓના ઓવારણાં ગ્રહણ કરતો નગરમાં દાખલ થયો,[૨૭૦] અને માર્ગમાં શ્રદ્ધાળુ મનુષ્યોએ કરેલી યાત્રાની પ્રશસાને સાંભળતો તેમજ મંગલોને ગ્રહણ કરતો પોતાના ઘર પાસે આવી પહોચ્યો.[૨૭૧] તે સમયે સુવાસિની સ્ત્રીઓએ દીવો, દૂર્વા ( ધરો ), અક્ષત તથા ચંદન વગેરે પદાર્થો થાળમાં મૂકીને શ્રીદેશલના તથા સમરસિંહના લલાટમાં પ્રથમ તિલક કર્યું અને તેનાપર ચોખા ચોઢ્યા.[૨૭૨] તે પછી સુંદર ગીતમંડળ થવા લાગ્યા અને ભાટ-ચારણોના જયજય શબ્દો ઉચ્ચારાઇ રહ્યા ત્યારે દેશલે પંચ પરમેષ્ઠિનું મનમાં સ્મરણ કરીને પોતાનું ઘર શોભાવ્યું-પોતાના ઘરમાં પ્રવેશ કર્યો.[૨૭૩] અને દેવાલય ઉપરથી આદિનાથ ભગવાનને તથા કપર્દી યક્ષને ઉતારી લઇ પોતાના ઘર દેરાસરમાં તેણે પધરાવ્યા.[૨૭૪] પછી પોતાના પુત્રો સાથે તે આસન ઉપર બેઠો એટલે નગરના લોકોએ તેનાં ઓવારણા લીધા, તેને આશીર્વાદ આપ્યા તથા વંદન કર્યું. આ બધું જોઇને દેશલના નેત્રમાં હર્ષનાં આંસુ ઉભરાઇ નીકળ્યા.[૨૭૫] તે વેળા સમરસિંહે પણ પોતાને કૃતાર્થ માનીને નગરવાસી લોકોને વસ્ત્ર, તામ્બૂલ વગેરે અર્પણ કર્યા અને તેઓનું સન્માન કર્યું.[૨૭૬] એટલું જ નહિ પણ ભાટો, ચારણો, બ્રાહ્મણો તથા બીજા યાચકો, કે જેઓ ઉપરાઉપરી આશીર્વાદો આપી રહ્યા હતા તેઓ સર્વને પણ સમરસિંહે સતોષ્યા.[૨૭૭]

તે પછી સહજપાલ વગેરે વિનયનમ્ર પુત્રોએ, પોતાના પિતા દેશલના બન્ને ચરણોને દૂધ વડે ધોયા.[૨૭૮] અને દેશલે પાટણમાં આવ્યા પછી ત્રીજે દિવસે દેવભોજ્ય (નોકોરસી) કરાવ્યું, જેમાં સર્વ સાધુઓને ઇચ્છાનુસાર ભાત–પાણી વહોરાવ્યાં.[૨૭૯] એ દેવભોજ્યમાં પાંચ હજાર નગરવાસીઓને ભક્તિપૂર્વક જમાડવામાં આવ્યા હતા ને સાર્વજનિક અન્નસત્રમાં તો જમનારા લોકોની સંખ્યા જ થઇ શકે તેમ ન હતી.[૨૮૦] સંઘનાયક દેશલે એ તીર્થોદ્ધારના કૃત્યમાં સત્તાવીશ લાખ ને સિત્તેર હજાર રૂપીઆનો ખર્ચ કર્યો હતો.[૨૮૧] એ તીર્થ-કાર્ય પૂર્ણ કરીને સંઘપતિ દેશલ પોતાના આત્માને કૃતાર્થ માનવા લાગ્યો અને ધર્મકર્મમાં નિત્ય આસકત રહી ઘરનાં કામ કરવામાં પણ તત્પર થયો.[૨૮૨] તે જ પ્રમાણે સમરસિંહ પણ રાજ્યના સન્માનથી મોટી ઉન્નતિ પામીને મુખ્યત્વે પરોપકાર કરવામાં જ દિવસો ગાળવા લાગ્યો.[૨૮૩]

## દેશલનું યાત્રા માટે ફરી તીર્થગમન.

તે પછી ફરી પણ વિક્રમ સંવત ૧૩૭૫ માં દેશલે, સાત સંઘપતિઓ તથા પોતાના ગુરુ સાથે મોટાં મોટાં સર્વ તીર્થોમાં બે વખત યાત્રા કરી હતી. તે વેળા એની સાથે લગભગ બે હજાર માણસો હતા.[૨૮૪–૨૮૫] એટલું જ નહિ પણ એ યાત્રાઓમાં દેશલે પોતે જાતે જ લગભગ અગીઆર લાખ રૂપીઆ વાપર્યા હતા.[૨૮૬]

એ રીતે તે કાળમાં સુરાષ્ટ્ર દેશના મુસલમાનોનાં લશ્કરોએ પકડેલા તમામ મનુષ્યોને સમરસિંહે મુકત કરાવી તે ક્ષેત્રમાં તે મોટો જીમૂતવાહન થયો. ( કારણ કે જીમૂતવાહને ગરુડના ભયથી સાપને મુક્ત કર્યા હતા અને સમરસિંહે તો બધા મનુષ્યોને મ્લેચ્છોના ભયથી મુક્ત કર્યા. )[૨૮૭]

## દેશલનું સ્વર્ગગમન.

એ સમયે શ્રીસિદ્ધસૂરિએ પોતાના આયુષના ત્રણ મહિના બાકી રહેલા જાણીને દેશલને કહ્યું કે, હે સાધુ ! તારૂં આયુષ પણ હવે એક માસનુ બાકી છે.[૨૮૮] મારે તો હવે ઊકેશનગરમાં જવું જોઇશે અને ત્યાં મુખ્ય પટ્ટ ઉપર હું પોતે જ સાવધાન થઇને કક્કસૂરિને બેસાડીશ.[૨૮૯] માટે જો તમારી પણ ઇચ્છા હોય તો હવે સત્વર ચાલો. કેમકે તે સ્થળે દેવતાઓએ સ્થાપેલા વીર ભગવાન ઉત્તમ તીર્થરૂપ છે."[૨૯૦] આમ કહીને શ્રીસિદ્ધસૂરિએ સમગ્ર સામગ્રી તૈયાર કરી અને એકત્ર મળેલા સઘની સાથે તથા સાધુ દેશલની સાથે ઊકેશપુર તરફ પ્રયાણ કર્યું.[૨૯૧] માર્ગમાં સાધુ દેશલને પુણ્યવાન જાણી ચિત્તમા જાણે ઉત્કંઠા પામી હોય તેમ સ્વર્ગની દેવાંગનાઓ તેને વરી—દેશલશ્રેષ્ઠી સ્વર્ગમા ગયો.[૨૯૨] શ્રીસિદ્ધસૂરિએ ઊકેશ-નગરમાં જઇને માઘમાસની પૂર્ણિમારૂપ પૂર્ણા તિથિને દિવસે પોતાને હાથે કક્કસૂરિને મુખ્યસ્થાન પર બેસાડ્યા.[૨૯૩] તેમજ મુનિરત્નને, ઉપાધ્યાયપદ અને શ્રીકુમાર તથા સોમેન્દુને વાચનાચાર્યપદ અર્પણ કર્યાં.[૨૯૪] વળી તે સ્થળે દેશલના પુત્ર સહજપાલે, પોતાનાં અઢારે ગોત્રની સાથે વિધિપૂર્વક વીરસ્નાત્ર કરાવ્યુ અને સાર્વજનિક અન્નમત્રો ખુલ્લાં મૂકયાં, આચાર્ય મહારાજોને આહારાદિદાન તથા સાધર્મિક વાત્સલ્ય પણ તેણે ઉત્સાહથી કર્યું.[૨૯૫–૨૯૬] તે પછી ત્યાં અઠ્ઠાઈ ઉત્સવ કરીને શ્રીસિદ્ધસૂરિ, સહજપાલની સાથે ફલવર્દ્ધિકા ( ફળોધીતીર્થ ) તરફ ગયા અને ત્યાં શ્રીપાર્શ્વનાથ ભગવાનને વંદન કર્યું. એ રીતે અવિચ્છિન્ન પ્રયાણથી યાત્રા કરીને શ્રીસિદ્ધસૂરિ સંઘની સાથે પાટણ નગરમાં આવ્યા. [૨૯૭–૨૯૮]

## સિદ્ધસૂરિનું સ્વર્ગગમન

ત્યાં આવીને પોતાનુ એક માસનુ આયુષ બાકી રહ્યું એટલે

તેમણે કક્કસૂરિને કહ્યું કે, હવે પછી મારૂં આયુષ માત્ર એક માસનું છે; માટે તેમાંથી જ્યારે આઠ દિવસ બાકી રહે ત્યારે સંઘને ખમાવીને મને અનશન વ્રત આપવું.[૨૯૯–૩૦૦] અહો ! આ કલિયુગમાં પણ આવું જ્ઞાન હોય આવો મનમાં વિચાર કરીને કક્કસૂરિએ, તેમણે કહેલા દિવસે તેમને અનશન ન કરાવ્યું.[૩૦૧] શ્રીસિદ્ધસૂરિ ગુરુએ પણ પોતાની મેળે જ બે દિવસના (પ્રથમ) ઉપવાસ કર્યા અને પછી સંઘની પ્રત્યક્ષ તેજ સમયે અનશન વ્રત ગ્રહણ કર્યું.[૩૦૨] તે સમયે સહજપાલ વગેરે ભક્તિમાન શ્રાવકોએ અન્યોન્યની સ્પર્ધાપૂર્વક મોટા મોટા ઉત્સવો કર્યા.[૩૦૩] અને નગરમાં વસતા ચારે વર્ણના લોક, બાળક, યુવાન તથા વૃદ્ધ પર્યંત તેમને વાંદવા માટે આવવા લાગ્યા.[૩૦૪] એટલુ જ નહિ પણ પાટણની આસપાસ પાંચ પાંચ યોજન સુધીમા જેટલાં ગામડાં હતાં, તેમાં પણ કોઇ એવો મનુષ્ય ન હતો કે જે તે વેળા વાંદવા આવ્યો ન હોય ![૩૦૫] તે પછી બરાબર ૭ દિવસે, પોતે કહેલી વેળાએ જ શ્રીસિદ્ધસૂરિ એકાગ્રચિત્તે નમસ્કાર મંત્રનો જાપ કરતા કરતા સ્વર્ગલોકમાં સિધાવી ગયા.[૩૦૬] તેમણે પોતાનો મરણસમય કહ્યો હતો અને તે વેળા નગરનાં જે જે લોક ત્યાં એકઠા થયા હતાં તેઓ પરસ્પર કહેતા હતા કે, ચાલુ સમયમાં વિશિષ્ટ જ્ઞાન નથી, એમ વિદ્વાનો શા ઉપરથી કહે છે ? જુઓ, આવી રીતે જીવન કે મરણ વિશિષ્ટ જ્ઞાન વિના કેમ જાણી શકાય ? માટે હજી પણ વિશિષ્ટ જ્ઞાન તો છે જ.[૩૦૭–૩૦૮] એ પ્રમાણે લોકોએ ખૂબ પ્રશંસા કરી ને તે સમયે અત્યંત આનંદપૂર્વક દેવો જેમ તીર્થંકરનો ઉત્સવ આરંભે તેમ, ઉત્સવનો આરંભ કર્યો.[૩૦૯] અને ૭ દિવસમાં એકવીશ મંડપવાળી વિમાનાકાર પાલખી તૈયાર કરી અને પાલખીમાં સાધુઓએ સિદ્ધસૂરિના શરીરને સારી રીતે પૂજીને પધરાવ્યું.[૩૧૦] તે વેળા સ્રીઓનાં ટોળે ટોળાં દરેક સ્થાને

એકઠાં મળ્યાં હતાં, લાકડીઓ વડે રાસ થઇ રહ્યા હતા અને સૂરિ મહારાજની પાલખી આગળ તરેહ તરેહનાં પ્રેક્ષણકો સાથે વાદિત્રો વાગી રહ્યાં હતાં.[311] તે પછી વિમાનમાં બેઠેલા પ્રત્યક્ષ દેવસમાન જણાતા સૂરિ મહારાજ, સ્વર્ગ લોકમાં જવાની ઇચ્છાથી નગરમાંથી બહાર નીકળ્યા. [312] માર્ગમાં સ્પર્ધાપૂર્વક ઉત્કંઠાથી શ્રાવકો પાલગીને ખાંધ દેવા લાગ્યા અને એક કોશ જેટલે દૂર તે પાલખીને લઇ ગયા. [313] ત્યા ચંદન તથા અગરનાં પુષ્કળ લાકડાંથી તેમજ કેવળ કપૂરથી પૂજ્યશ્રીનો દેહદાહ થયો, તેમાં બીજી જાતનાં લાકડાંનુ તો નામ પણ ન હતું. [314] એ રીતે વિક્રમ સંવત ૧૨૭૬ ના ચૈત્ર શુદિ ૧૪ ને દિવસે સિદ્ધસૂરિએ સ્વર્ગવાસ કર્યો. [315] પ્રભુ શ્રીસિદ્ધસૂરિ સ્વર્ગે ગયા એટલે હાલમા શ્રીકક્કસૂરિ ગચ્છનુ પાલન કરે છે. [316]

## સમરસિંહનું દીલ્હીના બાદશાહ કુતુબુદ્દીન પાસે જવું

તે સમયે શ્રીકુતુબુદ્દીન નામના બાદશાહને સાધુ સમરસિંહના ગુણો સાંભળવામાં આવ્યા, જેથી તેને મળવા માટે તે આતુર બન્યો. [317] તેણે એક આજ્ઞાપત્ર મોકલીને સમરસિંહને બોલાવ્યો, જેથી તે પણ સમગ્ર સામગ્રી તૈયાર કરીને દીલ્હી તરફ રવાના થયો.[318] ત્યાં પહોંચતાંજ સુલતાન કુતુબુદ્દીને અત્યત માનપૂર્વક સમરસિંહને બોલાવી તેની સાથે પોતે મળ્યો. [319] તે વેળા સમરસિંહ પણ જાતજાતના ભેટણાં મૂકીને રાજા આગળ નમી પડ્યો અને પૃથ્વી પર લોટી પડેલા તેને રાજાએ ઉત્કંઠાપૂર્વક જોયો. [320] સુલતાન કુતુબુદ્દીન સમરસિંહ ઉપર અત્યત પ્રસન્ન થયો. તેણે પોતાની મહેરબાની બદલ સર્વદેશના વેપારીઓમાં મુખ્યપણુ સમરસિંહને અર્પણ કર્યું. [321] એ રીતે ત્યાં રહીને રાજાની નવી નવી કૃપા તેણે સંપાદન કરી અને કેટલોક કાળ આનંદપૂર્વક વીતાવ્યો.[322] દાનવીર

સમરસિંહે, ત્યાં રહીને કોઇ એક ગાયન કરનારાને માત્ર એકજ ગાયનના ઇનામ તરીકે એક હજાર રૂપીઆ અર્પણ કર્યા હતા. ૩૨૩

## સમરસિંહના કાર્યો

ત્યાર પછી શ્રીમાન કુતુબુદ્દીનની રાજ્યલક્ષ્મીને તિલક સમાન ગ્યાસુદ્દીન નામનો બાદશાહ થયો. ૩૨૪ તેણે અત્યંત પ્રેમથી સાધુ સમરસિંહને ઘણું માન આપ્યું હતુ અને અલપખાનની પેઠેજ ઘણું સન્માન કરીને પોતાના પુત્ર તરીકે તેને સ્વીકાર્યો ૩૨૫ બુદ્ધિમાન સમરસિંહે ત્યાં રહીને, સુલતાનના કેદી થયેલા પાંડુ દેશના વીરવલ્લભ નામના રાજાને છોડાવ્યો હતો, અને તેને તેના દેશમાં ફરી રાજ્યાસને બેસાડીને 'રાજસંસ્થાપનાચાર્ય' એવુ બિરુદ (ઇલ્કાબ) પ્રાપ્ત કર્યું હતું. ૩૨૬–૩૨૭ ધર્મવીર સમરસિંહે, બાદશાહના ઘણા માનને લીધે નેમિનાથ ભગવાનની જન્મભૂમિ મથુરામાં તથા હસ્તિનાપુર નગરનો સંઘ કાઢીને અનેક સંઘ પુરુષો સહિત શ્રીજિનપ્રભસૂરિ સાથે તીર્થ યાત્રા કરી હતી. અને એ રીતે પોતે સંઘપતિ થયો હતો. ૩૨૮–૩૨૯

## સમરસિંહને તિલંગ દેશનો અધિકાર

( તે પછી તૈલંગ દેશમાં સુબા તરીકે રહેલા ) ગ્યાસુદ્દીનના પુત્ર ઉલ્લખાન, કે જેને પોતાના પિતા તરફથી ઘણું માન મળતુ હતું તેનો સમરસિંહે આશ્રય કર્યો. ૩૩૦ એટલે ઉલ્લખાને પણ 'સમરસિંહ મારો ભાઈ છે અને વિશ્વાસપાત્ર છે' એમ માનીને તેને તૈલંગદેશનો અધિપતિ બનાવ્યો. ૩૩૧ ત્યારે સમરસિંહે પણ પોતે નિષ્પાપ બુદ્ધિવાળો હોઇને તુર્ક લોકોના કેદી તરીકે પકડાયલાં અગીઆર લાખ મનુષ્યોને છોડાવ્યા. ૩૩૨ અનેક રાજાઓ, રાણાઓ અને વ્યવહારીઓ ઉપર તેણે ઘણો ઉપકાર કર્યો તેમજ સર્વ દેશોમાંથી આવેલા શ્રાવકોને પણ કુટુંબની સાથે ત્યાં વસાવ્યા

૩૩૪ અને ઉરંગલ નામના નગરમાં જિનદેરાસરો બંધાવીને જિનશાસનનું સામ્રાજ્ય એકછત્ર તેણે કર્યું. ૩૩૫ પરનારીસહોદર સમરસિંહે તૈલંગદેશનો સ્વામી થઇને પણ સર્વનો ઉપકાર કરવામાંજ પોતાની પ્રભુતા માનીને પોતાના પૂર્વજોને દીપાવ્યા હતા. ૩૩૬ તેની ભાગ્યસંપત્તિ જન્મથી આરંભીનેજ પ્રતિદિન અધિકાધિક ઉન્નત થયે જતી હતી અને તેથીજ જિનશાસનમાં તે ચક્રવર્તી સમાન થઇ શક્યો હતો. ૩૩૭ વળી તે સમરસિંહ અત્યંત સાત્ત્વિક હતો, જેથી પૃથ્વીપર સમગ્ર મનુષ્યના ચિત્તને આનંદદાયક થઇને તેઓના હૃદયમાં વસી રહ્યો હતો. ૩૩૮ તેણે તૈલંગ દેશનું નીતિથી રક્ષણ કરીને શ્રીરામચંદ્રની સમાનતા સંપાદન કરી હતી, સુપાત્રોને નિરંતર અતુલ દાન આપીને કર્ણની તુલના પ્રાપ્ત હતી અને સર્વજીવોને રક્ષણ આપી જીમૂતવાહનની સમાનતા મેળવી હતી. આ રીને બીજા ભરતરાજા સમાન તે સમરસિંહના વખાણ કરવાને કોણ સમર્થ છે? ૩૩૯ કલિયુગના સમયમાં પણ પૃથ્વીમાં એ પ્રમાણે સત્યયુગ પ્રવર્તાવીને સમરસિંહ સ્વર્ગમાં પણ સત્યયુગ પ્રવર્તાવવા માટે ત્યાં ચાલ્યો ગયો. ૩૪૦ જો કે પૂર્વકાળમાં પણ ભરતરાજા વગેરે અનેક પુરુષો શત્રુંજયનો ઉદ્ધાર કરનારા થઇ ગયા છે, પણ તેમાં કઇ આશ્ચર્ય ગણાય નહિ. કેમકે તેઓ જે સમયે જન્મ્યા હતા તે સમય પવિત્ર અને સુખમય સત્યયુગનો હતો, વળી તે પુરુષો પણ પોતે રાજા હોઇને મોટા શ્રીમંત હતા; પણ આ વિષમ કાળમાં સાધુ સમરસિંહ, કે જે માત્ર વણિકજાતિમાંજ ઉત્પન્ન થયો હતો છતાં પણ તેણે શત્રુંજયોદ્ધાર વગેરે અદ્ભુત કર્મો કર્યાં (એજ આશ્ચર્ય ગણાય) અને તેથી તેને કોની ઉપમા આપીને વર્ણવી શકાય?

એ પ્રમાણે શ્રીવિમલાચળના અલંકારરૂપ ૩૪૧ ભગવાન આદિજિનેશ્વરના ઉદ્ધારક સાધુ દેશલનું આ ચરિત્ર અમુક અલ્પ અંશમાંજ

માત્ર વિનોદની ખાતર મેં જણાવ્યું છે. ૩૪૨ શ્રીગુરુચક્રવર્તી શ્રીસિદ્ધસૂરિ કે જેઓ શત્રુંજય ઉપરના તીર્થનાથની પ્રતિષ્ઠાવિધિ કરવામાં અગ્રેસર હતા; તેમના શિષ્ય કક્કસૂરિએ આ ચરિત્ર રચ્યું છે. ૩૪૩ વિક્રમ સંવત ૧૩૯૩ માં કાંજરોટ નામના નગરમાં (રહીને) શ્રીમાન કક્કસૂરિએ આ પ્રબંધની રચના કરી છે. ૩૪૪ આ ગ્રંથ લખવામાં મુનિકલશ સાધુએ પોતાનું હિત ઇચ્છીને ગુરુને નિત્ય સહાય કરી છે. ૩૪૫ જ્યાં સુધી આકાશમાં સૂર્ય ચંદ્ર પ્રકાશ્યા કરે અને પૃથ્વીપર મેરુ પર્વત સ્થિતિ કરે ત્યાં સુધી આ પ્રબંધ સત્પુરુષોમાં માનપાત્ર થાઓ. ૩૪૬

## પંચમ પ્રસ્તાવ સમાપ્ત

---

## સુધારો વધારો

ચતુર્થ પ્રસ્તાવમાં ૩૧૬ અને ૩૧૭ ના શ્લોકની વચ્ચેનો આ શ્લોક રહી ગયો છે—

गाढा संतुः (?) करभाश्चेलुश्चलत्पदक्रमाः ।
दीशान्तीर्वैते भव्यानां धर्मस्य त्वरिता गतिः ॥

પ્રસ્તાવનાના ૨૩ મા પેજની ૯ મી પંક્તિ 'બલાનક મંડપમાં રહેલા સિંહનો પણ ઉદ્ધાર કરાવ્યો છે' આ પ્રમાણે છે, તેને બદલે "ત્રિભુવનસિંહે બલાનક મંડપનો ઉદ્ધાર કરાવ્યો છે' એ પ્રમાણે સુધારો.

नमोत्थु णं समणस्स भगवओ महावीरस्स ।

# श्रीनाभिनन्दनोद्धारप्रबन्धः ।



तं जिनं नौमि नाभेयं यदङ्कं वृषभः श्रितः । मंगलम् ।
लेभे धवल इत्याख्यां विश्वधूर्वहनक्षमः ॥१॥
वीरः स वः श्रिये भूयाद् यो रागादिमहारिपून् ।
एक एवाजयद् वीरनाम लेभे जिनेष्वतः ॥२॥
सतां दोषापहास्सन्तु परेऽपि जिनभानवः ।
जायते यत्करस्पर्शाद् विकचा भव्याम्बुजावली ॥३॥
तानहं स्वगुरून् नौमि मुक्ताशुक्तिपुटोपमान् ।
येभ्यो जडोऽपि मौक्तिकभावमस्मि प्रपन्नवान् ॥४॥
सप्रसादा शारदाऽस्तु हंसो यत्सेवयाऽभवत् ।
शुद्धपक्षस्तथा दक्षो नीर-क्षीरविवेचने ॥५॥
स्तुवेऽहं सज्जनान् येषां प्रज्ञा सूक्ष्मार्थदर्शिनी । सज्जनस्तुतिः ।
सदोषेष्वपि येक्षेत परेष्वेकमणुं गुणम् ॥६॥
दुर्जनोऽपि कथं निन्द्यः स्तुत्य एवोपकारकः । दुर्जनस्तुतिः ।
यः स्वादुकविताखण्डाद्दोषकर्करमुद्धरेत् ॥७॥
इत्थं कृतनमस्कारः कथयामि कथामिमाम् । वस्तुनिर्देशः ।
श्रीशत्रुञ्जयतीर्थेशसमुद्धारो यथाऽभवत् ॥८॥
बहवोऽत्र समुद्धाराः सुषमासमयेऽभवन् ।
तन्नाश्चर्यं यतः स्वर्णभूमौ स्वर्णमवाप्यते ॥९॥
दुःषमायामयं जज्ञे यत्र धर्मकथाऽपि न ।
एतच्चित्रं मरौ यत्स्यात् कल्पवृक्षसमागमः ॥१०॥
अतस्तत्कीर्तनं युक्तमपूर्वकरणादिह ।
उत्पन्नकेवलस्येव देहिनो गुणवर्णनम् ॥११॥

यः समुद्धृतबिम्बस्य प्रतिष्ठां निर्ममे गुरुः।
उद्धारं कारयांचक्रे यश्चासौ श्रावको यथा ॥१२॥
तथैतयोः पुण्यवतोः प्रतिष्ठो-द्धारकारिणोः।
चरितं कीर्तयिष्यामि कालोः(कलौ) कृतवतोः कृतम् ॥१३॥
एतच्चरितमाख्यातुं वागीशोऽपि नहीश्वरः।
मादृशस्य तु का शक्तिः तच्चरित्रस्य कीर्तने ॥१४॥
तथाऽपि कथयिष्यामि स्वशक्त्या मन्दधीरपि।
अजानन्नपि हर्षेण मयूरः किं न नृत्यति ॥१५॥
पङ्गुः शीघ्रगमाशक्तो मन्दं मन्दं न याति किम्।
कुब्जश्च तरौ रभसान्न निक्षिपति किं करम् ॥१६॥
अतो मया यथादृष्टं(ष्टं)कलिकालेऽपि पापहृत्।
एतद् वृत्तं कीर्त्यमानं भव्याः शृणुत सादराः ॥१७॥
अस्ति स्वस्तिचव्व(कव)द्भूमेर्मरुदेशस्य भूषणम्। उपकेशपुर-
निसर्गसर्गसुभगमुपकेशपुरं वरम् ॥१८॥ वर्णनम्।
नागा यत्र सदारामा अदारा मुनिसत्तमाः।
विद्यन्ते न पुनः कोऽपि तादृक् पौरेषु दृश्यते ॥१९॥
यत्र रामागतिं हंसा रामा वीक्ष्य च तद्गतिम्।
विनोपदेशमन्योन्यं तां कुर्वन्ति सुशिक्षिताम् ॥२०॥
सरसीषु सरोजानि विकचानि सदाऽभवन्।
यत्र दीप्रमणिज्योतिर्ध्वस्तरात्रितमस्त्वतः ॥२१॥
निशासु गतभर्तृणां गृहजालेषु सुभ्रुवाम्।
प्राप्ताश्चन्द्रकराः कामक्षिप्ता रूप्या शरा इव ॥२२॥
यत्रास्ते वीरनिर्वाणात्सप्तत्या वत्सरैर्गतैः।
श्रीमद्रत्नप्रभाचार्यैः स्थापितं वीरमन्दिरम् ॥२३॥ वीरमन्दिरम्.
तत्रादिनिश्चलासीनो यत्राख्याति जिनेश्वरः।
श्रीरत्नप्रभसूरीणां प्रतिष्ठाऽतिशयं जने ॥२४॥

यत्र कृष्णागरूद्भूतधूमश्यामलिताम्बिरा ।
सदैव ध्रियते तस्मान्नभसा श्यामलं वपुः ॥२५॥
मृदङ्गध्वनिमाकर्ण्य मेघगर्जितविभ्रमात् ।
मयूरा कुर्वते नृत्यं यत्र प्रेक्षणकक्षणे ॥२६॥
प्रतिवर्षं पुरस्यान्तर्यत्र स्वर्णमयो रथः ।
पौराणां पापमुच्छेत्तुमिव भ्रमति सर्वतः ॥२७॥
यत्रास्ते विदग्धा नाम वापी वा(चा)पीनविभ्रमा ।
निम्नाऽधोऽधोगामिनीभिर्योऽसौ सोपानपङ्क्तिभिः ॥२८॥
यस्यां यैः कौतुकी लोकः कृतकुङ्कुमहस्तकैः ।
सोपानैर्यात्यधोभागं न निर्याति स तैः पुनः ॥२९॥
तत्पुरप्रभवो वंश ऊकेशाभिध उन्नतः । ऊकेशवंशवर्णनम् ।
सुपर्वा सरलः किन्तु नान्तःशून्योऽस्ति यः क्वचित् ॥३०॥
तत्राष्टादश गोत्राणि पत्राणीव समन्ततः ।
विभान्ति तेषु विख्यातं श्रेष्ठिगोत्रं पृथुस्थिति ॥३१॥
तत्र गोत्रेऽभवद् भूरिभाग्यसम्पन्नवैभवः । वेसटस्य वर्णनम् ।
श्रेष्ठी वेसट इत्याख्याविख्यातः क्षितिमण्डले ॥३२॥
यद्दत्तधनसन्तानैर्निचितेष्वर्थिवेश्मसु ।
तत्रासादिव दारिद्र्यं त्वरितं दूरतोऽव्रजत् ॥३३॥
कीर्त्या यस्य प्रसर्पन्त्या शुभ्रया भुवने विधुम् ।
विनाऽपि कौमुदोल्लासः समजायत शाश्वतः ॥३४॥
यस्यां सोमोऽपि सोमोऽपि न साम्यं समुपेयिवान् ।
ऐश्वर्येणानुत्तरेण सौम्यत्वेन नवेन च ॥३५॥
ऋद्धया समृद्धया येन धनदेवेन(नेव) व(शी)लितम् ।
लेभे ननु कुवेरत्वं न पिशाचकिताऽपि च ॥३६॥
कोऽप्यपूर्वस्तद्गुणानां स्वभावः प्रभवत्ययम् ।
मनोऽन्यगुणसम्बद्धं मोचयन्त्यपि वीक्षिताः ॥३७॥

तस्य शस्यतमस्यापि कुतश्चिदपि कारणात् ।
विरोधः सहजाज्जज्ञे नागराग्रेसरैः सह ॥३८॥ वेसटस्य नागरैः
ततश्च वेसटः श्रेष्ठी यत्र वैरं परस्परम् । सह विरोधः ।
तत्र देशे न वास्तव्यमिति नीतिमचिन्तयत् ॥३९॥
एवं विचार्य सोऽथार्यमतिर्गन्तुमना मनाक् ।
बभूव भूमिभाजां किं क्वाचिदस्ति स्थिरा मतिः ॥४०॥
ततः सर्वस्वमादाय दायाद इव गोत्रतः ।
अभिमानेन सा श्रेष्ठी बभूव नगरात् पृथक् ॥४१॥ वेसटस्य प्रयाणः ।
सोच्छा(त्सा)हं रथमारूढः शुभायतिविसूचकैः ।
शकुनैः प्रेरितोऽचालीत् सुवाग्भिः स्वजनैरिव ॥४२॥
अविलम्बैः प्रयाणैः स गच्छन्नच्छाशयः पथि । कीराटकूप-
किराटकूपनगरं प्राप पापविवर्जितः ॥४३॥ नगरप्राप्तिः ।
सुरसद्मपताकाभिश्चलन्तीभिश्चतुर्दिशम् । कीराटकूपस्य
पथिकानाह्वयतीव यत्पुरं सर्वदिग्गतान् ॥४४॥ वर्णनम् ।
यत्र वापीषु कूजन्तो राजहंसादिपक्षिणः ।
कथयन्तीव पान्थानां वारिणो रमणीयताम् ॥४५॥
दह्यमानागरूद्भूतधूमोर्मिकलितेऽम्बरे ।
वर्षारात्र इवाभाति यत्र नित्यं घनोन्नतिः ॥४६॥
नानादेशागतोपान्तविश्रान्तानन्तसार्थिकम् ।
सार्थं तन्नगरं वीक्ष्य श्रेष्ठी स्थितिमतिं व्यधात् ॥४७॥
तत्र वित्रासिताशेषशात्रवो देशनायकः । तस्य राजा
परमारकुलोत्पन्नो जैत्रसिंहाभिधः सुधीः ॥४८॥ जैत्रसिंहाभिधः ।
निवेश्याथ परिवारं पुरोपवनसीमनि । श्रेष्ठिनो राज्ञः
गृहीत्वोपायनान्याशु स ययौ नृपमन्दिरम् ॥४९॥ समीपे गमनम् ।
द्वाःस्थसंदर्शितपथो नृपपार्श्वमुपेत्य सः ।
प्रणम्य पुरतः सर्वमुपानयमुपानयत् ॥५०॥

प्रसन्नः प्राभृतैर्भूपः स्वागतप्रश्नवीक्षणैः ।
संतोष्य श्रेष्ठिनं पट्टवस्त्रादिभिरमानयत् ॥५१॥
पप्रच्छ च कुतः श्रेष्ठिन् ! किमर्थं त्वमिहागमः ।
ब्रूहि श्रेष्ठिगरिष्ठाशु किं करोमि तवेहितम् ॥५२॥
श्रेष्ठ्याह देव ! कीर्तिस्ते भ्राम्यन्ती भुवनेऽखिले ।
भट्टिनीव समाख्याति हृष्टा त्वद्गुणसौष्ठवम् ॥५३॥
तव देव ! त्वद्गुणैः सर्वदेशेभ्यो निखिला जनाः ।
स्वयमेव समायान्ति बद्धा इव तवान्तिकम् ॥५४॥
तथाऽहं त्वद्गुणैर्बद्धो देवोकेशपुराद्दूरात् ।
निवासं त्वत्पदोपान्ते कर्तुमस्मि समागतः ॥५५॥
अथो मिथोमिलद्दन्तकान्तिनेत्रनिरीक्षितैः ।
संसदं विशदां कुर्वन्नाह साहसिको नृपः ॥५६॥
यथानवद्यवपुषा भवता समुपेयुषा ।
नृरत्नेन समुद्रेण सशोभं भविता पुरम् ॥५७॥
एकेन राजहंसेन सरसः पार्श्ववर्तिना ।
यथाऽपूर्वा भवेच्छोभा तथा त्वयि समागते ॥५८॥
तदलंकुरु मे श्रेष्ठिन् ! नगरं करवर्जितः ।
प्रयोजनं च यत् किञ्चित् कथयेस्त्वं तदात्मनः ॥५९॥
नृपाप्रसत्त्या मुदितः श्रेष्ठी प्राह महीपते ! ।
त्वमीदृशैर्गुणैर्युक्तं जगच्चेतांसि बद्धवान् ॥६०॥
तव प्रसन्नया दृष्टिवृष्ट्यैवास्मन्मनोमही ।
सिक्ता रोमोद्गमव्याजादभूदंकुरिता विभो ! ॥६१॥
सप्रसादप्रियालापसुधान्त.प्रीणितो निजः ।
भाग्यभूमीरुहो भूप ! फलितः कलितो मया ॥६२॥
अथैवं विदग्धालापपरयोः श्रेष्ठि-भूपयोः ।
द्रुतमेत्य प्रतीहारो व्यजिज्ञपदिदं नतः ॥६३॥

महाजनस्यामारियाचनम्।

देव! विज्ञपयत्येवं मन्मुखेन महाजनः।
मिलित्वा देवपादानां सिंहद्वारमुपस्थितः ॥६४॥
यदस्ति देव! ऋषभस्वामिचैत्यमिहोत्तमम्।
द्वाभ्यां पञ्चाशद्देवकुलिकाभिर्विभूषितम् ॥६५॥
चैत्येऽत्र मूलबिम्बस्यारात्रिकं जायते यदा।
तदा द्विपञ्चाशतोऽपि भवेयुस्तानि तत्समम् ॥६६॥
प्रतिवर्षं षष्ट्यधिकात्रिशतेषु दिनेष्वपि।
अष्टाह्निका विधीयन्ते तत्र नित्यमुपासकैः ॥६७॥
शुकनासस्थिताः सिंहा यत्र व्यात्ताननाः बभुः।
पापेभमिवागच्छन्तं वीक्ष्य हन्तुं समुद्यताः ॥६८॥
उत्तुङ्गः पृथुलो यस्य पुरस्ताद्रङ्गमण्डपः।
भाति पुण्यश्रियः पुत्र्याः स्वयंवरकृते कृतः ॥६९॥
भान्ति यस्मिन् शातकुंभकुम्भाः प्रासादमौलिगाः।
पुण्यपद्मागममहे न्यस्ता पूर्णघटा इव ॥७०॥
रथस्य देवतस्तस्य भविष्यति पुरेऽधुना (?)।
यात्रा ततो जीवमारिवारणं याचते जनः ॥७१॥
स्मित्वाऽऽह नृपतिः श्रेष्ठिन्! धर्मेऽस्मिन् वणिजां सदा।
अमारिघोषणं पूर्वं कार्यते पृष्ठतोऽपरम् ॥७२।
श्रेष्ठ्याह वणिजां धर्मो न संगतमिदं वचः।
यतो मन्दाकिनीतीर्थं किं कस्यापि हि पैत्रिकम् ॥७३॥
धर्मं करोति यः प्राणी स एव फलमश्नुते।
य एव भोज्यमश्नाति तृप्तः स स्यान्न चापरः ॥७४॥
धर्मोऽयं क्षत्रियैरेव क्रियते सत्त्वशालिभिः।
न तु सम्यक् त्रिभागोनमृत्तिकोत्पन्ननैगमैः ॥७५॥
ये सन्ति वणिगाराध्या देवा देव! जिनेश्वराः।
इतोऽपि ये भविष्यन्ति ते क्षत्रियकुलोद्भवाः ॥७६॥

क्षत्रियाणामयं धर्मः कुलक्रमसमागतः ।
युक्त्या भवेत्परं कोशाध्यक्षाः सम्प्रति नैगमाः ॥७७॥
अमारिघोषणं पूर्वं वणिग्भिः कार्यते ततः । अहिंसोपदेश.।
यद् देव ! प्राणिनां रक्षा धर्ममूलं निगद्यते ॥७८॥ यत उक्तं
"वरमेकस्य सत्त्वस्य दत्ता ह्यभयदक्षिणा । भारते-
न तु विप्रसहस्रेभ्यो गोसहस्रमलङ्कृतम्" ॥७९॥ अन्यच्च-
"एकतः काञ्चनो मेरुर्बहुरत्ना वसुन्धरा ।
एकस्य जीवितं दद्यान्न च तुल्यं युधिष्ठिर" ॥ शैवागमेऽ
"ईश्वरो जीवकलया प्रविष्टो भगवानिति । प्युक्तम्-
तस्मात् सर्वाणि भूतानि मानयेन्नापमानयेत्" कौलागमेऽ
"अहिंसा प्रथमं पुष्पं पुष्पमिन्द्रियनिग्रहम् । प्युक्तम्-
सर्वभूतदयापुष्पं भावपुष्पं चतुर्थकम् ॥८२॥
पञ्चमं तु क्षमा पुष्पं षष्ठं क्रोधविवर्जनम् ।
सप्तमं ज्ञानपुष्पं तु ध्यानपुष्पमथाष्टमम् ॥८३॥
इत्येवमष्टभिः पुष्पैः पूजयेत् त्रिपुरां सदा ।
तस्य ज्ञानं च मोक्षं च इत्येवं भैरवोऽब्रवीत्" ॥८४॥
तदेवं देव ! सर्वत्र सर्वदर्शनसंमता ।
धर्मस्य जननी जीवदया पापनिवारिणी ॥८५॥ यत.—
"न सा दीक्षा न सा भिक्षा न तद्दानं न तत्तपः ।
न तज्ज्ञानं न तद्ध्यानं दया यत्र न विद्यते" ॥८६॥
सम्यग् जैनाः पालयन्ति देव ! मांसपराङ्मुखाः ।
न मन्यन्ते पुनः क्रूरमानसाः मासलोलुभाः ॥८७॥
न मांसभक्षकमृते विद्यन्ते जीवघातकाः ।
अतो लिप्येत मांसाशी सर्वजीववधेन सा ॥८८॥
श्रुत्वैतदुल्लसद्व्यक्तविवेको नृपतिर्जगौ ।
तदस्माकं का भवित्री गतिः श्रेष्ठिन् ! कृतैनसाम् ॥८९॥

वयं मांसाशनरता मृगयाऽभिरता अतः।
तिलेष्विव न कृष्णानां संख्याऽस्त्यस्मासु पाप्मनाम् ॥९०॥
श्रेष्ठ्यूचे देव! पुण्यात्मा स यः कृत्वाऽनुतप्यते ।
पापी हृष्यति तत्कृत्वा सिंहमारकवत्पुनः ॥९१॥
देवस्तदसि पुण्यात्मा धर्मयोग्यस्ततः प्रभो!।
सुवर्णमिव निश्चित्य दयाधर्मं समाश्रय ॥९२॥
नृपः प्रोचे कथं हिंसां निजवंशक्रमागताम्।
मांसाशनं च मुञ्चामि सुस्वादमतिदुर्लभम् ॥९३॥
स प्राह वंशजं व्याधिं दारिद्र्यं वा क्रमागतं।
न जहाति समायोगे कः सुधीः सुखकारिणि ॥९४॥
कुलक्रमागतां हिंसां यो जहाति स पुण्यवान्।
यस्य तु क्रियते वंशे हिंसा किं न परित्यजेत् ॥९५॥
कुलक्रमागतां यस्तु हिंसां त्यजति शुद्धधीः ।
धनदेव इवाप्नोति समृद्धिं स भवे भवे ॥९६॥
श्रेष्ठिन्! कोऽसौ धनदेव इति पृष्टे महीभुजा।
अथो कथां कथयितुमारेभे श्रेष्ठिसत्तमः ॥९७॥

भरतेऽत्रास्ति वैताढ्यनामा रूप्यमयो गिरिः।
कर्पूरचूर्णसम्पूर्णसीमन्त इव भूस्त्रियाः ॥९८॥ धनदेवदृष्टान्तः।
यः पञ्चाशद्योजनानि पृथुलः पञ्चविंशतिः ।
योजनानि समुत्तुङ्गः पूर्वापरपयोधिगः ॥९९॥
यस्योर्ध्वं भूमितो गत्वा योजनानि दशैव हि ।
द्वयोः स्त. पार्श्वयोः श्रेण्यौ योजनानि पृथू दश ॥१००॥
यस्योपरि रत्नमयं सिद्धायतनमुत्तमं ।
शाश्वतप्रतिमायुक्तं किरीटमिव राजते ॥१०१॥
यत्र सिद्धवधूगीतश्रवणाक्षिप्तचेतसः ।
खेचरा अनिमेषाक्षा देवायन्ते नरा अपि ॥१०२॥

तत्रास्ति दक्षिणश्रेण्यां वरं स्वर्णपुरं पुरम् ।
यद् विलोक्यालकावासे सुरा जाता निरादराः ॥१०३॥
तत्खेचरनृपो हेमरथः पालयते पुरम् ।
कीर्त्या यस्य प्रतापेन निर्जितौ शशि-भास्करौ ॥१०४॥
यो विद्याभिरनेकाभिः स्फूर्जदूर्जस्वलद्युतिः ।
मृगारातिर्जालिकाभिरिवाजेयोऽभवत्परैः ॥१०५॥
तत्प्रिया हेममालाऽभूत् सतीजनमतल्लिका ।
श्यामलेनापि शीलेन कान्तचित्तमरञ्जयत् ॥१०६॥
सोऽन्यदा लोकवृत्तान्तमवलोकयितुं निशि ।
संचचार पुरेऽश्रौषीत् श्लोकमेकं च कुत्रचित् ॥१०७॥
"सर्वत्र धवला हंसा मयूराश्चित्रिताः पुनः ।
सर्वत्र जन्म-मरणे भोगाः सर्वत्र भोगिनाम्" ॥१०८॥
श्रुत्वा तं नृपतिर्दध्यौ तथ्यमर्थत्रयं भवेत् ।
इदं न घटते किन्तु यद्भोगा भोगिनां सदा ॥१०९॥
भूपालोऽपि यतः पूजां स्वदेशे समवाप्नुयात् ।
परदेशगतः सोऽपि रङ्कवद् बाध्यते क्षुधा ॥११०॥
नृपप्रसादाद् रङ्कोऽपि सद्यो भवति भूपतिः ।
तत् श्लोकोक्तमिदं वाक्यं नैव सङ्गतिमङ्गति ॥१११॥
मद्धाकविप्रणीतं तु कथं विघटते ततः ।
यामि मुक्त्वा निजं राज्यं क्वचिदज्ञातमण्डले ॥११२॥
तत्र चेदस्मि भोगानां संभविष्यामि भाजनम् ।
तदा सत्यमिदं वाक्यं यथा रत्नं परीक्षितम् ॥११३॥
विचिन्त्येति राज्यभारं मन्त्रिषु न्यस्य भूपतिः ।
एकाकी तत्पुरं त्यक्त्वा ययौ ताम्रपुरं क्षणात् ॥११४॥
सुरूपेण सुवेषेण सर्वः सर्वत्र गौरवम् ।
लभते तदहं पूर्वावस्थां मुञ्चामि सर्वथा ॥११५॥

अथो हेमरथो विद्यां स स्मृत्वा कामरूपिणीम् ।
क्षणाच्चक्रे तत्प्रभावादात्मानं कुष्ठिनं नृपः ॥११६॥
विनष्टनासिकः स्थूलाधरोष्ठो गलदक्षियुक् ।
स्थूलकर्णोऽतिबीभत्सो विशीर्णाङ्घ्रिकराङ्गुलिः ॥११७॥
प्रस्फुटत्स्फोटिकापूतिरसप्लुततनुस्ततः ।
मक्षिकावेष्टितो जज्ञे कुष्ठ्येवंविधरूपवान् ॥११८॥
विलम्बमानो निःश्वासापूर्णोरस्कः पदे पदे ।
प्रविश्य स पुरं तस्थौ पतित्वाऽथ चतुष्पथे॥ [विशेषकम्]
इतश्च तत्र भूपालस्ताम्रचूडाऽभिधो बुधः ।
आस्थानमण्डलमलंचक्रे शक्रपराक्रमः ॥१२०॥
रत्नसिंहासनासीनं सामन्तामात्यमन्त्रिणः ।
अन्येऽपि बहवो राजलोका एत्याऽनमन्नृपम् ॥१२१॥
नत्वोपविश्य ते तस्थौ (तस्थु) राजलोका यथातथम् ।
सुवर्णमणिमाणिक्यविभूषणविभूषिताः ॥१२२॥
सुमनोभिः सभासद्भिर्विबुधैश्च सुपर्वभिः ।
पूरिता शुशुभे संसत् पुरन्दरसभेव सा ॥१२३॥
तदा समाययौ राजपुत्री मदनमञ्जरी ।
नत्वा नृपमुपाविक्षत् तदंके तदनुज्ञया ॥१२४॥
तमाबद्धमणिस्वर्णभूषणांशुभिरम्बरे ।
शक्रचापं सूत्रयन्तं सभालोकं विलोक्य सः ॥१२४॥
हर्षोल्लासाल्लसद्दन्तद्युतिद्भिर्भावभावितैः ।
वचोभिर्धवलीकुर्वन्नधरं भूपतिर्जगौ ॥१२६॥ [युग्मम्]
भो भो सभासदो ! ब्रूथ भवतां वृद्धिरीदृशी ।
कस्य प्रसादतोऽभूत(च्च) प्रसादात्तव तेऽवदन् ॥१२७॥
विकूणिताक्षं सा कन्या विदधे मुखमोटनम् ।
वीक्ष्य राजाऽपि तच्चेष्टां तनयां समभाषत ॥१२८॥

किं वत्से ! भवती श्रुत्वा विदधे मुखमोटनम् ।
किमलीकमिदं प्रोक्तं किं वाऽन्यत्कारणं वद ॥१२९॥
सा प्राह पितरेते ते सेवादक्षाः सुसेवकाः ।
उचितं रुचितं यत्स्यात् स्वामिनां कथयन्ति तत् ॥१३०॥
अतोऽसत्यममी सभ्याः सर्वथा कथयन्ति यत् ।
सर्वः पूर्वार्जितस्यैव कर्मणः फलमश्नुते ॥१३१॥
देवा अपि न यच्छन्ति पूर्वकर्माधिकं फलम् ।
किं पुनर्मानवा दद्युरस्थिमांसप्रसेविकाः ॥१३२॥ यत उक्तम्–
"धनिषु मुधा किमु धावसि तूष्णीमाध्वं न साध्विदं चरितम् ।
विधिलिखिताक्षरमालं फलति कपालं न भूपालः" ॥१३३॥
तात ! चेत् त्वत्प्रसादेन जायन्ते धनिनो जनाः ।
तदस्मिन्नगरे लोकाः कथं केचिद् दरिद्रिणः ॥१३४॥
दूरे सन्तु परे लोका ये नित्यं तातसेवकाः ।
तेऽपि सर्वे समानर्द्धिभाजो दृश्यन्त एव न ॥१३५॥
यदेके त्वत्समा ऋद्ध्या वीक्ष्यन्ते सेवकेष्वपि ।
परे स्कन्धे वहन्ति त्वामुन्मिष्टं(च्छिष्टं)भुञ्जते परे ॥१३६॥
एके दासत्वमालीना अन्ये वर्व्वो(वर्या)धिकारिणः ।
तदेवं तात ! सर्वोऽपि स्वकर्मफलमाप्नुयात् ॥१३७॥
येषां न भाग्यं तेषां तु न तातोऽपि समृद्धिदः ।
अत्रान्ते शृणु दृष्टान्तमेकमेकाग्रमानसः ॥१३८॥
यथाऽभवद्राजपुत्रः कश्चिद्भाग्यविवर्जितः ।
भगिनी तस्य केनापि परिणीताऽस्ति भूभुजा ॥१३९॥
सा रूपेण जितप्रीतिः प्रीतिं पत्युरवर्धयत् ।
तस्या भ्राता तु निर्भाग्यः क्रमशो दुर्गतोऽभवत् ॥१४०॥
स विषीदन्नथ प्राप्त[ः] भावुकस्य महीपतेः ।
समीपं भास्करस्येव क्षणे क्षीणवसुः शशी ॥१४१॥

स्वस्वसुर्मिलितः सोऽथ तया पत्युश्च दर्शितः ।
भूपेनापि ससन्मानं सेवायां स नियोजितः ॥१४२॥
सोऽपि भूपप्रसादेनानिवारितगमागमैः ।
कुर्वाणोऽवलगां नित्यं सभायां संगतोऽजनि ॥१४३॥
तस्यापि कुर्वतः सेवां तुष्यति प्रत्यहं नृपः ।
परं दिशति चेत्किञ्चित् तदपुण्योदयात्तदा ॥१४४॥
आकस्मिकः कश्चन स्यादन्तरायो यतो नृपः ।
अन्यचित्तो भवेत्तावत् सभाऽपि हि विसृज्यते ॥१४५॥
पूर्ववत् तं विषीदन्तं पट्टदेवी सहोदरम् ।
वीक्ष्य प्राह नृपं नाथ ! प्रियाऽहं न प्रिया तव ॥१४६॥
किमितीति नृपेणोक्ते साऽऽहैको मे सहोदरः ।
तव पार्श्वसु[स्थि]तोऽस्ति दत्से तस्मै न किंचन ॥१४७॥
यथा कश्चित्पयःपूर्णे तटस्थोऽपि सरोवरे ।
तृषया तप्यते तद्वत् त्वत्पार्श्वे मम बान्धवः ॥१४८॥
भवाम्यभीष्टा तेऽहं चेज्ज्ञाताऽपि स्यात्ततो मम ।
यतः पटे प्रिये तद्वल्लोके स्यात्पटवेष्टनम् ॥१४९॥
सम्नते फलिते वृक्षे कुब्जो तन्मूलसंस्थितः ।
स्वयं फलानि नाप्नोति किं तरोस्तत्र दूषणम् ॥१५०॥
तया सेर्ष्यं निजगदे जगदेकप्रतारकः ।
त्वत्तो नान्योऽस्ति यो वक्ति चित्तप्रत्ययकं वचः ॥१५१॥
यो दत्ते कोऽपि किं धत्ते प्राकृतोऽपि हि तं करे ।
कल्पद्रुमिव यच्छन्तं भवन्तं तु रुणद्धि कः ॥१५२॥
नृपः प्रोचे प्रगे तर्हि प्रत्यक्षं दर्शयामि ते ।
तस्याभाग्यफलं देवि ! त्वं धीरा भव मा कुपः ॥१५३॥
तं निगूढमणिं मातुलिङ्गं तस्मै ददौ नृपः ।
शालकाय न सोऽज्ञासीद् रत्नं तत्र स्थितं पुनः ॥१५४॥

गृहीत्वा स्वगृहं गच्छन् चिन्तयामास चेतसि ।
इयद्भिर्वासरैस्तावल्लब्धमेतन्नृपात्फलम् ॥१५५॥
विक्रीय तदमुं कुर्वे मूल्येनास्याद्य भोजनम् ।
उपभुक्तमिदं न स्यात्तादृक् तृप्तिकरं पुनः ॥१५६॥
स निर्भाग्यः शाकपत्रहट्टे गत्वाऽथ तत्क्षणात् ।
विक्रीणीते मातुलिङ्गं कस्यापि वणिजः करे ॥१५७॥
प्राप्तः कोऽपि मातुलिङ्गं तदेवादाय मूल्यतः ।
वणिग् भूपतिमाराद्धुमुपायनमुपानयत् ॥१५८॥
कृत्वा करे बीजपूरं नृपो वीक्ष्य च सादरम् ।
तदेवेदं विनिश्चैको (चिक्ये) रत्नछिद्रेण लाञ्छितम् ॥१५९॥
पप्रच्छ शालकं कल्ये मया यद्बीजपूरकम् ।
तव दत्तमभूद्भद्र ! भवता तत्कथं कृतम् ॥१६०॥
स आह यच्चिरात्प्राप्तं त्वत्तस्ताडतरोरिव ।
फलं न भक्षणीयं स्याद्विक्रीतं तन्मया ततः ॥१६१॥
विसृज्य स सभां राजाऽप्यन्तःपुरमुपागमत् ।
दर्शयित्वा मातुलिङ्गं पट्टदेवीमभाषत ॥१६२॥
देवि ! पश्य निजभ्रातुरभाग्यगलगर्जितम् ।
यदत्रासीत्कोटिमूल्यं सुरत्नं निहितं मया ॥१६३॥
मयेदं तु तव भ्रातुर्दत्तं कल्यतनेऽह्नि ।
आसीत्तेन करेणात्तं नात्तं तत्त्वमजानता ॥१६४॥
विक्रीतं विपणौ तस्मात्पुनर्मत्पार्श्वमागतम् ।
यथोर्मिनिर्गतं सत्त्वं पुनरभ्येति वारिधिम् ॥१६५॥
तद् देवि ! किमहं कुर्वे तव भ्रातुरभाग्यतः ।
दियतो(त्सतो)ऽप्यन्तरायः स्यान्मम कश्चिदचिन्तितः ॥१६६॥
आविष्कृत्य च तद्रत्नं राज्ञा राज्ञ्या अदर्शि तद् ।
प्रत्यक्षं साऽपि वीक्ष्याशु तथेति प्रति(त्य)पद्यत ॥१६७॥

ततः कर्माधिकं तात ! न कोऽपि लभते नरः ।
परछंदेऽनुवृत्तित्वादेते जल्पन्ति त्वत्प्रियम् ॥१६८॥
तच्छ्रुत्वा गोपतिः कोपतिरस्कृत्य(स्कृत)मनाः स्थितः ।
अचिन्तयत्सभाऽध्यक्षं मानो मे खण्डितोऽनया ॥१६९॥
तद्दुःखे पातयाम्येनां तनयामपि वैरिणीम् ।
यदाज्ञाखण्डनादन्यन्मरणं भूभुजां न हि ॥१७०॥
ध्यात्वेति तां नृपः प्रोचे पापे ! चेत्कर्मणः फलम् ।
सर्वोऽश्नुते तदात्मीयकर्मणः फलमाप्नुहि ॥१७१॥
साऽपि हर्षेण सोत्कर्षं पतित्वा पादयोः पितुः ।
प्राहाबालमतिर्बाला प्रमाणं तातभाषितम् ॥१७२॥
तस्यां गतायां भूपाल(लो)मूलारक्षमथादिशत् ।
यः कोऽपि दुःखिनां सीमां तं कंचन समानय ॥१७३॥
सोऽपि प्रणम्य नगरेऽन्विष्यन्नथ चतुष्पथे ।
तमेव खेचरं कुष्ठिरूपिणं समलोकयत् ॥१७४॥
अचिन्तयदिदं दुःखिजनताशीर्षशेखरः ।
नृपेणानायितो यादृक् तादृगेव निरीक्ष्यते ॥१७५॥
तमुत्पाट्य नरैः सोऽपि सायं भूपपुरोऽनयत् ।
भूपोऽपि वीक्ष्य तादृक्षं दुःखिनं मुमुदेतराम् ॥१७६॥
ऊचे च मत्सुतापाणिग्रहणं कुरु मन्मतम् ।
सोऽप्याह कुष्ठिना सार्द्धं किं हास्यं क्रियते विभो ! ॥१७७॥
न हास्यं किंचिदप्यत्र जामाताऽसि यतो मम ।
माननीयः सुताकान्तो नोपहास्यः क्वचिद्भवेत् ॥१७८॥
कुष्ठी प्राह ततः कोऽयं विचारो विबुधस्य ते ।
कुष्ठिनो म्रियमाणस्य यत्कन्या दीयते मम ॥१७९॥
क्वेयं रूपेण रम्भाऽऽभा गलत्कुष्ठः क्व चास्म्यहम् ।
अघयं सङ्गमो न स्यात् करेणु-खरयोरिव ॥१८०॥

राजाऽऽह न विचारोऽत्र कर्तव्यः कश्चिन(श्चन)त्वया ।
दैवेनास्या वरो दत्तस्तद्विवाहाय(ह्य)मे सुताम् ॥१८१॥
मदाज्ञामप्रमाणां चेत्करिष्यसि मरिष्यसि ।
एवमस्तु प्रतिज्ञाते तेन हृष्टोऽभवन्नृपः ॥१८२॥
स गान्धर्वविवाहस्य सामग्री सकलामथ ।
भूपतिः कारयामास तन्मातुर्मन्दिरे क्षणात् ॥१८३॥
माता तत्त्वमजानाना स्वसुतां गौरवाससम् ।
आवद्धकङ्कणकरामुपानिन्ये नृपान्तिके ॥१८४॥
दृष्ट्वा तं कुष्ठिनं राज्ञी वरमाबद्धकङ्कणम् ।
पप्रच्छ भूपतिं कुत्र वरो यः परिणेष्यति ॥१८५॥
कुष्ठिनि ज्ञापिते राज्ञी जातमूर्च्छाऽपतत् क्षितौ ।
शीतोपचारतो लब्धचैतन्या विललाप च ॥१८६॥
हा निर्घृण ! किमारब्धं भवता दुष्टचेष्टितम् ।
यदीदृशवरायेमां सुतां दास्यसि सद्गुणाम् ॥१८७॥
भूतावेशान्यथाभूतचित्तः किमु भवानभूत् ।
किंवा दैवाद् हतमतिर्विपरीतोऽजनि प्रियः ॥१८८॥
भोगिनः कञ्चुकाविष्टाः कुटिलाः क्रूरचेष्टिताः ।
सुरौद्रा मन्त्रसाध्याश्च राजानः पन्नगा इव ॥१८९॥
इदं पूर्वकविप्रोक्तं सूक्तं सत्यीकृतं त्वया ।
स्वापत्यं क्षिपता दुष्टोदरेऽस्मिन् जिह्मगे वरे ॥१९०॥
राजा प्राह प्रिये ! किं मामुपालम्भयसे मुधा ।
उपालम्भय कर्मैव पुत्र्याः पूर्वभवार्जितम् ॥१९१॥
इयमेवं यतो वक्ति सर्वं स्वकृतकर्मणः ।
अवाप्नोति फलं तस्मान्नास्म्युपालम्भभाजनम् ॥१९२॥
ज्ञात्वा नृपाशयं राज्ञी प्रोचे मदनमञ्जरीम् ।
सुते ! सान्त्वय तातं स्वं यथा कोपं विमुञ्चति ॥१९३॥

